# गूजराती काव्यदोहन,

## નરસિંહ મહેતો.

જુનાગઢનો વડનગરો નાગર.

સંવત્ ૧૫૧૨, ઇસ્વીસન ૧૪૫૬ સુધી.

તેની પ્રસિદ્ધ કવિતા

બાળલીલા, દાણલીલા, રાસલીલા, ચાતુરી તથા છૂટક

### ઇશ્વરનું સ્મરણ કરવા વિષે. રાગ પ્રભાતી. પદ ૧ લું.

સમર ને શ્રીહરી, મેલ મમતા પરી, જો ને વીચારિને મૂળ તારૂં,
તું અલ્યા કોણ? ને કોને વળગી રહ્યો! વગર સમજે કહે મારૂં મારૂં. ટેક.
દેહ તારી નથી, જો ને જુગતે કરી રાખતા નવ રહે, નિશ્ચે જાય
દેહસંબંધિ તજિ નવનવા બહુ થશે, પુત્ર કળત્ર પરિવાર વહાય સ૦
ધનતણું ધ્યાન તું અહોનિશ આદરે. એ જ તારે અંતરાય મોટી,
પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખિયો, હાથથી બાજી ગઈ, થયો રે ખોટી; સ૦
ભરનિદ્રા ભર્યો રૂંધિ ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણિ કાં ન જાગે?
જાગતા નરસૈયા લાજ છે અતિ ઘણી, જનમોજનમ તારી ખાત ભાગે ૧૦

### પાપના પસ્તાવા વિષે. પદ ૨ જું.

બાપજી, પાપ મેં કવણ કીધાં હશે? નામ લેતાં તારૂં નિદ્રા આવે,
ઉંઘ આળસ્ય આહાર મેં આદર્યો, લાભ વીના લવરિ કરવિ ભાવે. ટેક.
દીન પુઠે દિન તો વહી જાય છે, દુરમતીના મેં ભર્યાં રે ડાલાં,
ભક્તિ ભૂતળવિષે નવ કરી તાહરી ખાડ્યા સંસારના થોથા ઠાલા, બા૦
દેહ છે જૂઠડી, કરમ છે જૂઠડાં, ભીડભંજન તારૂં નામ સાચું;
ફરિ ફરિ વરણવું શ્રીહરી તુજને, પતિતપાવન તારૂં નામ જાચું. બાપ૦

## અધર્મીના સગ વિષે. પદ ૩ જું.

મારા હરિજીશુ હેત ન દીસે રે, તેને ઘેર શીદ જઈએ, તેને સગે શીદ રહિએ.
હેત વિના હુંકારો ન દેવો, જેનુ હરખશુ હઈડુ ન હીસે રે,
આગળ જઈને વાત વિસ્તારે, જેની આખમા પ્રેમ ન દીસે રે, તેને ઘેર૦
ભક્તિ ભાવનો ભેદ ન જાણે, ભુરાયો થઈ ભાળે રે,
લલિતલીલા ને રગ ન ગાયે, ઉનેથી અધારુ ટાળે રે, તેને ઘેર૦
નામતણો વિશ્વાસ ન આવે, ઊડુ ઊડુ શોધે રે,
જાન્હવી કેરા તરગ તજીને તટમા જઈ કૂપ ખોદે રે, તેને ઘેર૦
પોતાના સરખા કરિ માને પુરષોતમની કાયા રે,
નરસૈયાના સ્વામીની લીલા મતિયા કહે છે માયા રે, તેને ઘેર૦

## મહેતાજીના અને ઢેડલોકના પ્રસગ વિષે પદ ૪ થુ

ગિરિ તળાટી ને કુડ દામોદર, ત્યા મેહેતાજી નહાવા જાય,
ઢેડ વરણમા દઢ હરિભક્તી, તે પ્રેમ ધરિને લાગ્યા પાય, ગિરિ૦
કર જોડીને પ્રાર્થના કીધી, વિનતિતણા બહુ વદ્યા રે વચન,
મહાતપુરૂષ મારિ અરજ એટલી, મારે આગણે તમે કરો કિરતન, ગિરિ૦
પ્રેમ પદારથ અમો પામિયે, વામિયે જન્મ મરણ જજાળ,
કર જોડતામા કરૂણા ઉપજી, મેહેતાજી વૈષ્ણવ પરમ દયાળ, ગિરિ૦
પક્ષાપક્ષી ત્યા નહિ પરમેશ્વર, સમદ્રષ્ટિને સર્વ સમાન
ગૌમૂતર તુળસીસ્થળ લીંપજો, એવુ વૈષ્ણવે આપ્યુ વાક્યદાન ગિરિ૦
મેહેતાજી નિશાયે આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઉચ્ચર,
ભોર થયા લગિ ભજન કીધુ, સતોષ પામ્યા સઊ વૈષ્ણવ ગિરિ૦
ઘેર પધાર્યા હરિ જશ ગાતા, વાતા તાળ ને શખ મૃદગ,
હસિ હસિ નાગર તાળીયો ને છે, આ શા રે બ્રાહ્મણના ઢગ? ગિરિ૦
માન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉ,
જાગ્યા લોક, નર નારી પુછે, મેહેતાજી તમે એવા શુ? ગિરિ૦
નાત ન જાણો ને, જાત ન જાણો, ન જાણો કાઈ વિવેક વિચાર
કર જોડીને કહે નરસૈયો, વૈષ્ણવતણો મને છે આધાર ગિરિ૦

## પદ ૫ મુ.

એવા રે અમો, એવા રે એવા, તમે કહો છો, વળિ તેવા રે
ભક્તી કરતા જો ભ્રષ્ટ કહેશો તો, કરશુ દામોદરની સેવા રે, એવા રે૦

જેનું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ઘર રાતું રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડેછે ગાતું રે; એવા રે૦
સગળા સાથમાં હું એક બુંડો, બુંડાથી વળિ બુંડો રે;
તમારે મનમાને તે કહેજો, નેહ લાગ્યો છે મને ટુંડો રે; એવા રે૦
કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સગળા પદાર્થ જેથકિ પામે, મારા પ્રભુનિતોલે નાવે રે; એવા રે૦
હળવા કરમનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવા રે૦

## પરોઢિયે વહેલાં ઊઠવા વિષે. પદ ૬ ઠ્ઠું.

રાત રહે જાહરે પાછલી ખટ ઘડી, સાધુ પૂરૂષને સુઈ ન રહેવું;
નિદ્રાને પરહરી સમરવા શ્રીહરી, એક તું, એક તું, એમ કહેવું; રાત.
જોગિયા હોય, તેને જોગ સંભાળવા, ભોગિયા હોય, તેને ભોગ તજવા;
વેદિયા હોય, તેને વેદ વીચારવા, વૈષ્ણવ હોય, તેને કૃષ્ણ ભજવા; રાત.
સુકવિ હોય, તેને સદ્ગ્રંથ બાંધવા, દાતાર હોય, તેણે દાન કરવું;
પતિવ્રતા નારને કંથને પૂછવું, કંથ કહે, તે તો ચિત્ત ધરવું; રાત.
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામિને સ્નેહથી સમરતા, ફેર નવ અવતરેનર ને નારી. રાત.

## ઈશ્વર જાણવાનો ઉપદેશ. પદ ૭ મું રાગ મેવાડો.

જુવાનીને દાહાડે રે હરીને જાણ્યા નહીં રે, મોહ્યુ પરદારા સાથે મન;
કાંઈકને મોહ્યા રે કામનીના કલ્પમા રે, કાંઈએક જોડવા ધાયો ધન; જુ.
પચિશને પચાસ રે પરપંચમાં ગયાં રે, દોહિલા આવ્યા સાઠ વરસના દન,
સીતેરને સુધી રે કાંઈ સમજ્યો નહીં રે, પછે ચાલ્યો સાધન કરવા વન, જુ.
આંખડિયે ન સૂઝે રે ગળે બહુ નાસિકા રે, બોલે, તે તો સંભળાય નહિ કરણ;
માયા તો ન મુકે રે, તુટે નહિ તૃષ્ણા રે, ઓળખાય નહીં અશરણ શરણ; જુ
હાથમાં લાકડી રે, ચરણ ચાલે નહીં રે, તુટીને શિથળ થયું છે તન;
મુખમાંહી દાંત રે એકે દીસે નહીં રે, તોય પાપી ઉદર માગે અન્ન; જુ
ભાગ્ય જેનું ભલુ રે,આ અવસરને ઓળખ્યો રે, તે તો પ્રાણી કહેવાય હરિના જન;
નરસૈંના સ્વામીને રે સુખમાં સંભારજો રે, જો હોય પેલા ભવનું પુન્ય. જુ

## પદ ૮ મું

શરીર શોધ્યા વિના સાર નહિ સાંપડે, પંડિતા પાન નહિ પામો પોથે,
તાંદુલા મેલિને તુસને વળગી રહ્યા, ભૂખ નહિ ભાગે એમ હાલે થોથે, શરીર
રસના સ્વાદમા સર્વે ફંધાઈ રહ્યા, વિગતિ ગુરૂજ્ઞાન વિના રે ગુથે,
વાણીવિલાસમા વિવિધ વાણી વદે, પરહરી પ્રેમને વળગે સુથે, શરીર
શબ્દ શીખે ખરો, સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઊચરે આદિ ઓથે,
પ્રપચ પિંડમા રહ્યો, અહકાર નવ ગયો, આથડ્યો એમ અનત મોટે, શરીર
શાસ્ત્ર કથા કહે, રજનીમા આથડે, એમ અજ્ઞાનમા રીશ ગોટે,
ભણે નરસૈયો, જે બે જાણી જુઓ, મેં તો રચી કહ્યુ પદ ચોથે શરીર

## પદ ૯ મું

શા સુખે સૂતો? સભાર શ્રીનાથને હાથ તે હરિ વિના કોણ સહાય,
માત ને તાત સુત ભ્રાત ટોળે મળ્યા, દોહલી વેળા સૌ દૂર જાય શા સુખે
ઉચે મસ્તક હતો, ઉગ્ર તપ આચરી, ભક્તિ કીધી ભગવાન કરી,
અવતરી પાશ બધાયો માયાતણે, લપટી લાલચે લીધો ઘેરી, શા સુખે
દિવસે દોડ્શ ભમ્યો રાત નિદ્રા વિષે, સ્વપનમા સાંભરે મોટિ માયા,
પનક પરવાર નહિ હરિભજવા તણો જ્યા લગી જીવ સજોગ કાયા શા સુખે
ધન ધામે કરી મોહી રહ્યો, લોભિયા વેદના વીસરી ગર્ભ કરી
નાથ ત્રિલોકના હરિને સભરિયા, જ્યારે રાખ્યો તો જઠરામા ઘેરી શા સુખે
જાગ રે જીવડા વાજ આવ્યો ઘણુ કેટલોએક પ્રતિબોધ દીજે,
નરસૈના સ્વામિને નિત્ય સભારતા, દેહિના દુકૃત દૂર કીજે શા સુખે

## પદ ૧૦ મુ

પારકી દુંશે મહત્તા કરે પ્રાણિયા, પુન્ય પાખી સર્વ વાત ખોટી,
કે તેં તો કર્ષણ બેદરા વાવિયા, ક્યાથિ જમે તુ તો તળ રોટી? ટેક
કે તેં તો દાન નહિ આપ્યુ અજાતણ, ક્યાથિ રહે તુ તો ઘેર ઝોટી?
કે તેં તો કથિર સોનારને આપિયુ, ક્યાથિ પહરે તુ તો કનક ટોટી? પારકી
પુણ્યથી રિદ્ધિ છે પુણ્યથી સિદ્ધિ છે, પુણ્યથી પહરશો ડગલો ડોટી,
ભણે નરસૈંયો, તુ પુન્ય કર પ્રાણિયા, પુન્યથી પામશો પત્ની મોટી પારકી

એમ કહી લખી ગયો છે કે નરસિંહ મહેતે સવાલાખ પદ રચેલા છે

### આત્મજ્ઞાન વિષે. રાગ પ્રભાતી પદ ૧૧ મુ

જ્યા લગી આતમા તત્વ ચીન્યો નહીં, ત્યા લગી સાધના સર્વ જૂઠી,
માનુષ દેહ તારો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી, જ્યા ૧
શુ થયુ સ્નાન સેવા ને પૂજા થકી ? શુ થયુ ઘેર રહી દાન દીધે ?
શુ થયુ ધરિ જટા ભસ્મ લેપન કરે ? શુ થયુ વાળ લોચન કીધે ? જ્યા ૨
શુ થયુ તપ ને તીર્થ કીધા થકી ? શુ થયુ માળ ગ્રહી નામ લીધે ?
શુ થયુ તિલક ને તુલસી ધાર્યા થકી ? શુ થયુ ગંગા જળ પાન પીધે ? જ્યા ૩
શુ થયુ વેદ વ્યાકરણ વાણી વદે ? શુ થયુ રાગ ને રંગ જાણે ?
શુ થયુ ખટ દર્શન સેવ્યા થકી ? શુ થયુ વરણના ભેદ આણે ? જ્યા ૪
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આતમારામ પરિબ્રહ્મ ન જોયો,
ભણે નરસૈંયો કે, તત્વ દરશન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો જ્યા ૫

### ખેડુની ગુજરાતી ભાષાનુ પદ ૧૨ મુ

હુ તો દાસ છે તારે દ્વાર રે હો કરસણિયા, ટેક
કરસણિયા, મને દરસણ દેજો, હું તો આરની રહિશું તારી,
તારે ને મારે લગપણ લાગ્યુ, એ તો જાણે જહોદા કાગી, રે હો કર ૧
જાહર ઝીમા મેં તો છીમડા રગાયો, મક ચોગો મહિ નાખ્યો,
આપણ બે ભેળા બેસીને જમશું, છાર ઊડાડતુ માછ્યો, રે હો કર ૨
નવા રથડાનો મેં તો પુખજ પાડ્યો, ને માગા હેઠળ મુક્યો,
તારે માટે, અલ્યા કરસણિયા રે, મેં તો હળવે રહીને મુક્યો, રે હો કર ૩
ખમે રે હુરડે ગોગડી પાચી, તેના તે સેર બોરા,
આપણ બે જણા બોરા રે વેણશું, છોર તે ચારહે ઢોરા, રે હો કર ૪
માગ ઉતરમા કાગડી પાચી, તેની તે લાબી લાબી લુબો,
મારા ઠેતરમા માનો માનો આવજે, રખે રે પાડતો લુમો રે હો કર ૫
કરસણિયા રે, મને હેત ગણીને, દાડી દાડી દરસણ દેજે,
નરસૈંઆના સ્વામી, વહેલો પધારી, જોગે તે માગી લેજે રે હો કર. ૬

હારમાળામાથી

### વૈષ્ણવ વિષે રાગ આશાવરી પદ ૧૩ મુ

વૈષ્ણવ જન તો તેને રે કહીયે, જે પીડ પરાઈ જાણે રે,
પરદુખે ઉપકાર કરે છે તો, મન અભિમાન ન આણે રે વૈષ્ણવ ૧

સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે તો, ધન્ય ધન્ય જનની તેની રે. વૈષ્ણવ ૨
સમ દૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે,
જિહ્વાથકી અસત્ય ન બોલે તો, પરધન નવ ઝાલે હાથ રે વૈષ્ણવ ૩

* * * * *

વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યા રે
ભણે નરસઈયો તેનું દરશન કરતાં, કુળ ઈકોતેર તાર્યા રે વૈષ્ણવ ૫

## ઘડપણ વિષે ઘોળ

ઘડપણ કોણે મોકલ્યું ? જાણ્યું જોબન રહેશે સદા કાળ, ઘડપણ કોણે
ઉંબર તો ડુંગર થયા રે, પાદર થયા પરદેશ,
ગોળી તો ગંગા થઈ રે, અંગે ઊજળા થયા છે કેશ, ઘડપણ કોણે ૨
નોતું જોઈતું તે શીદ આવિયું રે, નોતી જોઈ તારી વાટ,
ઘરમાંથી હળવા થયા રે, કહેશે, ખૂણે ઢાળો એની ખાટ ઘડપણ કોણે ૩
નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે શેવ
રોજને રોજ જોઈએ રાબડી રે, એવી બળી રે ઘડપણની એંટેવ, ઘડપણ કોણે ૪
આંખે તો સૂઝે નહીં રે, થરથર ધ્રૂજે કાય,
ખાધું તો અન્ન પચે નહીં રે ગમી બેસી તો નવ રહેવાય ઘડપણ કોણે ૫
પ્રાત કાળે પ્રાણ માહરા રે અન્ન વિના અકળાય,
ઘરના કહે છે, મરતો નથી રે ! તને બેઠા રહેતાં શું થાય ઘડપણ કોણે ૬
દીકરા તો જુજવા થયા રે, વહુઅર દે છે ગાળ
દીકરિયોને જમડા લેઈ ગયા રે, હવે ઘડપણના શા રે હવાલ ? ઘડપણ કોણે ૭
નસ નાડિયો જૂંજવી પડી રે, આવી પોહોચ્યો કાળ
બાઇરા છોકરા ફટ ફટ કરે રે, નાના મોટા મળી દે છે ગાળ ઘડપણ કોણે ૮
આવી વેળા અંતકાળની ત્યારે, દીકરા પધાર્યા દ્વાર
પાસળીએથી છોડી વાંસળી રે, તેણે લેઈ લીધી તેણીવાર, ઘડપણ કોણે ૮
એવું જાણી સહુ હરિ ભજજો રે, સાંભળજો સહુ સાથ
પર ઉપકાર કરી પામશો રે, જે કાંઈ કીધું હશે જમણે હાથ, ઘડપણ કોણે ૧૦
એવું નઠારું છે આ વૃદ્ધપણું રે, મૂકી દો સૌ અહંકાર,
ધર્મના સત્ય વચન થકી રે, મહેતા નરસઈ ઉતરો ભવપાર, ઘડપણ કોણે ૧૧

### ઝુલણા છંદની ચાલ.

જે ગમે જગતગુરૂ દેવ જગદીશને, તેતણો ખરેખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો;
હું કરૂં, હું કરૂં, એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિમંડાણ છે સર્વ એણી પેરે, જોગિ જોગેશ્વરા કાઇક જાણે. ૧
નીપજે નરથિ તો, કાઈ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કાઈ દષ્ટે આવે નહિ, ભવન પર ભવન પર છત્ર દાખે;
ઋતુ લતા પત્ર ફલ ફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જેહને જે લખ્યું, તેહને તે સુખે [illegible]



## તુલસી.

કુંતલપુરનો[1] સારસ્વત બ્રાહ્મણ.
સવત્ ૧૬૧૪, સન ૧૫૫૮ મા હતો.

તેના રચેલા
### ધ્રુવાખ્યાનમાંથી.

#### ચોપાઈ.

ધ્રુવ કહે, માતા સાભળો, કિધા પાપ કાઈયે નવ ટળે,
કિધાં પાપ ભોગવશો સોય, લખ્યુ વિધાતા વ્યર્થ ન હોય,
નથી સગું કો આ સસાર, લેણે દેણે લે અવતાર. ૧
માત પિતા સુત દાર સબંધ, એ સરવે માયાનો બધ,
અધાત જળ છે આ સસાર, હરિ નામે તે પામે પાર ૨
શીખ દિયો માતા હવે હશી, એહ વાત મારે મન વશી;
* * * * * *
માત વચન એવાં સાભળી, થઈ મૂર્છાગત ધરણી ઢળી, ૪
પામી અચાનક મૃત્યુ કાળ, બાંહ્ય ગ્રહી બોલાવે બાળ,
માતા હું નથી વન સંચર્યો, તો દુખ એવડુ શાને કરો ? ૫

---

૧ કુતલપર એ કુતીઆણાનુ શુદ્ધ નામ.

અમૃત બોલ ધ્રુવ બોલે અસા, માતા પ્રાણ રૂદે તવ વસ્યા;
બેઠી થઈ ઉઘડ્યાં લોચંન, કોમળ નયણે નિરખ્યો તંન. ૬
માતા વચન જ બોલી એમ, બાપ તું વનમાં જાઈશ કેમ?
ઘેર બેસી તું કરજે રાજ, સભામાં તારે શું છે કાજ? ૭
જય અંબાજી મોટો કરે, રાજ ભાર શિર ઉપર ધરે;
કરતા તપ જોગેશ્વર હશે, રાત દિવસ જે વનમાં વસે. ૮
રાજકુંવર તું મારા તંન, તેં કશી વાત વિચારી મંન?
વનમાં હોય વનચર વિકરાળ, ઉપદ્રવ તુજને કરશે બાળ. ૯
વિકટ પંથ, ને વન અતી દૂર, અંધારે નવ સૂઝે સૂર;
અનેક પંખી કરે પોકાર, મનુષ્ય કો નહિ વનમોઝાર. ૧૦
મોટા પર્વત નદિયો જેહ, તેહતણો નહિ લાવે છેહ;
વિપરીત ત્યાં વિચરે જમદૂત, વિવિધ પેરનાં ત્યાં હોય ભૂત. ૧૧
ચિત્રા સિંહ વિછૂ વિકરાળ, સાબર રોઝ ને ભેંસા શિયાળ;
નાહાર શશા જંગલમોઝાર, વાનર સેન ન લાભે પાર. ૧૨
મોટા ભુજંગ મણિધર જેહ, નવકુળના અધિકારી તેહ.
વસે વીર એ તે અતિ ઘણા, પૂર્ણે વિકટ નહિ કાંઈ મણા. ૧૩

## દોહરા.

તૃષા તે તુજને લાગશે, સાંભળ મારા વીર;
કેમ જઈશ વન એકલો? નહિ હોય પાસે નીર. ૧
પુત્ર, ધરણી પર પોઢવું, નથિ રે તહાં પલંગ;
ચરણ કોણ ત્યાં ચાંપશે? નથી સેવક પણ સંગ. ૨
બોરડી બાવળ ગોખરૂ, કઠણ કાંકરા ઘર્ણું;
પંથ જતાં કયમ ચાલશે? કોમળ તારા ચર્ણ. ૩
ગિરિ જંગલ બહુ ડુંગરા, વળિ વાનરના ઠાડ;
પંથ દિસે નથિ આગળે, કયમ તું જાણિશ વાટ? ૪
સાદ કરૂં હું કેહને, પુત્ર, પુત્ર, કહિ નામ;
સજ્જનડા ચાલ્યા પછી, ઊજડ દીશે ગામ. ૫
દેવો સઘળા પૂજિને, પામી છું હું તુજ;
રાંકતણું જયમ રતનડું, એમ ગણું છું હું જ. ૬

દૈવે દુર્બળ ઘાતકી, મે જાણ્યોછે તેહ;
શું પેહેલુ સુખ આપિયુ? શુ હવે કાઢ્યો છેહ? ૭
પુત્ર મેં નવ પરણાવિયો, કાંઈ ન કીધુ કામ,
ભૂતળ ભૂલા આવિયા, હૈડે ન પહોતી હામ. ૮
અંધા કેરી લાકડી, હું દુબળીનુ ધન,
મુજને તજવા એકથી, કઠણ કરોછો મન. ૯
પુત્ર પાચ હોય જેહને, તેને સુખ ને મહાય,
એક જ હોયે દુબળિને, તેનુ દુખ નવ જાય ૧૦
નેત્રવતી એમ ઓચરે, ઉભો સાભળે બાળ,
વશિષ્ટે વચન કહ્યા હતા, તે સાભર્યા તતકાળ ૧૧
વચન રૂદયમા રાખિયુ, નહિ મન ભાખ્યો ભેદ,
વશિષ્ટ વાણી સત્ય ગણી, વાચા અવિચળ વેદ. ૧૨
વચન એ જ નિશ્ચય કર્યું, રૂદન નિવાર્યું માય,
પુત્ર કને બોલાવિયો, હેતે હૈડામાય ૧૩
ધ્રુવ તે વળતી બોલિયો, મુખથી એવી વાણ,
માતા મુજને શીખ દ્યો, નહિ તો તજશુ પ્રાણ ૧૪
બાળકનુ મન જાણીને, શીખ દે છે વળિ ત્યાય,
પુત્ર તમે રહો ત્યા લગી, ષટરસ ભોજન થાય. ૧૫

## ચોપાઈ

વાત કરી સશય ટાળિયા, ષટરસ ભોજન તત્પર થયા,
હેમ થાળ લેઈ આગળ ધરી, પિરસે માતા પ્રેમે કરી ૧
છપન ભોગ આરોગ્યા બહુ, દાસી રાજવળાની સહુ,
વળતો ધ્રુવ એણી પેર વદે, વાત તમો આ રાખો રૂદે. ૨
કોઈને નહિ કરશો જાણ રખે રાય રાખે મુજ પ્રાણ,
કુંવરે વાર્યા એણિપેર કરી, પ્રસ્થાના વેળા થઈ ખરી. ૩
માતાને ધ્રુવ લાગ્યો પાય, વળતી આશિષ દેછે માય,
પયે રૂપ ત્રણ તુજ રાખશે, દુખ તારૂ હરશે દિન નિશે ૪

* * * * * *

ધરા ઉપર જેટલા છે દેવ, રક્ષા તારી કરો તતખેવ,
સિદ્ધ સાધક ને ખેતરપાળ, રક્ષા કરશે તારી બાળ. ૧
ગૌરી પુત્રે કરુણા કરી, તો મેં મુખે કથા ઓચરી;
વિપ્ર સારસ્વત, કુતલપુર ગામ, માધવ સુત, તુલસી છે નામ ૨
કાવ્યનાલા કીધા જેહ, સરસ્વતીએ ઉપદેશ્યા તેહ;
ખોડ ન દેશો કવિજન કોય, સત્ય વચન હું બોલું સોય. ૩
સંવત નારીનો શણગાર આદ્ય અંક, ને વેદ વિચાર,
માઘ માસ, ને પક્ષ અંધાર, તિથિ એકાદશી, ને સોમવાર. ૪
તે દિન કથા સંપૂરણ કરી, તે હરિજન હૃદયે વિસ્તરી,
સુણશે તેની પહોંચે આશ, ચાર પદારથ પામે પાસ. ૫

---

## શિવદાસ.

### ખંભાતનો નાગર બ્રાહ્મણ,

સંવત્ ૧૬૭૩, સન ૧૬૧૮ માં હતો

---

### દ્રૌપદી સ્વયંવરમાંથી,

કડવું ૧૪ મું, રાગ ધનાશ્રી.

વૈશંપાયન બોલિયા રે, સૂણ જનમેજયરાય રે,
માન તજી મહીપત રહ્યા મેણે, મચ્છ વીંધ્યો નવ જાય રે. ૧
અર્જુન એવું દેખતા, દ્વિજ રૂપે બોલ્યા વાણ રે,
જો સ્વામી મને આજ્ઞા દો તો, મચ્છ વીંધું નિરવાણ રે. ૨

ઢાળ

આજ્ઞા દો તો ધનુષ લેઇને, મચ્છ વીંધું મહારાજ,
મને ક્ષણ વાર લાગે નહિ, એમ કરૂં એ કાજ. ૧
અહીં કીર્તિ થશે આપણી, દ્વિજ સૌને જશ હોય,
આ સર્વ ક્ષત્રી દેખતા, સુખ પામશે સૌ કોય ૨

---

૧ સંવત્ ૧૬૫૪

ત્યારે સાકો દ્વિજ બોલીઆ, ધન્ય વીર કરો એ કાજ,
કેટલાક કહેછે ન રહો બેશી, કેમ લગાવો લાજ. ૩
એ વાત સર્વ શ્રણુતા, સર્વ દ્વિજને મૂંકશે કાઢી આજ,
ભિક્ષા નહિ પામો તમે, સત્ય માનજો સૌ સમાજ. ૪
કહેશે ભિક્ષા અર્થે આવ્યા, દ્વિજ કરે મોટી હામ;
શિર ગાળ સૌને બેસશે, એ આપણુ નહિ કામ. ૫
કેટલાક ખીજી બોલિયા, ક્યા ગઈ તમારી સાન
બળવત એ દીશે ઘણો, નહિ વિપ્ર એ રાજાન. ૬
પ્રચડ ભુજ એના સહિ, મછ વીંધશે તે આહી;
એ વાત મુખથી તો કરે, પણ જોર છે મનમાહી ૭
જો જીતશે તો એટલુ, વિપ્રની વધશે લાજ;
નહિ તો બ્રાહ્મણ થઇને છૂટશુ, ચિંતા શી છે આજ. ૮
પછે ઊઠાડે સર્વ મળી, ત્યા પારથને દ્વિજરાય,
ત્યારે યુધિષ્ઠિર સહદેવને લૈ, ભિક્ષા અર્થે જાય. ૯
સકળ દ્વિજને ચરણે લાગી, કર્યા દડ પ્રણામ,
આશિષ દેતા સકળ મુનિજન, ધન્ય પુત્ર કરો એ કામ ૧૦
પછે સ્વયવરમા ગયો ચાલી, જ્યા મછ બાધ્યો સોય,
ત્યા ધનુષ તાણી અર્જુને જોયુ, દેખતા સૌ કોય ૧૧
ભીમ નિષ્કુળ સગ આવ્યા, વધાર્યા નિજ ભ્રાત,
સ્વયવરમા કન્યા રહી, વરમાળ ઝાલી હાથ ૧૨
શલ્ય ને શિશુપાળ આદે, • સકળ કૌરવ જોય,
તે નર નિકટ થઇ તહીં, જોતા હવા સૌ કોય. ૧૩
તેને સુભટ મરખો દેખતા, સૌ કરે અન્યોઅન્ય વાત,
એ વિપ્ર નહિ કોયુ રાય છે, બલવત ક્ષત્રી જાત ૧૪
એના પ્રચડ ભુજ ભૂપે દીઠા, એનું મુખ સુદર દેહ,
નરનાથ સરખો શોભિયો, સહિ કન્યા વરશે એહ ૧૫
ત્યા કૃષ્ણ કહે બળભદ્રજી, જુઓ પારથકેરા પાણ,
સૌ દેખતાજ દ્રુપદસુતને, લેઇ જશે નિરવાણ. ૧૬
અર્જુને ત્યા ધૌમ રૂષિને, કર્યા દડ પ્રણામ,
ગુરુ દ્રોણનુ ચિંતન કરીને, ગ્રહ્યુ ધનુષ તે ઠામ. ૧૭

ગાંધર્વ નગર ને ગગનકુસુમ, ભોગ અસ્થિર સ્વમના તેમ,
નિદ્રાવશ મન ક્યાહી ભમે, સ્વમ સુખ નહિ માન્યુ જ્યમે ૧૦
ચિત્રલેખાએ દીઠિ દારણ, સખી ઓખાને આપે ધારણ,
કુંવરીનું મનાવા મન, કીધો દીપક કેળવિ જુગન. ૧૧
તપાસ્યુ માળિયુ ચારે પાસ, પડિ ઓખા થઈને નિરાશ,
વાધિ વિરહતણી વેદના, મૂર્છાગત થઈ અચેતના ૧૨
ચિત્રલેખાએ બેઠી કરી, હૃદયે ચાપિ બે ભુજ ભરી,
કામ વશથકી મન લાજતુ, વિરહ તપ્ત છે તન દાઝતુ ૧૩
છાંટિ અખિયે પાણી નીર, વિરહે વ્યાકુળ સ્વેદ શરીર,
ચિત્રલેખા કહે શણ સતી, સાવધાન થા લાવુ પતિ ૧૪
કેમ વિસર્યું ઉમાનું વચન, સ્વપને વરશો સ્વામીન,
ઓખા કહે મને સ્મરણા થઈ, જાણી આપ પ્રભૂને અહીં ૧૫
વિધાત્રી કહે શુ તેનું નામ સ્વામે સ્વામીનૂ કેણુ ગામ,
કેણુ જાત પિતા ને માત, લઈ આવુ કહે માંડિ વાત ૧૬
ઓખા કહે કરમે દઇ ભૂજ, વારે વારે શુ પુછે મૂજ,
મન મળવા રહ્યુ ટમટમી, તેનુ રૂપ અતર રહ્યુ રમી ૧૭
ઓખા કહે, હુ તો ઘેલી થઈ, નામ ઠામ પુછાયુ નહિ,
નાત જાત ને માત પિતાય, પ્રીછિ નહિ જે પ્રથમ પુછાય ૧૮
રૂપ ભળા મને મન ગમી, તે સ્વરૂપ રહ્યુ ચિત્ત રમી,
બાંધ તે નાથે મિથ્યા મને દમી, સુખે સુરજ ગયો આથમી ૧૯
નિશા નહિ જાય નિર્ગમી, મળવા મનડુ રહ્યુ ટમટમી,
વિરહ દુ ખ ન રહેવાય ખમી લાવ નાથને ચરણે નમી ૨૦
સખી કહે કરમે દઇ હાથ, તુ માંડી કહે બધી વાત,
મિથ્યા વાત કહેછે મને નામ ઠામ વિના લાવુ કોને ૨૧
કશો એક જો આશરો નઽ તારા સ્વામીને લાવુ સદ્ય
ઓખા બોલેછે આળપપાળ, આવે તો ઓળખુ તતકાળ ૨૨
ઘણું રૂપ સબળ છે સારૂ તેણે ચિતડુ ચોર્યું છે મારૂ
લાવ સખિ શિઘ્ર તેહને નહિ તો પાડુ મારા દેહને ૨૩
સ્વામિ વિના તો જીવવુ વૃથા, માટે પિંડ પાડ સર્વથા

## સાખી

પિંડ ટું પાડું સર્વથા, આજ ન આવે સ્વામી,
ચિત્રલેખા રૂપ ચીતરે, કાગળમાં બહુ કામી ૨૪

## ચોપાઈ ત્રણ તાળની

ઓખા કહે છે શુણ સાહેલી, વાત નાથને વેલી વેલી,
બાઈ તું છે સુખની દાતા, લાવ સ્વામીને થાય સુખ શાતા ૧
ઓખા તને તો પરણે એ હેવા, સખી આણ્યાના ઉપાય કેવા,
તને પરણ્યાતણે મન થાય, નથિ લાવ્યાનો એકે ઉપાય ૨
દૂર પંથ છે દ્વારામતી, કેમ જવાય મારી વતી,
ત્યાં તો જઈ ન શકે રાય શક્ર, રક્ષા કરવા ફરે છે ચક્ર ૩
જીવતા તો ફરી ન અવાય, નિશ્ચે મસ્તક છેદ થાય,
જાદુ જોજન સહસ્ર અગિયાર, તારો કેમ આવે ભરતાર ૪
નયણે નીરની ધારા વહે છે, કર જોડિને કન્યા કહે છે,
બાઈ તારી ગતી છે મોટી, તને તો ન કરે કોઇ ખોટી ૫
સહિયરને સહિયર વાલી, બાઈ તેં મને હાથે ઝાલી,
આપણે બે બાળ સંઘાતી, તું તો પ્રાણદાતા છે વિધાત્રી ૬
મા બાપ વેરી થયાં મારાં, મેં તો ચરણ સેવ્યા છે તારા,
ચિત્રલેખા તું દીન દયાળ એમ કહીને પગે લાગિ બાળ ૭
ચિત્રલેખાએ ધારણા દીધી, પછિ કાયા પક્ષીણિનિ કીધી,
મોનિ ચિત્રલેખા સત્ય વાણી, ક્ષણ એકમાં આપું આણી ૮
તે શું પરણાવું રૂડી રીત, તો તું જાણજે મારી પ્રીત,
ઓખા કહે રહેજે રૂડે આચરણે, રખે અનિરૂદ્ધને તું પરણે ૯
સખિ સુંદર વરને જાણી, રખે થાતી તું પટરાણી,
એનો અતિશે છે હાથ રૂપાળો, રખે મેળવે તું હાથેવાળો ૧૦
બાઈ જાદવ વર છે રૂડો, રખે પેરીને બેસતી ચૂડો,
બાઈ જઈને આવજે તર્તે, રખે તે સાથે મગળ વર્તે. ૧૧
સખિ આવજે વેલી વેલી, વહાણું વાતાં પેહેલી પેહેલી,
બાઈ તારો છે વિશ્વાસ, રખે મૂરતિ મને નિરાશ. ૧૨

રાર ચાપ ચઢાવી અર્જુને, જળ વિષે જોયુ તેહ,
તતક્ષણે વીંધી મછ પાછો, ગગને બાંધ્યો જેહ ૧૮
ત્યારે કન્યાએ તતખેવ મૂકી, પારથ શિર વરમાળ,
એવુ દેખતા તેણે સમે, કોપિયા સહુ મહીપાળ ૧૯
આજ નર મુગટધારી છતા, કેમ દ્રાપદી લૈ જાય,
સગ્રામ કરિયે તેનિ સાથે લીજીએ કન્યાય ૨૦
શલ્ય કરણ ને શિશુપાળ આદે, મળ્યા રાણા ને રાય,
સ્વયવરમાથી બહાર આવી, રહ્યા મારગમાય ૨૧
ત્યારે કન્યા લેઈ અર્જુન ચાલ્યા, નગ સમળી મુનિનાથ,
પ્રભુ રખે મન ચિંતા ધરે હુ સહાય છુ તમસાથ ૨૨
પૂછે દમોદર નિષ્કુળ બાધવા, સઘાતે બહુ હામ
ત્યારે દ્રષ્ટદ્યુમ્ને પારથને ત્યા, કર્યો દડ પ્રણામ ૨૩
પ્રભુ આજ્ઞા દો જે તમે, કરૂ તે હમણા કાજ,
આ ભૂપ સૌ ટોળે મળી, જુદ્ધ સબળ કરશે આજ ૨૪
ત્યારે પારથ કહે જાઓ રથ લાવો મહા ધનુષ બાણ શૂર
હુ જુદ્ધ કરૂ આજ સર્વેશુ, મારી કરૂ ચકચૂર ૨૫
દ્રષ્ટદ્યુમ્ન એવુ સાભળી, બળ સહિત ચઢિયો સાથ,
ત્રણે બાધવ તે રથે ચઢીને, ધનુષ લીધા હાથ ૨૬

## વળણ

ધનુષ લીધા હાથ પાડવ ચાલ્યા રણ વિષે સહી,
શિવદાસ કહે પછિ ભીમસેને ગરજના કીધી રણે રહી ૧
સવત સોળ તોતેર વર્ષે મકર સક્રાતનો દન,
તે દહાડે આરભ કર્યો મેં, આનદ ઊપનો મન ૨
એક માસમા કથા સપૂર્ણ થઈ, સભાર્યા શ્રી અવિનાશ,
શ્રીગુરૂ ચરણ કૃપાએ કરી બુદ્ધિ આપિ ભૂધર વ્યાસ ૩
બુદ્ધિપ્રમાણે આખ્યાન મેં કર્યું આણી મન ઉલ્લાસ,
દક્ષિણ દેશ વિજેપુરમા પદબધ કીધો પ્રકાશ ૪
કવિ નાગર સ્તમ તીર્થવાસી, કામેશ્વરનો દાસ ૫

આ કવિતા સરસ નથી, તો પણ જૂની જાણીને લીધી છે, કારણકે તે સમયની ભાષા જાણવામા આવે

# પ્રેમાનંદ.

વડાદરાનો ચોવીશો બ્રાહ્મણ,

સંવત્ ૧૭૩૩, સન ૧૬૭૭

### તેના પ્રસિદ્ધ ગ્રંથ

દશમસ્કંધભાગવત, ઓખાહરણ, સુધન્વાખ્યાન, નળાખ્યાન, સુદામાચરિત્ર, નરસિંહ મહેતાની હુંડી, મામેરૂ, શ્રાદ્ધ, રણયજ્ઞ

**આ કવિ ગુજરાતી ભાષામાં સૌથી સરસ ગણાય છે.**

---

ઓખાહરણમાંથી

### ચોપાઈ ત્રણ તાળની

આશા ભંગ થઈ ભામીની, રૂવે સ્તુતિ કરે સ્વામીની,
ચિત્રલેખા ભણી તે ગઇ, ઊઠ બેનિ તું શું સૂઈ રહી ૧
છે ચતુર કૌભાંડ કુમારી, પુછે વાત સકળ વિસ્તારી,
ચિત્રલેખા કહે શુણ બાળી કેમ રૂવેછે આંસુડાં ઢાળી ૨
જાગિ સૈયર બેબાકૂળી, કેમ રૂવેછે કન્યા વ્યાકૂળી,
આવડી ઓખા શું કાપી શંકર ઓથારે તુજને ચાંપી ૩
મારિ મીઠી તું રહે છાની, તને રક્ષા કરે રે ભવાની,
કહે બેનિ તને શું હતું, સ્વપનામાં દિઠું કાંઈ નવું ૪
ઓખા કહેછે કરમે દેઈ હાથ, થોડા સારૂ દુભ્યો મેં નાથ
હસતાં રમતાં ચઢિ ગયો ક્રોધ, કોગટ કાસ થયો વિરોધ ૫
કર દીવો ને ઘર નિહાળિયે, છે તો આટલામાં પિયુ માળિયે
ચિત્રલેખા કહે ઘેની થઈ, હવે અહિયાં અવાયે નહિ ૬
આવિ ન શકે પ્રાણી પંખના એ તો સ્વપ્નાની ઝંખના
પીયુ પીયુ કરતાં તું સૂતી, માટે સ્વપ્નામાં દીઠો પતિ ૭
સ્વપ્ને નિર્ધન પામે ધન, સ્વપ્ને વંઝા પ્રસવે તન
જાગે ને હાનો ઉછરંગ, સ્વપ્ન મૃગજળના તરંગ. ૮
ઇંદ્રજાળની જેવી વસ્ત, ગ્રહિયે ને હાનો હસ્ત
લભ્ય ન થાય દીઠું સ્વપ્ને- દર્પણ રૂપ ન આવે કને ૯

ગાંધર્વ નગર ને ગગનકુસુમ, ભોગ અસ્થિર સ્વપ્નના તેમ;
નિદ્રાવશ મન ક્યાંહી ભમે, સ્વપ્ન સુખ નહિ સાચુ ક્યમે. ૧૦
ચિત્રલેહાએ દીઠિ હારણ, સખી ઓખાને આપે ધારણ;
કુવરીનુ મનાવા મન, કીધો દીપક ફેરવિ ભુવન. ૧૧
તપાશ્યું મળિયું ચારે પાસ, પડિ ઓખા થઈને નિરાશ;
વાધિ વિરહતણી વેદના, મૂર્છાગત થઈ અચેતના. ૧૨
ચિત્રલેખાએ બેઠી કરી, હૃદયે ચાંપિ બે ભુજ ભરી;
કામ વશથકી મન લાજતું, વિરહ તપ્ત છે તન દાઝતું. ૧૩
છાટિ સખિયે પાણુ નીર, વિરહે વ્યાકુળ સ્વેદ શરીર;
ચિત્રલેહા કહે શ્રણુ સતી, સાવધાન થા લાવુ પતિ. ૧૪
કેમ વિસર્યું ઉમાનું વચન, સ્વપને વરશો સ્વામીન;
ઓખા કહે મને સ્મરણા થઈ, આણી આપ પ્રભૂને અહીં. ૧૫
વિધાત્રી કહે શું તેનું નામ, સ્વમે સ્વામીનું કોણ ગામ;
કોણ જાત પિતા ને માત, લઈ આવું કહે માંડિ વાત. ૧૬
ઓખા કહે કરમે દઇ ભૂજ, વારે વારે શું પુછે મૂજ,
મન મળવા રહ્યુ ટમટમી, તેનું રૂપ અંતર રહ્યું રમી. ૧૭
ઓખા કહે, હુ તો ઘેલી થઈ, નામ ઠામ પુછાયું નહિ;
નાત જાત ને માત પિતાય, પ્રીછિ નહિ જે પ્રથમ પુછાય. ૧૮
રૂપ કળા મને મન ગમી, તે સ્વરૂપ રહ્યુ ચિત્ત રમી;
બાઇ તે નાથે મિથ્યા મને દમી, સુખે સુરજ ગયો આથમી. ૧૯
નિશા નહિ જાય નિર્ગમી, મળવા મનડુ રહ્યુ ટમટમી;
વિરહ દુઃખ ન રહેવાય ખમી, લાવ નાથને ચરણે નમી. ૨૦
સખી કહે કરમે દઇ હાથ, તુ માંડી કહે બધી વાત;
મિથ્યા વાત કહેછે મને, નામ ઠામ વિના લાવુ કોને. ૨૧
કરો એક જો આશરો વર, તારા સ્વામીને લાવું સધ;
ઓખા બોલેછે આળપંપાળ, આવે તો ઓળખું તતકાળ ૨૨
ઘણું રૂપ સબળ છે મારૂં. તેણે ચિતડું ચોર્યું છે મારૂં:
લાવ સખિ શિઘ્ર તેહને, નહિ તો પાડું મારા દેહને. ૨૩
સ્વામિ વિના તો જીવવું વૃથા, માટે પિંડ પાડું સર્વથા.

## સાખી

પિઉ હું પાકુ સર્વથા, આજ ન આવે સ્વામી,
ચિત્રલેખા રૂપ ચીતરે, કાગળમા બહુ કામી ૨૪

## ચોપાઈ ત્રણ તાળની

ઓખા કહે છે શુણ સાહેલી, લાવ નાથને વેલી વેલી,
બાઈ તુ છે સુખની દાતા, લાવ સ્વામીને થાય સુખ શાતા ૧
ઓખા તને તો પડ્યો એ હેવા, સખી આણ્યાના ઉપાય કેવા;
તને પરણ્યાતણુ મન થાય, નથિ લાવ્યાનો એકે ઉપાય ૨
દૂર પથ છે દ્વારામતી, કેમ જવાય મારી વતી,
ત્યા તો જઈ ન શકે રાય રાંક, રક્ષા કરવા ફરે છે ચક્ર ૩
જીવતા તો ફરી ન અવાય, નિશ્ચે મસ્તક છેદન થાય,
જાણુ જોજન સહસ્ત્ર અગિયાર, તારો કેમ આવે ભરતાર ૪
નયણે નીરની ધારા વહે છે, કર જોડિને કન્યા કહે છે,
બાઈ તારી ગતી છે મોટી, તને તો ન કરે કોઈ ખોટી ૫
સહિયરને સહિયર વાલી, બાઈ તેં મને હાથે ઝાલી,
આપણે બે બાળ સઘાતી, તુ તો પ્રાણદાતા છે વિધાત્રી ૬
મા બાપ વેરી થયા મારા, મેં તો ચરણ સેવ્યા છે તારા,
ચિત્રલેખા તુ દીન દયાળ, એમ કહીને પગે લાગિ બાળ ૭
ચિત્રલેખાએ ધારણા દીધી, પછિ કાયા પક્ષીણિનિ કીધી,
બોલિ ચિત્રલેખા સત્ય વાણી, ક્ષણ એકમા આપુ આણી ૮
તે શુ પરણાતુ રૂડી રીત, તો તુ જાણજે મારી પ્રીત,
ઓખા કહે રહેજે રૂડે આચરણે, રખે અનિરૂદ્ધને તુ પરણે ૯
સખિ સુંદર વરને જાણી, રખે થાતી તુ પટરાણી,
એનો અતિશે છે હાથ રૂપાળો, રખે મેળવે તુ હાથેવાળો ૧૦
બાઈ જાદવ વર છે રૂડો, રખે પેરીને બેસતી ચૂડો,
બાઈ જઈને આવજે તર્તે, રખે તે સાથે મગળ વર્તે. ૧૧
સખિ આવજે વેલી વેલી, રહાણુ વાતા પેહેલી પેહેલી,
બાઈ તારો છે વિશ્વાસ, રખે કરતિ મને નિરાશ. ૧૨

કો ન જાણે એવુ કરજે, વેગે સ્વામિને લઈને ફરજે,
જો જાણશે પિતા બાણ, તો તે આપણા લેશે પ્રાણ. ૧
તુ તો કરજે સ્વામીનુ જતન, મુજ રાંકને હાથ રતન,
પછે પંથે વળાવિ વિધાત્રી, પક્ષિણી મન વેગે જાતી ૧
દ્વારિકા પહોંતી કામીની, છેલી દોઢ પહોર જામીની,
જાવા કીધુ નગરમા મન, એવે આવ્યુ સૂદરશન. ૧
જેવુ મસ્તક છેદે બળમા, કન્યા પેઠિ ગોમતિના જળમા,
એવે નારદ રૂપિ ત્યા આવી, ચક્ર ભયથકી કન્યા મુકાવી ૧
કહે નારદ સૂદરશન, તેને લઇ જાવા દેજે તન
એ તો કામ છે કૃષ્ણને ગમતુ, માટે રખે તુ એને દમતુ. ૧
પછે ઉદકનિ અજળિ લીધી, મને વિધાત્રી નિર્ભય કીધી,
તામસી-વિદ્યા રૂપિયે આપી, પછે પીઠ પ્રેમદાનિ થાપી ૧
હવે અલ્પ રહિછે રાત્રી, જા લે અનિરૂધને તુ વિધાત્રી,
ગયુ ચક્ર તે પશ્ચિમ પાસે, રૂષિ નારદ ગયા આકાશે ૧૯
ચાલિ ચિત્રલેખા જોતિ ગામ, સામસામા શોભિતા છે ધામ,
સપ્ત ભૂમિના ભવન તે ભાસે, જોતા ભૂખ તરસ તે નાસે ૨૦
બહુ કળશ ધજા બીરાજે, જોતા અમરાપુરી તો લાજે,
શોભે છજા ઝરૂખા ને માળ, મણીમય થભ ઝાકઝમાળ ૨૧
વાડિ બારિ ને ગોખે જાળી, લીલા કાચ મુક્યા છે ઢાળી,
લીપિ ભીંતે સોનાની ગાર, ચળકે કામ તે મીનાકાર ૨૨
બના ચૌગા ગેરી ને પોળ સામસામી હાટનિ ઓળ,
ઘેર ઘેર તે વાટિકા કુંજ, કરે ભમર તે ગુંજાગુંજ. ૨૩
થાય ગાનના ઘોર તે કાળે, રગ જામ્યો વાજિત્રને તાળે,
મોગ માતગ ઘૂમે ને ડોલે, ગુણગાન બદીજન બોલે ૨૪

## નરસિંહ મહેતાના મામેરામાંથી,

### કડવુ ૨ જુ રાગ વેગડી

ગેહેને માંડ્યો ગૃહસ્થાધર્મ, પતિવ્રતા ઘેર નારી પર્મ,
દામોદરની સેવા કરે, માળા તિલક ને મુદ્રા ધરે ૧
મધુ વૈરાગી વૈષ્ણવજન, તાળતાળ વાજે બહુ ધન્ય,
ચોકમાંહી તુળસીના વન, અહર નિશા થાયે કિરતન. ૨

નહિ ખેતી કે કામ વેપાર, હરિભગત મેહેતો તદાકાર.
જે આવે તે વૈષ્ણવ જમે, ગુણ ગાઈને રહ્યા નિરગમે
વિશ્વભર પુરે પાડે અન, વિશ્રામ ઘણો મેહેતાને મન;
બે સંતાન આપ્યા ગોપાળ, એક પુત્રી ને એક બાળ.
શામળદાસ કુંવરનુ નામ, તે પણ ભણ્યો મોટે હામ,
કુંવરબાઈ નામે દીકરી, પરણાવ્યા ગોરી વિવા કરી
પામ્યા મરણ પત્ની ને પુત્ર, મેહેતાનું ભાગ્યું ઘરસૂત્ર
પતિવ્રતા વહુ વિધવા થઈ, *સુરસેના પછે એકલી રહી
સ્ત્રી પુત્ર મરતે પામ્યા શોક મેહેતાને તનમાત્ર ન શોક
ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ.
કુંવરબાઈ વડે મોટી થઈ આણુ આવ્યું ને ગામરે ગઈ.
મમરો શ્રીરંગ મેહેતો નામ, મોટું વર કહાવે બહુ દામ
છે સામળિયાને ઘણું અભિમાન, ધન છે ને ગતિ કરે ગુમાન;
નાનું જોયાની સાકુ બળે, કુંવરબાઈ દુબળી ગળે
કહેને આવો નંદકુંવરનિ કરી, સાસરિયા સૌ પાવન ભરી,
ચેટા કરે સાસુ ગર્વે ભરી કુંવરબાઈ નવ બોલે ફરી.
છે લહુરો નહાનો ભરતાર, તે નવ પૂછે વિવેક વિચાર,
કુંવરબાઈને આવ્યું સીમંત સાદર વાત ન પૂછે કંથ
રૂપ દેખી અતિ સુંદરતણું સામરિયા મન હરખે ઘણું,
કરે મેહેતો હરિનો છે દાસ મોસાળ નિવી કરવી આશ.
વહુનો ઓરિયો વીતે ખરો, માઇક મોસાળુ ઘેરથી કરો,
દુર્બળની દિકરી રાંકડી આચાર કરી બાંધી રાખડી
ન કહાવ્યું પીયર ન કોને કહ્યું, પચમાસી તો એળે ગયું
સીમંતના રહ્યા થોડા દન કુંવરબાઈને થઈ ચિંતા મન
ઓશિયાળી દીસે દામણી, વહુવર આવી સાસૂભણી,
બોલી અબળા નમી શીશ બાઈજી રખે કરતા મન રીસ.
આપણો ગોર પત્રો બોલાવો જૂનાગઢ સુધી મોકલો.
મોકલો લખાવી કંકોતરી તવ સાસુ બોલી ગર્વે ભરી.

---

* વહુનું નામ

કાં વહુઆરુ તને ઘેલું લાગ્યું, મા મુઈ ત્યારે મહિયર ભાગ્યું;
તાળ વજાડી જે કીર્તન કરે, નાચી ખુંદીને ઉદર ભરે.
દરિદ્ર ઘરમાં ફેરા ફરે, તે મોસાળુ ક્યાંથી કરે;
જે સગાથી અરથ નવ સરે, શું થાય તેને નોતર્યે.
મહેતાને વહાલું હરિનું નામ, જોવા મળશે બાધું ગામ;
તમને ડોસો મળવાનું હેત, અમો નાતમાં થઇયે ફજેત.
તમ રો સમરો લાજે બાઈ, વણ આવ્યે સરશે વેવાઈ;
કુંવરબાઈ તવ આંસૂ ભરી, સાસૂપ્રત્યે બોલી ફરી.
બાઇજી એમ બોલતાં શું ફગો, દુર્બળ તોય પોતાનો સગો;
આહિં આવિ પાછા જાશે ફરી, એ મિશે મળશું બાપ દિકરી.
સાસૂને મન કરુણા થઈ, પોતાના સ્વામિને પૂછ્યું જઈ;.
રહ્યા સીમંતના થોડા દહાડા, કુંવર વહુ લે છે આડા.
લખી મોકલો કંકોતરી, મળવા દોને બાપ દિકરી;
વેવાઈને લખિયે એક પત્ર, જેમ તેમ કરતાં આવજો અત્ર.
શ્રીરંગ-મેહેતો પરમ દયાળ, કાગળ એક લખ્યો તતકાળ;
સ્વસ્તિશ્રી જૂનાગઢ ગામ, જે હરિ વૈષ્ણવનો વિશ્રામ.
નાગરિ નાતતણા શણગાર, સાધુશિરોમણિ પરમ ઉદાર;
ભક્ત નાયક વૈષ્ણવના ધણી, સદા કૃપા હોય કેશવતણી.
સર્વોપમા જોગ કરુણા-ધામ, મેહેતા શ્રીપંચ નરસૈ નામ;
અહિં મહુને છે કુશળખેમ, લખજો પત્ર તમો આણી પ્રેમ.
એક વધામણિતણો સમાચાર, અમારા ભાગ્યતણો નહિ પાર;
કુંવર વહુને આવ્યું સીમંત, અમઉપર ત્રુઠા ભગવંત.
માગશુદી સપ્તમિ રવિવાર, - મુહુર્ત અમે લિધુ નિરધાર;
તમો તે દિન નિશ્ચે આવજો, સગ મિત્ર સાથે લાવજો.
ન આણશો મનમાં આશક, તમ આવ્યે પામ્યા લખ ટંક;
ઉજળો સગો આવ્યે બારણે, સોનાનો મેરૂ કીજે વારણે.
જો મેહેતાજી નહિ આવો તમો, ખરેખરા દૂભાઇશું અમો;
આપ્યું પત્ર રુપિના કરમાંય, પત્રો ઓખલો કર્યો વિદાય.
કુંવરબાઈએ તેડ્યા રુપિ રાય, એકાંતે બેસાડિ લાગી પાય;
ત્યાં બે દહાડા પરણ્યા રહેજો, મેહેતને સમજાવી કહેજો.

કાંઈ મોમાળુ સારું નાખજો, મપત હોય તો ઈહા આવજો,
કાંઈ નામ થાય જો પૃથિવીતળે, મામગિયાનુ મેણું ટળે
જો અવસર આ સતો જશે, તો ભવનું મેણુ મુજને થશે,
બોલ બાણુ નણંદી મારશે, શત્રુનુ મામ દીયર સારશે
રખે નાગરિનાતે ડંકા થાય, તમારે માથે છે વૈકુંઠનાથ
પત્રો ખોખનો લીધા વિદાય, મધ પોહોતા જૂનાગઢ માય

વળણ

જૂનાગઢમા હરિજી આવ્યા, મેહેતો લાગ્યા પાય રે,
સ્તવન સ્તુતિ પૂજા કરી, પછે માંડિ વાત સુખ્ય થ રે

કડવુ ૪ થુ રાગ ધનાશ્રી

બોખને પત્ર પત્ર જ આપ્યુ મેહેતાજીને હાથ જી,
વધામણી મંગળમા વાચી, મમના વૈકુંઠનાથ જી
મામેરુ પુત્રીને કરવુ, ઘરમા નથી ખોટો નામ જી,
શ્રીમજી તેડમા રહેને, દ્રવ્યતણુ છે કામ જી
ભોજન કરાવી દક્ષણા આપી, મેહેતો લાગ્યા પાય જી,
મોમાળુ લેઈ અમો આવીશુ, પત્રો કીધા વિદાય જી
નરસૈં મેહેને ઘેર તેડાવ્યા, સગા વેરાગી સત જી
મોસાળુ લેઈ આપણે જાવુ છે કુંવરબાઈનુ સિમત જી
જૂની વેલ ને ધૂમરિ વાળી સાગી સોટા ભાગી જી,
કોના તળાસાને મનિ પિંજણિયો, બળદ આણ્યા બે માગી જી
મેહેનોજી મામેરે ચાલ્યા મમર્યા શ્રીજગદીશ જી
નપુ સખિયો સધાને ચાલી, વેરાગી દશ વીશ જી
નપુર ત્રાળાની ડડીનો તેમા બાળમુકુન્દ જી,
કરે શ્રૃગાર કરીને ગવ્યા, દામોદર ન નદ જી
વેલની પૂઠે મથળો બાધ્યો, માહિ ભર્યા વાજિત્ર જી,
ગાડડી એક ગોપીચંદનની, તુળસી માળ પવિત્ર જી
મોસાળાની સામગ્રીમા તિલક ને તુળસી માળ જી,
નરસૈંયાને નિર્ભેર છે જે, ભોગવશે ગોપાળ જી
બળદીયા બગેરા શુ દોડે દેલે વૈકુંઠ નાથ જી,
મોર પાડે ને હાંક ચલાવે, જેજે વૈકુંઠ નાથ જી

એક બળદ ગળિયો થઈ બેઠો, આખયો તાણી જાય જી;
પછાને પુછ ગ્રહી ઉઠાડે, કૌતુક મોટી થાય જી
સાલે સાલ જૂજવા દીસે, રથતણા બહુ વક્ર જી,
સાગીનો બહુ શબ્દજ ઊઠે, ચૂચવે છે બહુ ચક્ર જી
ચડે બેસે ને વળિ ઊતરે, લે રામકૃષ્ણનુ નામ જી;
મધ્યાને મેહેતાજી આવ્યા, જોવા મળ્યૂ ઉના ગામ જી
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષઈ પુરના લેક જી,
કોડ પોતાના કુંવર વહુના, મામેરૂ છે રોક જી

વળણ.

રોક મામેરૂ મેહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવનિ વસાત રે;
એકેકિ માળા આપશે તો, પેહેરશે નાગરી નાત્ય રે

કડવુ ૫ મુ. રાગ આશાવરી

શુણી શ્રીરંગ મેહેતો આવ્યા ધાઇ, ભાવે ભેટ્યા બે વેવાઈ;
મળ્યો જમાઈ જમાઈનો ભ્રાત, મળ્યો સહુકો નાગરનો સાથ
કુપર બેઠી પાછા ખસે, જોઈ જોઈ સામગ્રી ને હસે;
ઉતરવા ઘર આપ્યુ એક, ઝાઝા ચાચડ મછર વસેક
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાનુ નહિ નામ,
મસુ ગાર ને જૂની વળિ, ભીંતો દશ દિશે બેસડ ઢળી
ઝાઝા માકણ ઝાઝા જૂઆ, ત્યા મેહેત ના ઊતારા હવા,
વેવાઇ ગયા ઉતારો કરી, બોલે હસણી નાત્યનાગરી
કુંવરવહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરિને બોઈએ પાપ;
મેહેતાને જોવા હરખે ભરી, ઘેરઘેરથિ ચાલી સુંદરી
મનવિના મેહેતાને નમે, સારૂં થયુ જે આવ્યા તમે,
માંહો માહિ કહે સુંદરી, મેહેતો દીઠે દીઠા હરી.
જુઓ સાથ કેવો કૂટડો, એને પરમેશ્વર તુઠડો;
કુંવરવહુનું ભાગ્યું દુ ખ, એવુ કહીને મરડે મુખ
જુઓ બળદ મેહેતાજી તણા, બગાઇયો શબ્દ કરે છે ઘણા;
વજાડશે મંડપમા ચંગ, નાગરીનાત્યમા રહેશે રંગ
આ ગાંડિ વળગાડિ લટકે, તાળના જોડા બાધ્યાં પટકે;
તુળસીકાષ્ઠતણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો

છાબમાં તુળસી મૂકશે, ઉભો રહિને શંખ ફૂંકશે;
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પૂરૂં થાશે.
એમ નાગરી કૌતક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવરબાઇએ જાણી વાત, મોસાળું લેઈ આવ્યા તાત.
ઉતાવળી મળવાને ધશી, બોલિ નણુદી મરમે હશી;
આ શું પિતા પુત્રીને હેત, શાને કરવા આવ્યો ફજેત.
લગ્નચું સાત પેઢિનું નામ, સાથે વેરાગિનું શું કામ;
શું મળવા ચાલ્યાં એકલાં, એ બાપથિ ન બાપાં ભલાં.
કઠણ બોલ એવો સાંભળી, કુંવરબાઇ બોલિ પાછી વળી;
નણુદી શું મછર આવડો, પુંઠળથી બાઈ શું બડબડો.
સુખી પિતા હશે જેતણો, તે પુત્રીને લાભજ ઘણો;
કોનો પિતા લખેશરિ કહાવે, તે તો મારે શે ખપ આવે.
રાંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન માને તે કહો, એ પિતા મારે જીવતો રહો.
મર્મ વચન નણુદિને કહી, પછે પિતા પાસે પુત્રી ગઈ;
દૂરથકી દિઠી દીકરી, મેહેતાયે સમર્યા શ્રીહરી.
અન્યો અન્યે નયણાં ભેરી, ભેટયાં બેઉએ આદર કરી;
મસ્તકઉપર મૂકી હાથ, પાસે બેસારિ પૂછિ વાત.
કુંવરબાઈ કહો કૂશળ એમ, સાસરિયાં કાંઈ આણેછે પ્રેમ;
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે હરી.
કુંવરબાઇ બોલી વીનતી, મોસાળું કાંઇ લાવ્યા નથી;
નાગરિ નાતે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
નિરમાલ્ય નિરધનનો અવતાર, નિરધનનું જીવ્યું ધિક્કાર;
નિરધનને કોઈ નવ ગણે, નવ રાખે ઉભો આંગણે.
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલામાંહી ગણાયે તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી પિતા કાંઈ માઠું નહીં.
પિતાજી કાંઈ ઉદ્યમ ન કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ, પિતાજી તમે વિચારો એમ.
નથી લાવ્યા કફની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી;
નથિ માટલી ચોળી ને ઘાટ, એમ શું આવ્યા બારેવાટ.

કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે ન મુઈ મરને માત,
માય વિના સુનો સસાર, માય વિના તે શો અવતાર
જે બાળકની માતા ગઇ મરી, બાપની સગાઈ સાથે ઉતરી;
જેવુ આથમતા રવિનુ તેજ, મા વિના એવુ બાપનુ હેત
સુરભી મરતા જેવુ વછ, જળ વિણ જેવુ તલપે મછ,
ટોળા વછોઇ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી
લવણ વિના જેવુ ફીકુ અન્ન, ભાવ વિના જેવુ ભોજન,
કીકી વિના જેવુ લોચન, મા વિના એવુ બાપનુ મન
ઘરો ઘુરે રઝળે દીકરી, મા વિના એવી દીકરી,
ગોળ વિના મોળો કસાર, માતા વિના સુનો સસાર
શિર કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પચાસ,
શખ તાળ ને માળા ચગ, એ તે મોસાળુ કરવાના ઢગ.
ન હોય તો પિતા જાઓ પાછા ફરી, એવુ કહિને રોઈ દીકરી,
મેહેતે મસ્તક મૂકયો હાથ, કરશે મોસાળુ વૈકુંઠનાથ
પેહેરામણી કરવિ હોય જેટલી, આશામી લખિ લાવો તેટલી;
લખજે સાસરિયા સમસ્ત, વિસારશો મા એકે વસ્ત
વચન મેહેતાજીના શ્રવણી, કુવરબાઈ આવ્યા સાસુ ભણી;
આરે પિતાએ મોકલી લુય, લખો કાગળમા જોઈએ શુય
મુખ મરડીને બોલી સાસ, શો કાગળ ચિતરવો ફાસ,
છાબમા તુળસિદળ મુકશે, ઉભો રહીને શખ ફુકશે

વળણ

ફુકશે શખ ઉભો રહી, નરસૈયો મોસાળુ શુ કરે;
સહાદ વહુવરનો સાભળી, પછે વડસાસુ એમ ઓચરે.

કડવુ ૭ મુ. રાગ મારુ

વડસાસુ ઘણુ ભારે માણુસ, બોલ્યા પરમ વચન, વહુજી,
વડી વહુવર તમે કાઈ નવ જાણો, છે મેહેતો વૈષ્ણવ જન, વહુજી
જેને સ્નેહ શામળિયા સાથે, તેને શાની ખોટ, વહુજી,
પેરામણી મનગમતી માગો, કરો નાગરી ગોટ, વહુજી
કુવરબાઇને કાગળ આપ્યો, લખો લખાવુ જેમ, વહુજી,
રૂડો વેવાઇ જ્યારે આગળ આવે, તો કોડ ન પહોચે કેમ, વહુજી

લખો પાંચશેર તો કંકુ જોઇએ, શ્રીફળ લખો મેં સાત, વહુજી;
વીશ મણ વાંકડિયા ફોફળ, મળશે મોટી નાત, વહુજી.
પાંચ વસ્ત્રના પચવિશ તાકા, ચાર ચોકડી તાસ, વહુજી,
લખો પઠેડી પચર મોડી, પટોળી પચાસ, વહુજી
સાઠેક મુગટા ને સોળેક સળિયાં, ચીર લખો ચાળીશ, વહુજી;
ધોતિયાં તો બ્રાહ્મણને જોઇએ. તે લખો કોડી વીશ, વહુજી.
જરકશીની સાડી રેશમી, લખો કોડી બાર, વહુજી;
સાદી ચાદરો લખો ત્રણસેં, ઢયન લખો મેં ચાર, વહુજી.
ઘરચોળી લખો દશ વિશ જોડી, ઓઢણ કોડી લખો ઘટ, વહુજી;
છીંટ મોરવી ટુકડી એકેક, નવ કોડી લખો નાટ, વહુજી.
મશરૂ ગજિયાણી દરિયાઈ, લખો થાન પચાસ, વહુજી,
હજાર બાર સેં લખો કાપડ, લોક કરે બહુ આશ, વહુજી.
સોળ સેં લખો ગોના શાલુ, તેને પાનનો શો આંક, વહુજી;
એ આશરા પત્ર મેં લખાવ્યું, બાપ તમારો રાંક, વહુજી
તમને સોળ શણગાર ઘડાવે, બાપ વધારે લાડ, વહુજી;
ઘરે જમાઇને સોનાના સાંકળા, તેમા અમને શો પાડ, વહુજી.
સહસ્ર મહોર સોનાની રોકડી, કહેતા પામું ક્ષોભ, વહુજી,
થોડા અમે માટે ધર્મે લખાવ્યું, ન મળે જો શોભ, વહુજી
એ વાણ્યાથી અધૂરું કરો તો, તમારા ઘરની લાજ, વહુજી;
તવ મુખ મરડી નણદી બોલી, સિદ્ધ થયા સર્વ કાજ, વહુજી
બારે મોગ એ પહાણું લખાવો, જે મેનાથી આપાય, વહુજી;
રોવી કહે, શો સોર કરો છો, લખતા તારું શું જાય, વહુજી.

વળણ.

શું જાય લખતા આપણું, વડમાસૂ વિકરાળ રે;
કુંવરબાઈ ચિંતામાં પડી, શું થાશે ગોપાળ રે.

કડવું ૮ મું રાગ મારૂ

ગડગડ્યો રે ડોશિએ ગડગડ્યો રે,
વડમાસૂ વેરણ થઈ મારી, દુઃખ હૃદયનો ટાળ્યો રે, ડોશિએ
શીલ વચનની ને ચેર મોતી, ઊંડે હરિગુણ ગાતી રે,
પરમારથી થઈ પત્ર લખાવ્યું, મનમાં મોગી કાતી, ડોશિએ.

કાગળ લેઈને કુવરબાઈ આવ્યા, પીતાજીરે પાસે રે,
વડમાનુયે વિપરીત લખાવ્યુ, કહો હવે શુ થાશે; ડોશિયે
લખેશ્વરીથી ન પડે પૂરૂ, એવુ માહિ લખાવ્યુ રે,
સાધુ પિતાને માહા દુખ દેવા, મારે મિમત શાને આવ્યુ, ડોશિયે
સહસ્ર મહોર સોનાની રોકડી, વસ્ત્રતણુ નહિ લેખુ રે,
તાતજી હુ તો તમારી પાસે, કોડી એક ન દેખુ, ડોશિયે
પીતાજી તમો પાછા પધારો, અહિં રહે ઇજ્જત જાશે રે,
મેહેનોજી કહે પુત્રી મારી, રહો તમે વિશ્વાસે, ડોશિયે રહુ કીધુ રે

* * * * *

વિશ્વાસ રૂદેમા રાખો તમો, છો વૈષ્ણવની બાળ રે,
આપણુ એ પ્રતિપાલણ કરશે, શામળિયો ગોપાળ, ડોશિયે
હઇડે હેત દિકરીને આવ્યુ, શુણી તાતની વાણી રે,
કુવરબાઈ ફરિ મંદિર આવ્યા, વિશ્વાસ ઉરમા આણી, ડોશિયે

કડવુ ૮ મુ રાગ ગોડી

જોજોરે કૌતક કળિજુગના, વૈષ્ણવનિ ચેટા થાય રે,
વાકામોલી નાત નાગરી, સહેજેઓને અન્યાન રે, કૌતક ટેક
ભોજન કરવા મેહેતોજી ઉઠ્યા, સાથે બહુ વેરાગી રે,
ટોળે મળે સહુ નાત નાગરી, જોઈ જોઈ હસવા લાગી રે; કૌતક
ચીર્યા તિલક ને તુલસીની માળા, છાપો અંગ બિરાજે રે;
વેવાઇના રૂપ જુઓરે બાઇયો, મટિક રૂપ લાજે રે; કૌતક
મલાર ગાશે નહાતી વેળા, વરસશે વરસાત રે;
પ્રમાદ કરતા થાળ ગાશે જમશે જગનાથ રે; કૌતક
સ્નાન કરી ભક્ત નાગર બેઠા, જોને જેશુ મળતુ રે,
મેહેતાજીને નહાવા અર્થે જળ મેલ્યુ ખળકળતુ રે; કૌતક
જેમ તેલકઢા તાતી ઉમાળી, સધનવાને તળવા રે,
તેમ વેરણે જળ ઉમાર્યું, મેહેતાજીને છળવા રે; કૌતક
ઉપ્ણોદક ઉનુ દેખિને મેહને આપ્યુ ટાઢુ પાણી રે;
મર્મે વચન મુખમ ડીને બોલી કુવરબાઇની જેઠાણી રે; કૌતક
મુગ્ધ મેહ ૫ મે મેહેતાજી, તો આમ પામે શુ માગો રે;
આજડે મે । તાર મગાવી, બો । રૂદેમા વાગો રે, કૌતક

મમગણુ કીધુ શામળિયાનું, આનાખ્યો ગગ મનારરે,
નાનગ લોક જોવાને મળિયા, એને વગ ઉચાર રે, કૌતુક.

નરસિંહ મહેતાના માગવાથી વરસાદ વરસ્યો, એવી નવમા કડવામા વૈષ્ણવ પથના ઉત્તેજન અર્થે ચમત્કારની વાત કલ્પી છે, માટે તે મૂકી દીધી છે તેમાં લખ્યુ છે કે, નરસિંહ મહેતા જમીને ઘેર ગયા. પછીની કથા દશમા કડવામાં છે

## કડવુ ૧૦ મુ રાગ મારૂણી

ઢાળ

વીતી રજની કીર્તન કરતા, થયો પ્રાતસમળ રે,
કુવરબાઈ આવ્યા પીતા પાસે, હવે મોસાળાની કરો ચાલ રે
મેહેતાજી કહે પુત્રી જઈને, સગા સઉને તેડા કરો,
વિશ્વાસ આણી મડપમાહિ, એક ઠામ ઠાલી જઈ ધરો
ગ્નાત સગા સહિત પધરાવો, સર્વ કુટુબ પરિવારજી,
છે વાર ગ્નાત મહાતણી, નથી મોસાળાની વારજી
કુવરબાઈ કહે તાતજી મને કેમ આવે વિશ્વાસ,
ઠાલી છાબ હું કેમ ધરૂ, થાય લોકમા ઉપહાસ રે
મેહેતાજી કહે પુત્રી મારી, છો વૈષ્ણવની દીકરી,
તારે મારે ચિંતા શાની, મોસાળુ કરશે શ્રીહરી
મર્મવચન સુણિ તાતનુ, સાસરે આવી વહૂ,
મારો પિતા મોસાળુ કરેછે, સગા મિત્ર તેડો સહૂ
ઓખતેપડે તેડા કીધા, મેળવ્યુ બાધુ ગામ,
વેવાઈ વરગ એણીપેરે બોલે, મેહેતો મુખને જાશે માન
મડપમા મેહેતાજી આવ્યા, હાથ ગ્રહીને તાળ રે,
નાગર સહુ ઉભા થઇ, કહે પ્રેમે જેગોપાળ રે

વલણ

મગાવી એક છાબ ઠાલી, તે ચોકમા આણી રે
મેહેતાજીએ શખ પૂર્યો, વિનતી શ્રીહરિની કઃ

## કડવુ ૧૧ મુ રાગ મારૂ

મેહેતે વજાડ્યો શખ, સમર્યા વનમાળી,
લાગ્યા હસવા ચારે વર્ણ, માહોમાહે દે તાળી

કુંવરવહુ ધન્ય ધન્ય, પિયર પનોતી છે;
બાપે વગાડ્યો શખ, સાદર પોતી છે.
વાંકા બોલા વિપ્ર, બોલે ઉપહાસે;
મુકો છાબમાં પહાણ, વાયે ઉડી જાશે.
મુક્યોદિકરિયેનિશ્વાસ, આવિ પિતા પાસે;
મેહેતે કીધી સાન, રહેજે વિશ્વાસે.

વળણ.

વિશ્વાસ રાખ્યો દિકરી, કરમા લીધી તાળ રે,
કાગળ મૂકયો છાબમાં, મેહેતે સમર્યા શ્રીગોપાળ રે

કડવું ૧૨ મું. રાગ સારંગ

હાલિ છાબમા કાગળ ધરી, નરસિ મેહેતે સમર્યા હરી;
વૈરાગી સર્વે પુડે ગાય, નાગરને મન કૌતક થાય.
વાંકાં વચન બોલે વેદિયા, મેહેતો માધવમા ભેદિયા;
જુઓ છાબમાં મુક્યુ સાર, ઓ દિસે કમખ નિ હાર
તે બોલ અતર ન ધરે, મેહેતો સ્તુતિ માધવની કરે;

બારમા કડવાના બાકીના ભાગમા અને તેરમા કડવામા વિષ્ણુને માનનાર આણમોને માત્ર ગમે, તથા વૈષ્ણવ પથનો પ્રમાર થાય, તેવું લખાણ છે, તેથી, તે મૂકી દીધુ છે. તેમાં જણાવ્યુ છે કે, નરસિંહ મહેતાના બોલાવ્યાથી, કૃષ્ણે તથા તેની પત્નીએ દોશી વાણીઆને વેશે આવી, છાબ ભરી એ વાત બીજા ધર્મવાળા માને નહિ

કડવું ૧૪ મું રાગ મારૂ.

મેહેતે તેડાવી દીકરી, આ જુઓ છાબ સોનૈયે ભરી;
પેહેરાવો સહુ નાત નાગરિ, આવો અવસર નહિ આવે ફરી.
કંકાવટી કરમા ધરી, સાસુ પાસે વહુ સાચરી;
હાસ કરી ગરવે ઓચરી, બાઇજી વસ્ત્ર આપો વેહેંચિ કરી.
વૈષ્ણવ કહિને દેતાં ગાળ, એ શુ મોસાળું કરશે કપાળ;
તમો નંદતા તુળસિ ને તાળ, તેણે વશ કીધા ગોપાળ.
જુઓ કમાઈ દુર્બળ તણી, જીવે છે હરીના ગુણ ભણી;
જો લખ્યાથિ આશા હોય ઘણી, તો માગી લેજો પેહેરામણી.

સાંભળી કુંવરવહુની વાણી, સાસુએ તેડ્યાં ગોર ગોરાણી;
પૂજ્યા પાગ કરમાં પિંગાણી, આઠ વસ્ત્ર આપ્યાં તેને આણી.
પછે નાગરનિ બિડ ઘણિ ભાળી, પછેડીની પલવટ વાળી;
આવ્યા છાબ પાસે વનમાળી, છોડે ગાંઠ આપે વસ્ત્ર ટાળી.
મેહેતાજી કહે લ્યો દીકરી, સસરાને આપો પામરી;
ગડી જરકશિ વાધાનિ કરી, હેમ સાકળિ ઉપર ધરી
વરના મુખ આગળ ધરો, નીચું જોઇને પાછાં ફરો;
પેહેરામણી મનગમતી કરો, રખે પગલુ પાછું ભરો
સજોડે તેડ્યાં જેઠ જેઠાણી, આઠે વસ્ત્ર ત્યાં આપ્યાં આણી;
પ્રીતે પૂજ્યાં દિયર દેરાણી, ભુસટિયો તવ બોલ્યો વાણી.
જ્યાં નરસૈંયો ત્યા નકનીધ, દીયરિયો બેરો હઠ કીધ;
પાંચ મોર સોનાની લીધી, પછિ પેહેરામણી ચાલતી કીધી
પેહેરામણી નણદિયે અટકાવી, કુંવરબાઈ પિતા કને આવી;
એ તોલાની રાખડી લાવી, દશ તોલા આપી સમજાવી.
આપ્યા સાસુને સોળ શણગાર, પેહેરાવીને કિધો નમસ્કાર;
તવ કોપ્યાં વડસાસુ અપાર, સર્વ કુટુબને કીધો તિરસ્કાર,

વળણ.

તિરસ્કાર કીધો ડોશિયે, હવે પેહેરામણી પેહેરૂં નહી;
એમ કહિ ઊઠી નીસરી, જઈ મંડપ બહાર ઉભી રહી.

કડવું ૧૫ મુ રાગ મેવાડો

વડી વેવાણ રીસાયાં જાણી, લક્ષ્મિજી પાસે આવ્યાં જી;
સારૂં ખિરોદક ખાધે મૂકી, ડોશિને સમજાવ્યાં જી.
જેજેકાર થયો મંડપમા, ગીત ગાય છે રામા જી;
મોમાગુ તે મેહેતાજીનું, બીજા સર્વે ભામા જી.
પોતે પોતાનાં સગાં તેડ્યાં, જેની જ્યાં સગવેડ જી;
મનવંછિત પેહેરામણી દેખા, માંડી તેડાતેડ જી.
ઘેરઘેર વાત થઈ નાગરમાં, ગેહેનો કરે મામેરૂં જી;
વિચાર કરતી અબળા દોડી, મનમાની સાડી પેહેરૂં જી.
ચાર વરણ સઉ ચરણે ચાલી, આવ્યા મંડપ માંહી જી;
પલવટ વાળી શ્રીવનમાળી, તતક્ષણ આવ્યા ત્યાંય જી.

મેહેતાજી ઉભા તાળી વજાડે, ગાય વેવાણી ગીત જી;
વાઘાસુ કુંવરવહુને કહે, પેહેરામણીની રીત જી
શ્રીરંગ ને શામળ મેહેતો, પામ્યાં જોડાં બેવાં જી,
હેમજી ખેમજી મેહેતાને, દગલ ખારે મેલ્યાં જી
કમાય ઓને પામરી પટકા, નામ ન જાય ગણિયા જી,
કોને મુગટા કોને પિતાંબર, કોને ઘેલા શણિયા જી
મગીયા મોરિયા અમારગી ઓને, એનાં પડ ગાય જી,
સુજ પેચ પાઘડીઓ તોરા, દીસે ઝકઝમાર જી
પાયજામા નીમા ને જામા, પછેડિ બાળાબંધ જી,
વાગાતણો તો વગમાટ વગરો, જ્યાં દોવી કરણાનિધુ જી
થરમા ડગલા ઓને ઓરા, વેઢ વીંટિયો છાપ જી,
દુગદુગી માળા ને માદળિયા, આપ્યા મોતિ અમાપ જી
કોને કંદોરા ને કહિ પોંચી, કોને સાંકળિ સોહે જી;
કનક કડાં ને કાને કડકન, દેખીને મન મોહે જી
પેહેરામણી પુરૂષોને પોહોતી, તેઓ અબલા સાથ જી;
પિયળ કાઢીને ખાંધે મુક્યા, પટકુળ નાના ભાત જી
ગંગાવહુને ગજીયાણી સાડી, સુંદરવહુને સાળુ જી,
ગોરે અંગે સુંદર શોભે, માંહે કાપડું કાળું જી
ધબિલીવહુને છાયલ બારે, ભાત ને રાતી ઘોળી જી;
માણવહુને કનગેર આપી, પ્રેમવહુને પટોળી જી
રામકુંવરને, કૃષ્ણકુંવરને, આપ્યા ઉત્તમ ઘાટ જી;
હીરવહુને દીંટજ આપી, નાહાનીવહુને નાટ જી
પાનવહુ તો પીતાંબર પહેરે, તાફે બચીબાઈ જી;
રૂપકુંવરને રાતો સાળુ, દેવકુંવર દરિયાઈ જી.
શામકુંવરને સોનેરિ સાળુ, મથુરવહુ ઘરચોળું જી;
લક્ષ્મીવહુને લાછાવહુને, લાલવહુને પટોળું જી
જશમાદે જશોદા જેવી, જમુના જાનકિ વહુયે જી;
ચરણા ચોળા ને ઘરમાડી, પેહેરી ઉભા સહુયે જી.
માનબાઈ ને વેલવહુ ને, રંભાવતી ને દેવા જી;
જૂના કાઢીને નવા પેહેરાવ્યાં, હેઠાં મૂકી છેયા જી.

છાબની પાસે ઢગલો એહ, જે જોઈએ તે આપે જી,
મશરૂ ગજિયા ને ગજિયાણી, ગજ ભરીને કાપે જી
પાટ પીતાંબર અતલસ અંબર, ચોળેરાને ચીર જી,
શોભે સુંદર ભાત નવરંગી, પૂતળિયો ને કીર જી.
આડી જરકશિની ઓઢણી, ચળકે સુંદર જોર જી,
કેમર છપ્યા ધોળા સાળુ, ફરતી કસબી કોર જી
ચંદ્રકળા ને મોરનિ શોભે, દરિયાઈમાં દોર જી,
અતલસ પાચપટા આભૂષણ, સોના રૂપાની મહોર જી
કાને અકોટી કાને ટોટી ગળુબંધ બહુ મૂલ જી,
કાને ભમરી કાને સેંથો, ત્રસેંથિયા શીશફૂલ જી
કો મેહેતા પાસે માળા માગે, ઉભી રહી કર જોડે જી,
કોલિએક પોતાના બાળક મેહેતા આગળ ઓડે જી

વલણ

ઓડે બાળક જાણે કાંઈ આપે મનવંછિત પામ્યા સહૂ
સાસરિયાનું મેણું ટળ્યું પીયર પનોતી કુંવરવહૂ

કડવું ૧૬ મું રાગ ધનાશ્રી

કોડ પહેલ્યા કુંવરવહુના ભાગ્યું ભવનું મેણું જી,
મનવાંછિત પહેરામણિ પામ્યા, જેને જેવું લેણું જી
નાગરિ નાત કુટુંબ પાડોશી આપ્યા મોળી માળી જી,
પહેરામણી મહુંકે ને પહેતી વાચા પ્રભુએ પાળી જી
કુંવરબાઈની નણદી આવી બબડતી મુખ મોડે જી,
પેહેરામણી કાંઈને નવ પહોતી વેર ઈને અખોડ જી
પહેરામણી પરનતી પામ્યા ધરના માણુસ ગયા ભૂલી જી,
એક કટકો કાપડું નવ પામી, પુની મારી ફુનફૂલી જી
મને આપ્યું તે લ્યો ભાની પાછું રાખડી બધામણુ જી,
નામ મેહેતો પણ નોહે નાગર, દીસે દુર્બળ બ્રાહ્મણ જી
કુંવરબાઈ પિતા કને આવી, તાત હવે શું થાશે જી,
આટલું ખરચને મેલ રહ્યું તે, હવે ક્યમ જીવાશે જી
વીસરી દીકરી નણદીકરી, નાનબાઈ તેનું નામ જી,
છ મહિનાની છે તે છોકરી, એક કાપડાનું કામ જી

નરસિંહ મહેતાએ આ પીડા પણ અદ્‌ભુત રીતે કૃષ્ણની મદદથી મટાડી, એવું વૈષ્ણવમાર્ગને ટેકો આપવાને કવિએ કલ્પ્યું છે પછી ગ્રંથ સમાપ્તિમાં લખ્યું છે કે —

વીરક્ષેત્ર વડોદરું, ગુર્જરાતમધ્યે ગામ જી,
ચાતુર્વેદી જ્ઞાતી બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ જી.
સંવત સતર ઓગણ્યાશી, આસોશુદિ નવમી રવીવાર જી;
પૂરણ ગ્રંથ થયો તે દિવસે, યથા બુદ્ધિ વિસ્તાર જી

* * * * * *

---

ધર્મરાયને નારી પૂછે, જળે ભિન્યા પગ મારા;
શુ દુખ છે સત્યવાદી રાજા, નેત્રે વહે જળધારા
ધર્મ કહે સાંભળિયે સ્વામી, ઉડી ગયો અર્જુન,
દુખ ઘણુ સાંભરે હૃદયમા, માટે કરછુ રૂદન
ભીમસેનનિ પાસે જો હું, માગુ નાતણુ પાણી,
બડબડતો જાય રીસ ચડાવી, મોટુ વૃક્ષ આપે આણી
પ્રાત સમયથી નિકુળ પાસે, જાપી જો માગી,
પહોર દીવસ ચડિ જાય, જોરથી કરે વગણાગી
સહદેવને જો મમ બતાવ તો મનમા આણે રોષ,
સંધ્યાન્હે ઘરમાથી નિસરે જોનો જોતો જોશ
દક્ષિણુ દિશાયે જોગણી છે હુ જાઉ તો દુ ખ પામુ,
પૂર્વ દિશાયે પરવડ તો, ચદ્રમાનુ ઘર સામુ
એવી રીતી નહિ ભાઇની, મેં તો નર ગ્હેવાય,
દ્રૌપદીને મોકલુ તો, હરણ કરિ કો જાય
વણુમાગે વેળાયે આપે, જે જોઇયે તે આણી,
ફળ જળ લેઈ મુખ આગળ મૂકે, તે તો ગાઉન્ન પાણી
તેના ગુણુ મનો નથી વીસરતા, રહ્યો છુ હૃદયે રાખી,
સુખ સતોષ વિના છુ સૂનો હું તો પારથ પાખી
નિશ્વાસ મૂકી ધર્મ પૂછે, કહોને વૃહદશ્વ રૂખી,
વન વિષે વિજોગ પડિયો, હું મરખો કોઈ દુખી
રાજ્યાસનધન ભ્રાતૃ રિધ સિધ સર્વે બેઠા હારી,
એવુ કોઇને થયુ હશે જો, પીડ પહોચી ભારી
વૃહદશ્વ વદતા બોલિયા, તમે શૈ આણો વૈરાગ,
નળરાજા દુખ પામિયો, નથિ તેનો સોમો ભાગ
રૂપ બળ ધન રજિ્ય જોતા ન મળે તેહ સમાન,
અનેક દુખ તેના જેવુ કોણુ, ભોગવશે રાજાન
ભિમક કુમારી નળની નારી, શુ કહુ રૂપ વખાણી;
તે રાણીને વનમા છાડી, જ્યા નહિ અન ફળ પા
દાસી રૂપ ધર્યુ દમયતી, કુબડુ થયુ નળગાત્ર,
તેના દુખ આગળ જુધિષ્ઠિર, તમારૂ દુખ કોણ માત્ર

કર જોડીને ધર્મ પૂછે, કહો મને ઋષિરાય;
નળ દુખ પામ્યો અતિ ઘણું, તે શું કારણ કહેવાય.
કોણ દેશનો રાજા કહાવે, ક્યમ પરણ્યો દમયંતી;
તે નારીને નળે કેમ છાંડી, કાં મૂકી ભમયતી.
ઉત્પત્તિ કહો નળ દમયંતીની, અથ ઇતિની કથાય;
દુખિયાનું દુખ સાંભળતામાં, ભાગે મનનિ વ્યથાય.

ઉથલો.

જ્યારે પુષ્કરને થઈ અદેખાઈ, મુખ્યપણે વાર્યો ભિલાઈ,
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત
એમ જાણી આણ્યો વૈરાગ, વનમા ગયો ઘર કીધુ ત્યાગ;
નળનો નાઠ્યો તે ન ર ઘળ્યો, દારૂણ વનમા પોતે પડ્યો.
જઈ સેવ્યુ પર્વતનુ શૃંગ, તળે વહેછે નિર્મળ ગંગ,
શલ્યાનું કીધુ સિંહાસન, પવનુ છત્ર ધરે રાજન
માનસિરાજ્ય માણ્યુ વનતણુ કોકિના ગાન કરેછે ઘણુ
અશ્વત્થ અશ્વ મારે આગણે, દ્રુમ નતિ ર ઉભા બારણે
સુક પક્ષી દ્રથવી પરસગ, એ રાજ માર નવ થાયે ભગ;
કો લટવા ન ર આવી ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે
એણિપેરે માણ્યુ રાજ્યાસન, અચાલતે વશ કીધુ મન,
વૃહદશ્વ કહે કથા એટને રહી નળરાજા શુ કરતો તહીં
જ્યારે પુષ્કર ઉઠી વનમા ગયો, ભાઈ વિના ભૂપ એકનો થયો,
નિષ્કંટક રાજ્ય એમનો કરે, ધમઆણુ નળરાયની ફરે
માગા મોકલે દેશ દેશના ભૂપ નળ જોવરાવે કન્યાનુ રૂપ,
શરીર કુળમા કાઢે ખોડ, કહે નળ મુજ સરખી નહિ જોડ
બત્રિશ લક્ષણ હોય સપૂર્ણ તે કન્યાનો કર પાણી ગ્રહણ
એમ કરતા ગયા બહુ દન, એવે આવ્યા નારદ મુનિજન

વળણ.

નારદમુની પધરિયા, સુણ યુધિષ્ઠિર ભૂપાળ,
વીણાપાણિને નળતણુ કેમ કીધુ વેવિશાળ રે

કડવુ ૩ જુ રાગ નામશ્રીની દેશી

ણિ પેરે બોલ્યા વૃહદશ્વ વણિ જી, નળ ઘેર આવ્યા વિણાપાણી જી,
રસેન સુતે દીધુ માન જી અર્ઘપાદે પૂજ્યા મુનિ ભગવાન જી

ઢાળ

પૂજ્યા નારદ અદર આણી મનમા આણી પ્રેમ
અન્યો અન્યે એ મમે પૂછ્યુ કુશળ ક્ષેમ
રાજ્ય સનુ દેખી નળન નારદ જી વળિ પૂછે,
પટરાણી ચિંતા નથી તે કહો ને કારણ શુ છે?

આમન એમનું નારિ નિણ, તેનો મોટો દોષ;
પ્રતિઉત્તર વિચારિ બોલ્યા, આણિ મનમાં શોષ.
નળ કહે તમે પ્રજાપતીના, પુત્ર વીણાધારી,
જાણતા હશો જે બ્રહ્માજીએ, કહિ નિર્મિ મારે નારી
સપ્તદ્વીપ નવખંડમાં, છે કન્યા કોટાકોટ;
હું વરૂ એવી નવ મળે, છે કન્યાની ખોટ
જહાં કૂળ ત્યાં રૂપ નહિ, રૂપ તહાં નહિ ચાલ,
બત્રિશલક્ષણ પૂરણ હોય તો, હું વરૂ તતકાળ
દેવઋષી એમ ઉચરે, જો એમ ન કીજે ભૂપ
તારા સરખું નવ મળે, શામાતણું સ્વરૂપ
એક કન્યા અલૌકિક છે, વેદ જેને વરણે;
તે ઇંદ્રને પણ છે નહીં તો, તુજને ક્યાંથી પરણે
નળ કહે હો મહામુની, તે કન્યાનું કોણ નામ;
કોણ રાયની દીકરી ને, કોણ તેનું ગામ
નારદ કહે સકળ દેશમધ્યે, ઉત્તમ વિદર્ભ દેશ;
ત્યાંનુ રૂડું રાજ્ય કરે છે, ભીમક નામ નરેશ.
તેને ત્યાં એક તારુણી, વજ્રાવતી નિદાન;
પુન્ય દાન ઘણાં કર્યાં પણ, પેટ નહિ સંતાન
એવે સમે એક દમન નામે, આવિયો તાપસ;
પુજા કીધી તેહની, ને જમાડ્યા ષટરસ
ઘણા દહાડાની ગઈ ક્ષુધા, ને પામિયો સંતોષ,
ત્રિકળ જ્ઞાનિયે જાણિયો, રાણીને વંઝા દોષ.
તે પૂછિને કીધું ખરૂં, નિશ્ચે નહીં સંતાન;
કરૂણા કરીને આપિયું, ત્યાં રાણીને વરદાન
ત્રણ કુંવર ને એક પુત્રી, હશે રૂપ ઉદામ;
એધાણ રાખે એટલું, જે મારે નામે નામ
એવું કહિને રૂષીજી વળિ, પામ્યા અંતરધાન;
કેટલેક દિવસે આવિયાં, તે રાણીને સંતાન
દમન દાંત દુરંત દમયંતી, નામ તેહનાં ધરિયાં;
હરખ પામ્યો ભૂપતી ને, બાળક ચાર ઉછરિયાં

નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયે;
ચંદ્ર પેહેલી ચતુર, મંદિર મનનો ટળિશે.
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભ્રૂકુટી દેખિને, જળ કમળ કીધાં ઘર.
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયા, ધારી શક્યા નહિ ધીર.
દમયંતીના અધર દેખી, પેટ વંચ્યું પ્રવાળ;
એ કામનીનો કંઠ સાંભળી, કોકિલા થઇ કાળિ
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ
કુંવારી પોતે રહી, સભાગ કીધો ત્યાગ
દંત દેખી દાડમ ફાટ્યું, કપોત સતાડે મહોને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુખ કહું હું કોને
દમયંતીના કુચ દેખી, હાર્યું કુંજરકુંભ;
તે હીંડતા ચાલતા હાથી, માથે ધાલે ધૂળ.
હસ્ત કમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
દમયંતીનું ઉદર દેખી, સુકાયું સરોવર.

વલણ

સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજ્યા;
દમયંતિની જંઘા દેખી, કેળ રહી થાકી.

## કડવું ૫ મું. રાગ સામેરી

દમયંતિ છે દોષ રહીતા, તેના ગુણની ગાઉં ગીતા;
નારદજી વાચક એમ બોલે, નહિ ઉપમા તારુણીની તોલે;
દમયંતી છે દોષ રહિતા, તેના ગુણની ગાઉં ગીતા; ટેક
જોઇ ભિમકસુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઈ ચટપટી, ચાલ ગોરીની આગળ મટી; દમયંતી
રામા અગની ગેમાનળી, વનસ્પતિ દવે મરે છે બળી;
તેના વસ્ત્ર રત્ન જળકુળી, દેખી આભમાં પેસે વીજળી, દમયંતી
પગ પાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો, દમયંતી

રરણુથી ચપક નર ભજિયો, માટે મધુકરે તેને તજિયો;
એવુ રૂપ બ્રહ્માએ સજિયુ, બીજુ કોઇ નથી નિપજિયુ। દમયતી
વે શણગાર વખાણ્યુ સોળ, મંજન ચીર હાર તબોળ,
કે સુગધના કહોલ, અંગ અરગજાના રોળ; દમયતી
ીશફુલ રત્નરાખડી, શોભે બમરમા ચૂંની જડી;
ોકણો રહ્યો અગશુ અડી, કટિમેખળાશુ પડે વઢી; દમયતી
ાણુબધ કડે નવરંગ, મુગતાહાર છે બે સગ;
કે ગિરી કરીને ભગ, રેતન મધ્યે વહેછે ગગ; દમયતી.
ાથે ઓઢણી રહિછે ઉડી ઝૂળકે કગણ ને કર ચૂડી;
પે રતિ તો સભમે બૂડી, એવી કોઇ મળે નહિ રૂડી, દમયતી
ાજે નેપુરકેરો ઝણકો, અગુઠે અણવટનો ઠણકો, /
અગુળિએ વીછવાનો રણકો, બોલે મધુર ઝાઝરિનો ઝણકો, દમયતી
જેણે દમયતી નવ જોઇ, તેણે ઉમર એળે ખોઈ,
જાણે કાયા કનકની લોઈ, એવી બીજી ન જગમા કોઈ, દમયતી
જેમ નદીમાં ભાગીરથી તેમ શામામા સર્વથી,
ત્રણુ લોકમા જોડી નથી જાણે સાગરથી કાઢી મથી, દમયતી
ઈંદ્રાદિક પરણવા ફરે, એહેના મનમા નવ ધરે,—
અશ્વિનીકુમાર આગળ પળે તે ન આવે આપ્યજ તળે, દમયતી
જ્યારથી એ પુતળી અવતરિયુ નારી માત્રનુ માન ઉતરિયુ
દમ્યુ જગત સ્વરૂપ ઉદે કરિયુ માટે દમયતી નામ ધરિયુ, દમયતી
જોગી થઈ તજ્યુ હરી સર્વસ્ત, તીર્થ નાહ્યો હરી સમસ્ત
ગાજતા હરી હીમાજે અસ્ત, તે ગ્રહશે દમયતીનો હસ્ત, દમયતી
વખાણુ સાભળિને સબળ રૂધિર અટવાયુ પળ પળ,
નારદ પ્રત્યે બોલ્યો નળ સ્વામી પરણવાની મ્હો કળ દમયતી
નારદ કહે મારૂ કહેણુ ન લાગે, હું નવ જાઊં તારે માગે
મને મોહના બાણુજ વાગે, બ્રહ્મચર્ય વ્રત મારૂ ભાગે, દમયતી
એવુ કહી પામ્યા અતરધાન મોહ પામ્યો નળ રાજાન
લાગ્યું દમયતીનુ ધ્યાન કામજ્વર થયો વન્હિ સમાન, દમયતી
વૈદ મોટા મોટા આવે, ચગડાની ઔષધિ લાવે
તાપ કોઈયે ન શામવે, મની કહે શુ થાશે હવે, દમયતી

વળણ.

હવે શું થાશે કહે મંત્રી, વિચારે છે મન રે,
નીલાં વસ્ત્ર પહેરી અશ્વે બેશી. નળગયા આવ્યો વન રે.

કડવું ૬ ઠું. રાગ વસંત

અનંગ અનળ તે નળને પ્રગટ્યો, વન ગયો નૃપિત મન સાર.
હવે બેહો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળ વ્યાકુળ થવા; અનંગ. ટેક.
નીલાં વસ્ત્ર ને નીલો વાઘો, મૃગયાનો શણગાર;
અધીર વનમાં રાયે દીઠું, માનસરોવર સાર; અનંગ.
સુભટ સાથે કોય મળે નહિ, એકલો ન પડે ગમ્ય;
હયથકી હેઠો ઉતરીને, વન જોવા લાગ્યો રમ્ય; અનગ.
વૃક્ષ વારૂ ચારોળીના, ચંદન ચવા અનેક;
નાનાવિધનાં પુષ્પને ભારે, વળી રહ્યા છે વંક, અનગ.
મોગરો મરદાઈ રહ્યો, ને મગી અરણી ને મરેડી;
આબલિ આરળ ને અગસ્તિયા, એખરા ને અરીઠી; અનંગ.
કદળી થભ શોભે અતિ સુંદર, સાકર સરખી શેરડી;
લવિંગલતા ને બિજુ લલિત વળી, વિરાજે વૃક્ષ વેલડી; અનગ.
નાળીકેરી નારંગી નીંબ, નીચા નમ્યા બહુ નેત્ર;
કોકિલ શ્રાવસિ સુંદર દીસે, ખજુર ખારેકના ક્ષેત્ર; અનંગ.
પીપળા પીપળિ વડ ને ગુલર, દાડમડી ને પાલાશ;
અશ્વથિ ઉતરી નળરાજાયે, વન નિરખ્યું ચોપાસ; અનંગ.
જળ ફળ સબળ દેખી નળ હરખ્યો; ઉત્તમ આંબાસાખ;
બાબચિ બીજોરી ને ચિનિકબાલા ઝૂલે ઝુમખા દ્રાખ; અનંગ.
સુંદર કુમુદનિ સરોવરમાંહે, વાયુ પ્રહારે નમંતી
દેખી અનળ તે બમણો વ્યાપ્યો, સાંભરી દમયંતી; અનગ.
શીતળ વાયૂ વન્હી સરખો, લાગે રાયને તન;
નગ્ન વૃક્ષ છે કદળીના તેને, દેતો આલિંગન, અનગ
રમન ચુંબન કરે કેળને, થડથી મરડી પાડે;
મુખથી શબ્દ કરે જેમ કોઈ, મોરો મેગળ વાડે, અનગ.
એવે સમે બહુ હંસ ત્યાં દીઠા, સુવરણનાં છે અંગ,
તે દેખી દમયંતી વીસરી, ટળી ગયો અનગ. અનગ

નહોતું દીઠું તે મેં દીઠ, આવ્યો દિશ અનંગની,
આદિ કનકની જાત પખીની, જહાશે ક્યારે નિરખી. અનંગ.
એક હાથ પડે એમાંથી, પાછું પામે રાખું,
રમાડું જમાડું એને, દુખ દહાડા ખોઇ નાખું, અનગ
શણગાર કરૂં જો એને, તો એ થાય નિધન,
ગણું કરવું જોઇએ જીવતું, ભૂપ વિમાસે મન, અનગ
એવે સમે પખીનો રાજા, દીઠો પૃથિવીમાંય,
ક્ષિતળે થઇ નિરા કરીને, ઊભો છે એક પાય, અનગ
તેને દેખી નળ મનમાં હરખ્યો, ભેદ કરી પરવરિયો,
અમર ઓઢી અંગ અમોડી, શ્યામ ઈંધન કરિયો, અનગ
ધીમ થઇ પુંઠે નળ ભડ આવ્યો, બેશી આઘો ચાલ્યો,
હાથો કરઝી નૃપ લાવતીમાં, પખીનો પગ ઝાલ્યો. અનગ

વળણ

ઝાલ્યો પખી ઝબકી ઉડ્યો કિધો નળને ચચ પ્રહાર
પડે પોતાની વાણીએ કરીને કરવા લાગ્યો પોકાર રે

કડવું ૭ મું રાગ મારૂ

પડે હવે મારો વિનાશ, પાપી માણસ રે,
શું પ્રગટ્યું મારું પાપ પાપી માણસ રે
એ મારા માયાનો ધણી પાપી માણસ રે,
તેને નિરધતા હોય ઘણી, પાપી માણસ રે
એ તો જીવને હશે તતખેવ પાપી માણસ રે,
હવે હું મુઓ અવશ્યમેવ પાપી માણસ રે
ટુંપી નાખો મારી પખાર, પાપી માણસ રે,
મને શેકશે અગ્નીમાંય, પાપી માણસ રે
મેણું મૂકીને કરિ પક્ષ પાપી માણસ રે,
મારી મગું ને એને ભક્ષ પાપી માણસ રે.
માઇ મુજ સરખું જે રતન, પાપી માણસ રે
ન તો રોજે થાશે નિધન, પાપી માણસ રે
ટળવળિ મરશે માં નાર, પાપી માણસ રે,
તે ઉવશે મને આધાર, પાપી માણસ રે.

અહો નાગિયે દીઠો નાથ, પાપી માણસ રે;
ધાયો મેં સ્ત્રીનો સાથ, પાપી માણસ રે.
નળ ઉપર ભમે સ્ત્રીવર, પાપી માણસ રે;
અતિ કરવા લાગી આક્રંદ, પાપી માણસ રે 6'.
હંસણીયે દીધો શાપ, પાપી માણસ રે;
તારી સ્ત્રી આમ કરજો વિલાપ, પાપી માણસ રે.
હંસ નારીને કહે વચન, પંખિણિ સાભળો રે,
તમે જાઓ સ્વર્ગભુવન, અહિંથિ પાછાં વળો રે 69
જે કાંઈ લખ્યું હશે બ્રહ્માય, પખિણિ સાભળો રે;
તે અક્ષર નવ ધોવાય, અહિંથિ પાછા વળો રે.
કેમ છુટિયે કર્મના બંધ, પખિણિ સાભળો રે,
આપણે એટલો હશે સબધ, અહિંથિ પાછા વળો રે 70
જ્યારે અણુવરતુ કિધુ અમે, પખિણિ સાભળો રે,
મને વારી રાખ્યો નહિ તમે, અહિંથિ પાછા વળો રે.
આપણે વસતુ વૃક્ષે વ્યોમ, પખિણિ સાભળો રે;
મેં નિદ્રા કીધી ભોમ, અહિંથિ પાછા વળો રે 71
જે કોઈ થાશે સ્થાનભ્રષ્ટ, પખિણિ સાભળો રે;
મારી પેરે પામશે કષ્ટ, અહિંથિ પાછા વળો રે.
સહુને દેઉછુ શીખામણ, પખિણિ સાભળો રે,
તમે ધરણિ ન મૂકશો ચરણ, અહિંથિ પાછા વળો રે, 72
એમ કહેતો સ્ત્રીને ભરથાર, પખિણિ સાભળો રે,
દેખિ નળે કિધો વિચાર, અહિંથિ પાછા વળો રે,
પંખિ સહુ પામેછે મોક્ષ, પખિણિ સાભળો રે;
એમા હુંને દેછે સહુ દોષ, અહિંથિ પાછા વળો રે, 13
તમે હંસ ધરો વિશ્રામ, પખિણિ સાભળો રે;
હું તો નહિ કરવાનો નાશ, અહિંથિ પાછા વળો રે,

વલણ

નહિ કરવાનો નાશ હું, એવી વાણી નળે કહી;
વચન શુણી નળના પછે, હંસને વાચા થઈ. 74

## કડવુ ૮ મુ રાગમારૂ

મનુષ્યની પેરે પખિ બોલ્યો, મને મૂકી દ્યો એકવાર;
પ્રાણદાન આપે મુજને તો, કાંઈ કરિશ ઉપકાર.
મૂક્ય મને સઉ રૂદન કરેછે, આ મારી સુદરી;
આસના વાસના કરૂ એમની, આવિશ તુજકને ફરી
વચન શુણીને વિસ્મય પામ્યો, અલ્યા નહીં હું ચૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમા, મરતા લગિ નહિ મૂકુ
હંસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માના વાહન,
આકાશ અવની એકથાયતોય, મિથ્યા ન બોલુ વચન રૂ
નળ કહે હું વિરસેન સુત છુ, નૈપધ મારૂં ગામ,
દેશપતી ક્ષત્રી હું કેવળ, નળરાજા એવુ નામ
હુંથી કાંઈ વિઘન નહિ થાયે, પ્રાણનિ પેરે પાળુ,
અમો રાજવંશીને રૂડુ લાગે, તારૂ બોલ્યુ રઢિયાળુ
ખટપટ ટાળય તુ મરણની, રખે આણતો મન શોક,
એવુ જાણિને રહો અમ પાસે, જવાની આશા ફોક.
પક્ષી કહે પુણ્યશ્લોકજી, મારિ માતા રોઈ મરશે;
હું એકલો છુ તેહને, તે કોને જોઈને ઠરશે
એક સહસ્ર રૂએછે નારી, ત્રણ છે પટરાણી,
તતક્ષણ તજશે પ્રાણ તે સઉ, મારૂ બંધન જાણી
વાલી સ્ત્રીયે પુત્ર પ્રસવ્યોછે, તેનુ મુખ નથિ જોયુ,
અરે નળરાજા હું રાકનુ, તેં સુતનું સુખડુ ખોયુ
આપણ બન્યો મીત્ર થયા, તેના સુર્ય દેવતા સાખી; ન્યાંથી
રૌરવ નરકે હું પડુ જો, નવ પાળુ વાચા ભાખી
ગુરૂદ્રોહી ને મિત્રદ્રોહી, તેનુ પાતક મુજને,
જો નારીને મળિ આવીને, શિર ન નમાવુ તુજને
આહા આહા કરિને નળ બોલ્યો, હું મુકુછુ નિરધાર,
તુ જાણે પરમેશ્વર જાણે સમતણો વિચાર
પ્રતિજ્ઞા માટે મૂકુછુ, મળવા તારી નાર,
નહિ આવે તો ગ્રહ ચડાવિશ, ક્યાંનુ નાખ્ય બહાર

દશ્રુર

એવું કહિને પખી મૂક્યો, તે ઉડી ગયો આકાશ,
રૂદન ન કરશો એમ કહેતો, આવ્યો પ્રેમદા પાસ
સમાચાર કહ્યો શામાને, સમજાવી સર્વે સુંદરી,
સતોષી નાગીને આવ્યો, નળકને પાછો ફરી
જેમ કો અધ આન પામે, ફરિ આવે લોચન,
તેમ રાયનુ હસ દેખીને, હરખ્યુ અતિશે મન
ભૂપ કહે આ કાળ વિષે, તુ પખી બહુ મતવત,
પ્રતિજ્ઞા પાળી પોતાની, તને વાલા હશે ભગવત
હસ કહે હો ભૂપતી, સાભળો મારા મિત્ર,
બોલ્યુ વાક્ય ન પાળિયે, કાગ કરતા શો અત્ર

ચળણ

અતર શો અમો કાગ કરતા, જુઓ અમારી પેર
પછે હસ સાથે અશ્વે બેશી, નળરાય આવ્યો ઘેર રે

કડવું ૯ મુ રાગ દેશાખ

નળરાય મદિર આવીયા, શુભ હસ સાથે લાવીયા,
સેના સગળી સામી જાય, દેખિ હસને વિસ્મય થાય
એણિ પેરે પુછે પ્રધાન, આ વસ્તુ ક્યા પામ્યા રાજાન,
નળ કહે સરોવર માન, ત્યાથિ મુજને આપ્યો ભગવાન
એ તો મારો થયોછે વીર, એવુ કહિ આવ્યો મદીર,
કિધુ કનકતણું પિંજર, હસને રહેવાનું ઘર
એકઠા બેશિ બન્યો જમે, દ્યુત ક્રીડા તે રમિયા રમે,
અન્યો અન્ય કાઢીયે તબોળ મુખે વાણિ બોને કલ્લોલ
હસ વીના ન ચાલે ઘડી, પ્રેમ રેણુશુ પ્રીતડી જડી,
અશોક વાડીમા એકવાર, બેઠા બન્યો ગુણ ભડાર
હસે વાત વિરહની કરી, નળને દમયતી સાભરી,
ઝુમો ભીંજ્યો અકસ્માત, તેણે કીધો આસૂ પાત
હસ પૂછે હો મારા વીર, તારે લોચન કા વહે નીર,
નળ કહે શુ પૂછે મને એટલિ સૂઝ શુ નહિ હોય તને
પરણ્યા કુવારા ન જાણ્યા અમો, ઘરમા ભાભી દીઠી તમો,
હસ બોલ્યો કરને ધરી, મેં જાણ્યુ ભાભી પીયર વશી

કુવાગ નત જાણું માટ, શું પૃથિવિમા કન્યાનો ડાટ;
પોતાની પાખે લોહ્યુ જળ, હમે રોતો ગખ્યો નળ.
મરકલહું કરી મહિપતી, મિત્ર શું બોલ્યો વીનતી;
જે દહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વિસરી ગયા.
તેં કહ્યુ મુકો એકવ૨ ૨, હું કાંઈક કરિશ ઉપકાર;
એ બોલ ક્યારે પાળગો, મોટુ દુખ ક્યારે ટાળગો
વળનો હમ કહે મહારાજ, હું સરખુ કાંઈ સોંપો કાજ;
મહાકઠણ જે કારજ હશે, તે હું સેવકથી સઉ થશે.
નળ કહે તમો કરો સંથી, મારી જીભ ઉપડતી નથી,
કપરૂ કામ મેં કેમ દેવાય, કદાપી થાય કે નવ થાય
ન થાય તો ન ન પામશો ખેદ, લાજશો નહિ ઘેર આવજો વેદ;
હમ કહે અમયો નહિ વળું, હું રિસાનાનુ નહિ પૂતળુ.
ચૌદ લોકમા ગયાની ગત્ય, તારૂ કારજ થાશે સત્ય;
નળ કહે હો પખી જન, કાયા સોનાની ચાચ રતન
એવી તમારી દીસે કાય, ક્યાથી વર પામ્યા તમે ભાય;
એમ કહે સાભળિયે નળ, સરોવરમા સોનાના કમળ.
અનારે ભોજન કરુ તેહ, જેવુ જમિયે તેવી દેહ;
ચાળ પગથિયે જડ્યા રતન, ત્યા ચાચ ઘસુ પખિજન
તેની વળગી છે રેખાય, માટે રત્ન જડિત ચચાય,
હવે ન પૂછશો આડિ વાત, કામ શુ છે કહે ને ભ્રાત
નળ કહે વિદર્ભા દેશ, કુંતનપૂર ભિમક નરેશ;
તેને દમયતી દીકરી, કાગણુ રૂપે તે અવતરી.

વલણ

અવતરી તે કાગણુ રૂપે, વણ દીઠે મોહ થયો મને,
તે નારિનો વિવાહ મેળવો, હુ માગુંછુ તમ કને

કડવુ ૧૦ મું. રાગ રામગ્રી.

હની બોલ્યો વિહંગમ વાણી જી, એ શુ માગ્યુ ભાગ બહુ આણી જી;

ઢાળ

માગિ માગિ ને શુરે માગ્યુ, દમયતી એક નારી,
દેર કન્યા આણી આપુ તો, કન્યા ભિમક કુમારી

આવી અવળી દેડે અબળા, ઝાલવાને ઉપાય;
હાથમાંથી હંસ નાસે, ચપળ ન૨ કહાય.
પંખિ કહે કે પ્રેમદા, અમો કમળના રહેનાર;
મને નળ વિના કોનિ ઝાલે, તુ કોણ ઝાલણહાર

વળણ.

તુ કોણ ઝાલણહાર મૂરખ, તને ક્યાથી નળની સુંધ્ય,
વચન શુણીને વિનતાયે કરિ, ઝાલવાની બુધ્ય રે.

કડવું ૧૨ સું રાગ મારૂ

ચતુર ભીમકની કુમારી, તેણે અકળિત વાત વિચારી
નથિ હંસ દેતો મને સાવા, પણ નહિ દેઉં એને જવા.
પખી ધીરે કમળને કાજે, મને હાથ આપ્યા મહારાજે;
જોગવાઈ જગદીશે મેળી, મારી કમળ જેવી હાથેળી.
શરીર સઘળુ કયા સતાડુ, પાણુ પંકજ એને દેખાડુ;
પોતાના વસ્ત્ર દાસીને પેહેરાવી, બેઠી ચેહેબચામા આવી.
માથે મુક્યુ પલાશનુ પાન, વિકાશિ હાથેળિ કમળ સમાન;
મધ્યે મુક્યુ જાબૂનુ ફળ, જાણે ભમર લેછે પરિમળ.
પોતે નાસિકાયે ગણગણતી, ભામા ભમરની પેરે ભણતી,
હંસે હરિવદનીને જાણી, નહિ પંકજ પ્રેમદાનો પાણી.
જઈ બેસું થઈ અજ્ઞાન, પરણાવવો નળ રાજાન,
આનંદઆણિઅબુજભણિ ચાલ્યો, બેસતામા અબળાએ ઝાલ્યો.
દમયતિ કહે ઉડિ કા ન નાઠો, અલ્યા ગારૂવો થઇ શુ ગાઠો,
મને દોહાવિ કીધી દુખી, મુઆ તેં મને નહિ ઓળખી.
તોય અવગુણ નહીં વિચારૂ, બાપના સમ જો નહિ મારૂં;
હંસ કહે શુ જાઓછો ફૂલી, નથિ બેઠો હુ ભરમે ભૂલી.
હુમા પરાક્રમ છે અતિઘણુ, ચચપ્રહારે હાથેળિ હણુ,
દમયતિ કહે હંસ ભાઈ, તારે મારે થઇ મિત્રાઇ
અન્યો અન્યે બોલ ત્યા દીધો, હાથથી મુકી ખોળે લીધો,
તમે વખાણ કીધુ સબળ, તે બેયા કોણ છે નળ,
તેના કોણ દેશ માત તાત, તેની કહો વિસ્તારીને વાત.
હંસ બોલ્યો મૂખે હશી, કન્યા ઘેલી દિસેછે કશી.

### વળણ

પાય લાગુ ને નળ માગુ, હુ આવી તારે શરણુ;
નહિ તો પ્રાણ મારા જશે, પડ પડશે ધરણ રે

### કડવું ૧૩ મું. રાગ વેરાડી.

હસ ભણે હો ભગની મારી, ભીમકરાજ કુમારી;
નિશ્ચે નળ તુજને પરણાવુ, મને દયા આવેછે તારી. હસ ભ૦
અમો મળ્યાને પ્રાણ આપિયે, પૂરિયે મનની આશ,
તારો મોહ લગાડુ નળને, નાખિ ઊંચા નીચા પાશ, હસ ભણે.
એક જડીબુટિ સુઘાડુ નળને, તતક્ષણ થાશે ઘેલો,
આફૂરો આવી રહેશે ઉભો, વેશે સરવથી પેહેલો, હસ ભણે.
નળને તુ નિરધાર પરણજે, એ મારો સકેત,
રખે તુ ત્યાર પેહેલી પરણે, ત્યારે હુ થાઉ ફજેત, હસ ભણે.
આવશે નળના રૂપ ધરીને, છે દેવ મોટા ઘાતી,
વણ તપાસે રખે વરતી, ગાંડી થઈને વહાતી, હંસ ભણે.
નળ અમરમા વેરો શો છે, ઓળખાવુ તે વેષ,
દેવ રહેશે અન્તરિક્ષ ઉભા, ન મળે મેષોનમેષ; હંસ ભણે.
સ્વયંવર તુ ઘેર રચાવે, હું વળિ કરજે એક વાતું;
તારો તાત તે નોતરૂં મોકલશે, તુ પત્ર લખજે છાનું; હંસ ભણે.
હંસરાયના વચનશુણીને, વામા કરેરે વિદાય,
જાઓ કહેતા મારી જીભ કપાયે, ગયા વિના કામ ન થાય, હંસ ભણે.
હો રે વિહગમ હોરે વિહગમ, મારો વિરહનો વન્હિ સમાવો;
વિરસેનસુતને વીરા અરથે, વીરા વેશો લાવો, હો રે વિહગમ.
તારા વોણી નળને વિજોગે, એ બે દુઃખ હું દુખાળી,
અન્ન ન ભાવે નીદ્રા ન આવે, મેળાપ તમારા ટાળી, હો રે વિહંગમ.
વિશ્વાસ આપિને વાત વિવાની, રખે જાતા વિસરી,
સ્વયંવરમા નળ નહિ આવે તો, પ્રાણ જાસે નીસરી, હો રે વિહંગમ.
જો તમો નાથ આણી નહિ આપો, તો કોણ આપશે વળતુ;
મોટુ પુન્ય છે મનુષ્ય રાખ્યાનુ, અનગ અગ્નિયિ બળતુ; હો રે વિહગમ.
મારા માત પિતાને ભાઈ, તેને લાજુ કહેતી,
કેમ કહેવાય પરણાવો નળને, મને કહે સઉ અસેતી, હો રે વિહંગમ.

ગુહ્ય વાત તે મિત્રને કહિયે, વાલાંની હોય ચોરી;
વણ રોગે આ વપુની વેદના, તું હંસ જાણે મોરી; હો રે વિહંગ.
તારી આશા સુતરને તાંતણે, પ્રાણ રહેશે વળગી;
ીવા વાત મિથ્યા સાંભળતાં, દેહ થાશે પ્રાણથી અળગી, હો રે વિહંગ.
વેશ્વાસઘાતનું પાતક મોહું, તમો ડાહ્યાને શું કહિયે;
ર્હાન વાત કરીને જાઓછો, નથિ કરિ નાને છૈયે; હો રે વિહંગ.
ંમ ભણે હો ભગની મારી, નિશ્ચ રહેજે વિશ્વાસે;
એવુ કહીને ખગ ગયો, ઊડીને આકાશે; હો રે વિહંગ.
આવી ઊભો નળની પાસે, પૂછે વાત જે વીતી;
સમાચાર કહ્યો હંસે ત્યાં, નળને તે અથ ઈતી; હો રે વિહંગ.
દેખી કહે હો પુણ્યશ્લોકજી, બીજી વાત શી કરૂં;
દશ પાંચ દિવસમાં આવ્યું જાણજે, પરણવાનું નોતરૂં; હો રે વિહંગ.

વળણ.

નોતરૂં આવશે સ્વયંવરનું, હંસે વાત ભાતને કહી;
વેવિશાળ મળ્યું દૂત થયું, તેમાં કાંઈ સંદેહ નહીરે.

કડવું ૨૪ મું. રાગ મલારની દેશી.

બંન્યો મિત્રો મળીને બેઠા, પૂછે નળ ભૂપાળ જી;
વીર વિહંગમ કહોને વારતા, કયમ થયું વેવીશાળ જી;
નામ ઠામ ને ગુણ રૂપ ગુણ, ગોત્ર ને આચરણ જી;
સર્વાંગે સંપૂરણ શોભા, માન્યું અન્તસકરણ જી.
કેમ ગયો કેમ દૂત થયો તે, વાત કહો મને માંડીજી;
તે કન્યા કેમ બોલી તુજસાથે, લજ્જા મનની છાંડી જી;
પંખિ કહે સાંભળિયે સ્વામી, કન્યા વરણુ વિવેક જી;
શેષ છેદ પામે નહિ ભણતાં, શું કહું જીભ્યા એક જી;
કુન્દનપુર તે કુન્દન જેવું, જોતાં મોદ ઉપજાવે જી;
શું વૈકુંઠ આવ્યુ પૃથ્વીમાં, અમરાપુરીને લજાવે જી.
ચારે વરણ ધરમને પાળે, હંછે હરિયે કાંઈ કરતે જી;
સુખ નિરવૃત્તિ નિર્ત્યે પ્રજાને, આણ ભિમકની વરતે જી.
આનંદ ઉચ્છવ વાજિંત્ર વાજે, ઘેર ઘેર હરિની સેવા જી.
વ્યાસ વિષ્ણુ નિરન્યી ઈછે, વસન્ત સુખને સેવા જી.

વિદ્યા મુકાવી નીશાચરની, તે શીખ્યા નીશાચર કામ જી;
જુગ્મ કપાટ વિજોગી પુરમાં, જુઆં રહે અષ્ટ જામ જી.

કર્મ ત્યાગ પારધિયે કીધો, ગુણકાએ ગ્રહી લજ્જા જી;
ઉચાટ એક અધર્મીને ત્યાં, સકંપ ધ્રુજે ધ્વજા જી.

ભવન ભારે ભૂપ ભિમકનાં, તે ત્રણભુવન વ્યતિરેક જી;
ઘરની વાડી પરમ મનોહર, મધ્યે અવાસ છે એક જી.

સપ્ત ભોમ્ય તે વ્યોમ પ્રમાણે, ફરતી બારી જાળી જી;
દશ સહસ્ત્ર નારી આયુધ ધારી, કરે કન્યાની રખવાળી જી.

ચંદન ચંપક ચારોળી ને, વટ વાળો વેલડી જી;
ફનસ ફોફળ ને વળી શ્રીફળ, સાખ આંબા શેલડીજી.

બીલી કોઠી દ્રાખ દાડમડી, નારંગી ને નેત્ર જી;
અખોડ ખજૂર ને લવિંગ-લતા છે, ખારેકોનાં ખેત્રજી,

શીતળ જળ કમળ કેતકી, કુસુમ પૂરણ કુંજ જી;
મળિયાગર મોગરા માલતી, ત્યાં ભ્રમર કરે છે ગુંજ જી.

વેલા વાસોળ પરવળના વળિ, શીતળ વાય સમીર જી;
રેશિયે પંખી વાણી બોલે, ટૌકે ગેરગંભીર જી.

સાગ સીસમ સરગુવા સાદડી, તાળ ને તમાલ જી;
કણેર બાબચિ બદામ બદરી, જાવંત્રી જાયનાળ જી.

વાડ વાટિકા વંક વળામણ, બોરસડી બીજોરી જી;
વેલડી સાહેલડી વળગી, દીઠે ગુણવંત ગોરી જી.

તે વનમાંહે હું ગયો ને, હવો હરખ પૂરણજી;
વૃક્ષ જૂથમાં પેઠો જઈને, ગુપત રહીને વરણ જી.

દાસી સર્વે થઇ નીદ્રાવશ, ઇંદુ આવ્યો માથે જી;
દમયંતિયે દ્યુત આરંભ્યું, સખી માધવી સાથે જી.

તે સમે મેં તમને વરણ્યા, શામાયે ધરિયો શ્રવણ જી;
ઉઠી બાળા અટારિયે આવી, જોતી નેત્રની ક્ષણ જી.

પાસે દાસી બંન્યો રાખી, ચતુરાં ચોદશ ભાળે જી;
આ વનમાં કોઈ જન આવ્યોછે, બોલી કરે આ કાળે જી.

વળણ

આ કાળે બોલી કોણ કરેછે, જુઓ વનમા ફરીફરી,
હસ કહે હું હવે વિસ્મય, શુ વખાણુ એ સુંદરી રે

કડવુ ૧૫ મુ રાગ ધનાશ્રી

ભૂપમેં દીઠી ગર્વ-ઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી,
કદળી સ્થભ જુગલ સાહેલડી વચે વૈદર્ભી કનકની વેલડી,

ઢાળ

વેલ જાણે હેમની, અવેવ-ફૂલે ફૂલી,
ચકિત ચિત થયુ માહરૂં, ને ગયો દૂતત્વ ભૂલી
સામસામાં રહ્યા શોભે, વ્યોમ ભોમ્ય ને સોમ,
ઇદુમા બિદુ બિરાજે, જાણે ઉડગણુ ભોમ્ય
ઉસે અમિનિધિ કીરણ પ્રગટ્યાં, કળા થઈ પ્રકાશ,
જ્યોતે જ્યોતથી સ્થભ પ્રગટ્યો, શુ એથી રહ્યો આકાશ
કામનીનો પરિમળ બેહેકે, કળા શોભે લક્ષ,
શકે ધરાધર વાસ લેવા. ચડયો ચદન વૃક્ષ
કુરંગ મીનની ચપળતા, શુ ખંજન ગારે પડિયા,
નેત્ર અણિ અગ્રે શ્રવણ વીધ્યા, સોય થઈ નીમડિયા
શકે નેત્રબેત્ર છે મોહનું, ડોડાળા અબુજ
ભ્રુવ શરાસન દૃષ્ટિશર, હાવ ભાવ બે ભૂજ
ગળસ્થળ નારંગ ફળશા આદિત્ય ઇદુ અકોટી,
અધર પ્રવાળી દત કનક રેખા, જીભા જાણે કસોટી,
કીર અગ્નિ પર શ્રીખડ શોભે, કોયલ બોલે અણુછતી,
વન લતા પર પખી બેઠા, નવ રહેવાયું મોરી મતી.
અધર રસ પર શ્વેત બિંદુ, મેં જાણ્યુ કરૂં ગ્રાસ,
ઉદર સર આભરણુ અબુજ, જઈને પૂરૂં વાસ
નાભી નીકટ મેખળા, રહે ગમન સાથ અમારો,
રોમાવળિ દ્રુમ કુચ ટોડા, ઉરમં ળ શુ ઉતારો
અગ રગ તરંગ યૌવન, જોતા તૃપ્ત ન થઈએ,
ક્ષુધા તૃષા પીડે નહીં. રૂપ સુધામાં રહિયે

કુચ ભૂષણ કદળીઉપરે, શબ્દ તેનો ઊઠે,
ન બોલે પંચો પણ પ્રહાર થાતે, લાગ્યો પંચન પુરે.
સ્કંધ વદન તે કંઠણી સરખા, ખટ તો ખજતો એ પાણિ;
સુધ બુધ્ય નવ રહી મારી, હું બોલી ઉઠ્યો અભિલાખે.
વદી વાણી વ્યોમચરની, પડ્યો મુરછા ખાઈ,
હાટક રૂપ દેખી સખિ સાથે, મુજને ગ્રહવા ધાઈ
મોહ વારૂણી પી પડ્યો, કન્યાએ ગ્રહ્યો આવી;
ભુજ અંબુજ મેં પણ ભેદ્યા, તોયે મન નવ લાવી.
નાત ગામ ને નામ પૂછ્યું, સ્વામી તારો કૂણ,
રટણ રમનાએ કરે બાધી, એવો વરણુ નિપૂણ.
સ્વામી નળને વરણુન નળનું, દૂત નળનો હુંય,
ગિરિ તરૂવર કે ધાતુ ફળ કે, કુસુમ નળ તે શુંય
પ્રાણ નળ કે ઉંઅર નળ, કે જળ નળ ગૃહનો,
રહે તુજ મળ્યો કાંતિ કમળે, એ વરણુ તેની દેહનો.
પર અગ્ર વૃશ્ચિક આંકડો, ભેંદુ નિજ ભૂતળ,
શકે તારા નાથનિ એવી, કાયા છે કોમળ
શબ્દ શુણિ શામાતણો, હું સહિ રહ્યો તે કાળે,
તમ પ્રતાપે તારૂણીને, મેં નાખી મોહ જાળે
અમૃત ઘટ થાયે જો ઊણો, અમર પાન જ્યારે કરે,
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઈ કુંભ પૂરો ભરે
વિનતા વદન વિધિયે કીધું ભાર શશીનું લીધું,
નક્ષત્ર નાથને લાછન ભાસે, કલંક લાગટ કીધું
ગ્રહેશ ને શરવરીપતિ તે, ગૌપ્ય ઉભા ફરે,
વૈદર્ભીના, વક્ત્ર આગળ, અમર તે આરતી કરે
કુચ સમુહની રાવ કરવા, વિધિ કને કળાધર ગયો,
કર અધર ચદ્ર કાઢ્યો રેશે, તે અદ્યાપી અંતરિક્ષ રહ્યો.
સસાર સર્વેનું સાર લીધું, દિવ્ય દેહડી થવા,
ધડિ દમયતી ને ભુજ ખખેર્યા, તેના તો તારા હવા
જગ્ન જાગને ધર્મ ધ્યાન તીરથ, કીધા હશે સમસ્ત,
તેને પુણ્યે પુણ્યશ્લોકજી, ગ્રહશો દમયંતિનો હસ્ત.

ભાગ્ય ભૂપ એ તમ તણું, જે વશ વૈદરભી વળી;
વેવિશાળ મળ્યું ને દૂત ફળ્યું, નવ શકે તેનું મન ચળી.
કાલ આમંત્રણ આવશે, તમે કરો તતપર જાન;
એ વાત નિશ્ચે જાણજો, તેના સાક્ષિ શ્રીભગવાન
આનંદ નળ પામ્યો ઘણો, પણ સ્વપ્ના સરખું ભાસે;
વિશ્વાસ મન નથી આવતો, જે વીવા કેઈ પેરે થાશે

વળણ.

ચાશે સંબંધ ભિમક સુતાનો, એ આશ્ચર્ય મોટું સર્વથા;
કહે પ્રેમાનંદ કહું હવે, દમયતીતણી કથા.

કડવું ૧૬ મું. રાગ ગોડી.

હંસ વળાવિને વળી વિનતા, જ્યાં પોતાનું ધામ;
દમવા લાગ્યો દમયતીને, નળના વિરહનો કામ.
વખાણ બાણ શામાને વાગ્યાં, પખી ગયો મોહ મેલી;
રોમેરોમે વન્હિ પ્રગટ્યો, લાગી તાલાવેલી.
ઘડિયે ઘરથી બહાર નિસરે, બેસે જઇને અટાળી;
ચંદ્રકિરણ અગનીથી અદકા, મારશે મુજને બાળી.
વણ પરણ્યાને વ્યાકુળ કરવા, વ્યોમ વશ્યો છે પાપી;
શું કહિયે કમળાપતિને રાહુનું, મસ્તક નાંખ્યું કાપી.
સિંહિકા-સુતને શરીર હોત તો, મુજને ચિંતા થોડી;
સુધાકરને ગળત પેટમાં, બળી થાત શખોડી.
જળપાત્ર વિષે ઇંદુ બિંબ દીઠુ, સખીને કીધી સાન;
લાવ્ય બોગળ રિપુને મારૂં, પ્રહારે પિષ્ટ મમાન.
એમ કરતા પ્રાતઃકાળ થયો, તારૂણિને આવ્યો તાવ;
અન્ન ન ભાવે નીદ્રા ન આવે, વાતતણો નહિ ભાવ.
અગ્નિના તણખા સરખા લાગે, ટાઢક ચશ્ચે જેહ;
વાયુ વ્યાધિના બાણ સરીખો, નિસરે સૌંસરો દેહ.
દુખતું જાણી આવી રાણી, જોયું વસ્ત્ર ઉઘાડી;
ચુંબન કરિને પૂછે માતા, શું દુખ છે તને માડી.
લાડક્યાઈ ક્યાંયકિ છુવે, છે કર્મ અમારાં રોખી;
અક્ષત ઉતારો દૃષ્ટિ બેઠી હોય, કોઇની મેલી ચોખી.

પરણ્યાનો ઓરિયો નવ પીત્યો, જાત સામરે સમોતીઃ
રજ દીકરી ક્યાંથી જીવે, ત્રણ ભાઇનિ બેહેન પનોતી.
આવડો તાવ તે તારુણિને શો, દૈવને ઘેર વળ્યો કાટ;
કહે કુંવરી અંતરની આપદા, અમને થાય ઉચાટ.
મુખ મરડી દમયંતી બોલી, ઘરડાં માણુમ નહોર;
પરણ્યાં કુંવારા કાંઇ ન પ્રીછે ફોગટ કરવો સોર.
હું સમાણી જાય સામરે, તેના જોેને ભોગ;
તેની પેરે મારે થાશે, આફુરો જાશે રોગ.
વચન શુણીને સમજ્યાં રાણી, પુત્રી થઈ પરણનારી;
ભામનિયે જઇ કહ્યુ ભિમકને, ક્યા લગી રાખશો કુંવારી.
વહાણું વાયને આવે દુખવા, જો જીવે આ બાળકી;
કોને ભાગ્યે કાળથી ઉગરે, પરણાવિ કરો પારકી.
દીકરી માણુસ મોટું થાય ત્યારે, પીયરમાં ન શોહાય;
સ્વયંવર કરિને પરણાવો, જ્યાં એની ઇછાય.
રાયે પુત્ર પોતાના તેડ્યા, કહ્યુ બેહેનને પરણાવો;
દેશ દેશતણા રાજાને, દૂત મોકલિ તેડાવો.
અન્ન ધન તૃણની સામગ્રી, મડપ મોટો રચાવો,
ધવળ મગળ ગીત નફેરી, અપસરાઓ નચાવો.
સ્વયવરની સામગ્રી માડી, મળ્યા મોટા ગજાન,
નળને તેડવા ભિમકે મોકલ્યો, સુદેવ નામ પ્રધાન.

વળણ.

પ્રધાનને નૈષધ મોકલ્યો, હમે કર્યુ હતું વખાણ;
દમયતીયે પત્ર પાઠવ્યું, વાચી નળે દીધા માન રે.

કડવું ૧૭ મું. રાગ સારગ.

આવી સુદેવે આપ્યો કાગળ, રૂદગે ચાપિને વાંચે નળ;
સ્વસ્તિ શ્રીનૈષધપુર ગામ, પુણ્યશ્લોકજિ પુણ્યવંત નામ.
છે કાલાવાલાનિ કંકોતરી, લખિતં દમયનિ દિકરી,
અહિયાં આવી ગયા ખગપત્ય, કહે વાત તે માનજો સત્ય.
મેં તો તમને સમર્પ્યુ ગાત્ર. સ્વયવર તો નિમિત માત્ર;
મીન નીરને જેવી પ્રીત, મારા સરખુ રાખજો ચિત્ત.

વાંચિ પત્ર ને હરખ્યો નળ, તતપર કીધું જાનનું દળ,
અતિ શીઘ્ર સાચરિયો રાય, શુકનેમળી સવછી ગાય
કુરંગ કુરંગણીની સાથ, આગમ ઉતર્યાં તે દક્ષિણ હાથ,
હંસ ભણે ભલા શુકન, તું દમયંતીપામે રાજન
વિદર્ભે જઇને સિધ કીજીએ, મને આજ્ઞા હવે દીજીએ,
વળિ કો સમે આવિશ રાજન, તું છે મારો પ્રાણજીવન
ભાઈ તુજને કહું વીનતી, ધૃત ના રમશો નૈષધપતિ,
નવ કરશો સ્ત્રિનો વિશ્વાસ, એ બે થકી થાય વિનાશ,
ચાલ્યો ખગપતિ વિનતી કરી, નળરાજાએ આંખડી ભરી,
હંસ કહે સાંભળ રાજન એમ કરિયે ન કાચું મન
માત પિતા સુત બાંધવ જેહ, સર્વે વેર-સબંધે મળ્યું તેહ,
તારે કાજે મેં ગજ્યો એહ, ખગપતિનો ધાર્યો દેહ
હું છું બ્રાહ્મણ ને તું ભીલરાય, પૂર્વ જન્મની કહું કથાય
મારા ઘરમાં હું દુખિયો થયો, કાશિ કરવત મૂકાવા ગયો
એવો સમો મનમાં ધરી, ચા ગો વનમાં સમર્યા હરી,
અંધાર વનમાં ભૂલો પડ્યો તારે સ્થાનક આવી ચડ્યો
તેવામાંહે રજની થઇ, દ્વાદશ કોશમાં વસ્તી નહી,
તેવા વનમાહિ રહેતો તુંય, ત્યાં આવીને ચડિયો હુંય
તારે સ્થાનકે આવી રહ્યો ત્યાં તું પણ ચિંતાતુર થયો,
મારી આગતા સ્વાગતા કરી પણ સુવાનિ ચિંતા ધરી
નહાનિ હતી ગુફા છેક, આવ્યું માણસ માય ન એક,
તારી સાધવી નારિ સુજાણ મારૂં આસન કર્યું નિર્વાણ
તું તો વીરા બાહર રહિયો રાક્ષસ આવિ તને મારિયો,
માસ ચરણ હસ્ત હેઠે રહ્યું, નવ જાણું તેનું શું થયું
તારી સ્ત્રીએ તજ્યો ત્યાં પ્રાણ કાઇ ભક્ષ કરી નિરવાણ
મરતાં એવું બોલી સતી એજ નર દેજો કમળાપતિ
એવું જ્યારે સ્ત્રી બોલી વચન, ત્યારે મેં વિચાર્યું મન,
શું જીવું હત્યા બે કરી, એને તું મેળવજે હરી
એવું કહિને હું તેવાર પડ્યો બળતા અગ્નિમોઝાર,
તે માટે પંખી અવતાર લીધો નૈષધમાં આવાર

એવો બોલ ખગપતિયે કહ્યો, શીર નામિને ઉભો રહ્યો;
આજ્ઞા આપો તો તતપર થાઉં, અમો અમારે સ્થાનક જાઉં
એવી વિનતી હંસે કરી, નળરાયે આંખડિ ભરી;
એ શું બોલ્યો તું મારા વીર, તારા વીના ધરૂં કેમ ધીર.
આપ્યુ તેં મને પ્રાણનું દાન, તું છે મારા બન્ધુ સમાન;
હંસ કહે, તેં ખરૂં કહ્યું વીર, પણ સાંભળ પરમ સુધીર.
તારૂં રૂણ છુટચો હું ભ્રાત, હવે રહેવાની કરિશ ન વાત,
એમ કહિને ઉડ્યો આકાશ, ત્યારે નળે મુકયો નિશ્વાસ.
નળ પહોચ્યો જ્યાં વૈદર્ભદેશ, મળ્યા મોટા મોટા સુરેશ;
ચોફેર વશાનાં ધામ, જેટલા રાજા તેટલાં ગામ
સાગર મધ્યે નાવડું જેમ, ભમક-નગરી તો દીસે તેમ
ગજદળ હયદળ ને માનવ, અન્ન મોંઘુ થયું છે સરવ.
રમ કસ સામું નવ જોવાય, તૃણ જળ તે ટાંકે તોળાય;
રાક જનની ચાલે અરજ ના, માગ્યાં મૂલ આપે ગરજના.
ભિમક લેછે સરવનો તપાસ, જે જોઈએ તે ફેરવે દાસ;
નગર ભરિયું છે ખચખચી, રાયે મડપ રચના રચી.
હિંડોળાખાટ બાંધી બારણે, કદળિ સ્થભ રોપ્યા બારણે;
ચિત્રામણ ચીતરિયાં ભીત, નાના પ્રકારની વિધિ રીત.
મડપ લીંપ્યો કનકની ગાર, સામસામી આસનની હાર;
જેને જ્યાં બેસવાનો ઠામ, આસન ઊપર લખિયાં નામ,
એ કથા એટલેથી રહી, એક વારતા બીજી થઈ,
નારદને કળહની ટેવ, ગયા સ્વર્ગે જ્યાં બેઠા દેવ.
પૂજ્યા અરચ્યા પ્રીતે અપાર. એક ઈંદ્રે પુછયો સમાચાર,
કહો રૂષિજી પૃથવીની પેર, કોઇ પુરૂષ ન આવે ઘેર.
પૃથ્વિમાં પડતિ સાધુનિ કાય, તે આવતા સ્વર્ગનિ માંય,
અમરાપુરીનો સૂનો ધાર. જમપુરિની વહેછે વાટ.
જમનગર ભરાઇને વશું. અહિયાં નાવે તે કારણ કશું,
કહે નારદ, સાંભળો સત્ય, હવડાં મનુષ્ય પામે અવગત્ય.
દમયતિ દમયતિ કરતાં મરે, તે મર્ત્ર જમપુર સચરે;
જેણે દમયંતિ નિરનથીખી, તે જીવનો મુઓ મરેથી.

૯

ત્યાં સ્વયંવર માંડ્યો આજ, મળ્યા પૃથવીના મહારાજ;
શું અપ્સરાના વહોછો મના, દમયંતિનિ દાસી દેવાંગના
વૈદર્ભ દેશ ને કુન્તલપુર, જાઓ જોવા શું બેઠા સુર,
કહિ રૂષિ થયા અંતરધાન, ચાર દેવ થયા સાવધાન
સભારી રૂપ મનમા ફુલતા, ચાર દેવને લાગી લગૂતા,
ઈંદ્ર અગ્નિ વરુણ ને જમ, ઊઠીને ચાલ્યા જ્યમ ત્યમ.

વળણ

જ્યમ ત્યમ ચાલ્યા દેવતા, ધરી જૂજવા રૂપ,
વૈદર્ભ ગયા, મનનગ થયા, દેખી નળનુ રૂપ રે

કડવુ ૧૮ મુ રાગ સાંગ

નળને જોતા ઇંદ્ર રહ્યા છે, એવે આવ્યા જમ જી
અગ્નિ વરુણ પુઠેથી આવ્યા, પૂછે માહોમાહિ ક્યમ જી
અન્યો અન્યે ચોરી કરતા, બોને જુજવા કામ જી,
ચારે દેવ માહોમાહિ છેતરે, ન લે પરણ્યાનુ નામ જી
અગ્નિ કહે શુ અધર્મ બોલો, સહુ દમયંતિના લોભી જી,
મનના મનોરથ પણ રહ્યા મનમાં, નળ આગળ કાંતિ ન શોભી જી.
તાળી દેઈ હસ્યા માહોમાહિ કપટ કીધુ ત્યાગ જી
સ્વયંવરમા ચારે જઈએ, કોઈનુ ભળશે ભાગ્ય જી
વરુણ વદે, એ વૈદરભીને, મુકો નર્યાની આશા જી
પરણશે નળને આપણને ફ્જેતી, છેતરશે આપણિ નાસા જી
અગ્નિ કહે, હો વાસવરાજા મુકો હઈયાનો દર્પ જી
દમયંતી તમો નહિ પામો, જો તપશો શત વર્ષ જી
ભિમકસુતાને આલિંગન નહિ દે, અભાગિયા આપણા ગાત્ર જી,
વિરસેનસુત આગળ વિષ્ણુ ન પામે, તો આપણે કોણ માત્ર જી
કદાપિ નળને મુકે માનની, આપણિ મમતા કરે જી
તો ગુણ વહોણી દમયંતીને બના આપણી ઘરે જી
લક્ષણ વહોણી દમયંતી છે રૂપ યૌવન ઉનમત્ત જી,
ગોળ મુકી જો ખોળને ખારો, તે ચતુરા પશુવત જી
બેહુ પ્રકારે એ ન પરણવી, તે માટે પાછા ફરવુ જી
મનુષ્ય વર દેવ ફરે પાછા તે, એ ફ્જેતિથી બહુ મરવુ જી.

ઇંદ્ર કહેછે જમરાજાને,　　નળને લો જમલોક જી;
આફણીએ આપણને વરશે,　　થાશે હંમનું ઓરંપું ફોક જી
ધર્મ કહેછે, એ શી લલુતા,　　કો વણ ખૂટે કેમ મરે જી;
એમ થતું હોયતો લેઉ દમયંતિને,　　અરથ મારો સૂરે જી.
અગ્નિ કહે, બલો શ્રમ કરિ જોઈએ,　　કદાપિ થાયે સાચો જી;
દમયંતી ભણિ દૂત થઈ જાએ,　　ચારે નળને જાચો જી.
ચારે દેવ આવ્યા નળ પાસે,　　વેષ વિપ્રનો ધારી જી;
ત્રિપુંડ્ તાણ્યાં પુસ્તક કરમાં,　　ઝાલી સુંદર ઝારી જી.
નળે નિર્મળ બ્રાહ્મણ દીઠા,　　આપ્યા આદરમાન જી;
આસન આપી પૂજા કીધી,　　પૂછેછે રાજાન જી.
કામ કાજ અમ સરખું કહિયે,　　હરિ મોટા કરનાર જી;
વિપ્ર કહે, અમો આવ્યા છૈયે,　　તને જાણી મસ ભડાર જી.
નળ કહે, જે માગો તે આપું,　　માનજો અવશ્યમેવ જી;
વચન લેઈ વિપ્ર-વેશ મૂક્યો,　　થયા તત્ક્ષણ દેવ જી.
વજ પાશ ને જ્વાળા ત્રણે ગ્રહિ,　　જમે ગ્રહ્યો જમદંડ જી;
જળહળ તેજ દિસે તનનું,　　જાણે ઉગ્યા ચાર માર્તંડ જી.
ચકિત રાજા થઈ રહ્યો,　　ને કરતો કોટિ પ્રણામ જી;
નળ વિના કોયે દેખે નહી,　　દેવ રૂપના ધામ જી.

વળણ.

રૂપધામ જે દેવતા,　　તે વિનતી નળની કરે;
તમે દૂત થઈ જાઓ કન્યા કને,　　જે દમયતી અમને વરે.

કડવું ૧૯ મું. રાગ બિહાગડો.

દેવ કહે, હો રાજા મિત્ર,　　પુણ્યશ્લોકજી પુન્ય પવિત્ર,
કૃપા કરી કન્યા પાસે જાઓ,　　વેવિશાળિયા અમારા થાઓ.
મહેલાને મારો મોહનાં બાણ,　　ચારે દેવનાં કરજો વખાણ;
જાણ્ય હશે તેને તે જડસે,　　જેવાં કર્મનું પાતરું ફરશે.
નળ કહે, સેવક વળિ હોય,　　મને પેમના નર દે કોય;
દેવ કહે, જાઓ જોગીને વેષે,　　દમયંતી વિના કો નહિ દેખે.
ચારે નળને કરે અણુસારા,　　અધિકા ગુણ બોલજો મારા;
એવું શુણી ચાલ્યો નળરાય,　　ત્યારે દેવને વિમાસણ થાય.

રૂપવંત એ નળને જોશે, કન્યાનું મન તેને મોશે;
દૃષ્ટિયે દૃષ્ટિ મળશે જ્યારે, ગુણ આપણા નહિ સંભારે.
વાત આપણિ નહિ કહે વરણી, વેવિશાળિયો બેસશે પરણી;
નળને લેવરાવ્યો જોગીનો વેષ, શીખવ્યું તેમ કરજો વિશેષ.
રૂપ પાલટિને નળ વળિયો, દેવે અનુચર એક મોકલિયો;
દૂતને નવ દેખે નળરાય, આગળ પાછળ ચાલ્યા જાય.
પેઠા ઘરમાં પાધરા દોર, કોઈ ન દેખે દિવસના ચોર.
જ્યાં દમયંતિનું અંતઃપૂર, ત્યાં આવ્યા નળરાય સૂર.
દિઠિ દેવકન્યા જેવી દાસ, રહે દમયંતિ રાણી પાસ;
કોઈ નાયકા ત્યાં તો નહાતી, કોય કન્યાના ગુણ ગાતી.
કોય શામા ને કોય ગોરી, કોય મુગ્ધા ને કોય છોરી,
કામ કરતી કો હાલેમાલે, વસ્ત્ર બાંધતિ ગડિયો વાળે.
રહે આપ આપણે સાજે, હાર ગુંથે કન્યાને કાજે;
એમ જોયો હેઠલો માળ, બીજે માળ ચઢ્યો ભૂપાળ.
તહા દાસીનું જુથ જોયું, વળિ ચઢ્યો જ્યાં ત્રીજું ભોંયું.
વસે જ્યાં દમયતી નારી, સહસ્ર દાસી સેવા કરનારી
કેટલિક ગાન કરે સ્વર ઝીણા, કોઇ કરમાં વજાડે વીણા;
એકાંતે છે એક ઓરડી, હિંડોળે બાંધિ હિર-દોરડી.
ત્યાં બેઠી હરિવદની હીંચે, દાસી કેશમાં ફુલેલ સીંચે;
કિંકરી પાસે શિર ગુંથાવે, રખે સેંથો વાંકો આવે.
ચણિ ભીંતમાં ચોપાસે આપ, વણ ધરે મુખ દેખે આપ;
આગળ દમયંતિ પુંઠળ દાસી, સામાં પ્રતિબિંબ રહ્યાં પ્રકાશી.
મુખ-કમળ કન્યાનું ઝળકે, સામો ચંદ્ર બિંબે જાણે ચળકે;
શોભે નારી જોબન ધામ, મુખે નળરાજાનું નામ.
એવું ભૂપતિયે રૂપ જોયું, મોહબાણે મનડું પરોયું.
અંગ રંગથી આડો આંક, ભાઇ દેવતણો શો વાંક
ચારમાં કોનું ભાગ્યજ જાગશે, આ રત્ન કોને કર ચડશે;
મને પરણત મનની રૂચે, અંતરાયી દેવ થયા વચે.
બને ભાવિ પદારથ થયો, નજો વિવેક મનમાં ગ્રહ્યો;

### વલણ.

અહો વિવેક શોક તજી, જ્ઞાનને રૂદે ધરે;
સત્ય પોતાનું પાળવા, દેવતાનું માગ્યું કરે રે.

### કડવું ૨૦ મું. રાગ સામેરી.

બેઠી દમયંતિ શીશ ગુંથાવા, સ્વયંવરમાં શાંતરી થાવા;
સામી ભીંતે જડી બહુ ખાપ, વણ ધરી મુખ દીસે આપ.

### ઢાળ.

આપ દીસે વણ ધરે, પ્રતિબિંબ જોતી દષ્ટે;
દાસી ને દમયતી બેઠાં, નળ આવી રહ્યો પૂઠે.
પ્રતિબિંબ નળનું પડયુ દરપણમાં, પ્રેમદાએ દીઠો પુરૂષ;
ગઈ ખુણે નાશી તેડિ દાસી, શું બેશી રહિછે મુરખ.
માધવી વળતી વદે બાઈ, શા માટે નાશી ગયા;
મેં કો ન દીઠુ તમો દીઠુ, આવડું વિસ્મય શું થયાં.
દાસી તારી મીટ મસ્તકમાં, મેં દરપણ રાખ્યું દષ્ટિમાં;
સ્વરૂપ દીઠું નળતણું, ન મળે બીજુ સૃષ્ટિમાં.
વેષ છે વૈરાગનો, જાણે નાટક કોઈ લાવિયો;
શકે તો એ પ્રાણજીવન રે, નળરાય નિશ્ચે આવિયો.
દાસી કહે, દમયતિ સાંભળો, તમને નળની ઝંખના;
નળ આવીને નવ શકે, જ્યાં ન આવે પ્રાણી પખના;
કામની કહે, પ્રીછો નહીં, દાસી માણસ અવતાર;
નવ માને તો આવ્ય દેખાડું, કૌતક બીજી વાર.
પુનરપિ બેઠાં પુંઠાપુંઠે, દરપણમાં મીટ જોઉ;
પ્રતિબિંબમાં નળ દેખાડ્યો, કાંતિ કંદર્પ કરોડ.
દાસી રાણી થયાં બેઠાં, ઝબકારે ઝબકી વીજળી,
દમયંતી કહે દાસીને, મારી વાત કેવી મળી.
પછે સ્તુતિ માંડી શામાયે, અંતરપટ આગળ ધરી;
હો દેવ સ્વરૂપ ઘો ને દેખા, ત્યારે નળે દેહ પ્રગટ કરી.
આસન આપી કીધું પૂજન, પછે પૂછેછે કિંકરી;
કહો દેવસ્વરૂપ, ક્યાંથી પધાર્યા, વેશ વૈરાગીનો ધરી.

નળ કહે, તુ નીચ માણુસ, કેમ વદું હું કિંકરી;
દમયંતી બોલે તો બોલુ નહિ તો જાઉં પાછો ફરી.
દમયંતિ કહે, દેવ જદ્યપિ, થઇ આવ્યા સંન્યાસી,
કપટ રૂપને કન્યા કેમ પૂછે, માટે પુછેછે દાસી.

વળણ.

દાસી સન્યાસી જોગ છે, કેવળ નહીં અતીત;
વચન શુણીને નળ હરખ્યો, હરી લીધુ ચિત્ત રે.

કડવું ૨૧ સં. રાગ મારૂ.

મન મોહ પામ્યો મહિપતી, ધન્ય દેવ જે વરશે સતી,
ભોગી ભૂપને ભામનિ ભોગ્ય, ઘટે દેવને અમો અયોગ્ય
નારિ પ્રત્યે નળ એમ કહેછે, જો તુ જોગી રૂપને લહેછે,
અમો ન જાઉં વિષયાની વાટે, અહિયા આવ્યો હું સાધવી માટે.
હું તો દૂત છુ દેવતાતણો, પાળુછુ આચાર આપણો;
તારૂ પૂર્વ જનમનુ પુન્ય, ભાગ્યમાહિ કાંઈ નથિ ન્યૂન.
જે દેવદૂત ઘેર આવ્યો, મોદવર્દ્ધન વારતા લાવ્યો,
અળગુ કરો ને અતરપટ, કરૂ વાત આણીને ઉલટ.
અમો રૂપ કોટાનકોટ ધરૂ, તજી સ્વારથ પરમાર્થ કરૂ;
સાભળીને બોલ રસાળા, પટ તજીને નીસરી બાળા
પરિસ્વેદ મુખના રહ્યા ટમકી, બહાર નીસરિ વીજળી ઝમકી,
રહિતા હાને જ્યમ દ્રુમવેલી, નળ નિકટ ગઇ ગર્વેલી
તારૂણીનો પ્રતાપ ન માયો, ઝમકારે નળ જખવાયો,
દીઠી મદપૂરણ માતગી, નળ તકિયે બેઠો ઉઠગી
ઘુઘરિ ઝાંઝરની ઝણુઝણતી, પગને અંગુઠે પૃથવી ખણતી,
કર દીઠો છે ગળગ્યળે, એવિ નારી દીઠી નળે.
પ્રેમે પ્રેમે થયા બે ભોળા, મોહ્યો મહિપતિ દેખિ મહેલા,
સત્યવાદિયે સત્યજ રાખ્યુ, મનથી પરણવુ કાઢી નાખ્યુ
રખે દૃદ્રિ નારીને નરખે, નળ મન પાછુ આકરખે,
બેઠા આસને આસન વાળી, માંડિ વાત તે સત્ય સભાળી.
પરમારથે દેવનિ વતી, ગોઠિ માડિ છે નૈષધપતી,
અહો લલિતા અબુજ લોચની, સુખવર્ધનિ દુખમોચની.

રથ ઐરાવતનું સુખ લે રે. વરના વાસવને હા કહે રે,
શણગાર કરો સર્વાંગે, રહેવું ઇન્દ્રતણે અરધાગે
વર્ષ વન્હીને હો બાગી, નહિ આવે અવસર આ વાળી,
મ દેવું એ છે વદન, અગ્નિરૂપ તે મોટિ મદન.
ળિ વરવા ઇછે છે યમ, તેને ના કહેવાશે કયમ,
છે વરૂણને ઇછા ઘણી, રઢ લાગિ છે રે તમતણી
મુખ્ય બાળઅવસ્થાનિ ટેવ, ફરિ માગુ ન મોકલે દેવ,
હસ કરિ ગયો મિથ્યા લવ, રૂપ દીઠું છે નળ માનવ

વળણ.

માનવ નળ કદ્રૂપ કાયા, નળ બર્યાં છે તે મળે,
પોતે પોતાનું આપ નિંધુ, તે દેવનો દૂત સાભળે રે.

કડવુ ૨૨ મુ રાગ રામગ્રી

નળને નિંધો પ્રેમદા દાધિ જી, દૂતત્વ કીધું વદિ ન વાધિ જી,
વિજોગ વન્હિ મુકયો સકોરી જી, બહુ દુખે દાઝિ ગુણવત ગોરી જી

ઢાળ

નિંદા કીધી નળતણી, છે વિરહ વન્હિ પ્રથમ,
કોમળ કદળી કહોવાકાના ઘાવ સહે કહો કયમ?
વિરહિણી ઘણિ વિહ્વળ થઈને, પડી પૃથિવી માહિ,
સાહેલી ચાપે રૂદે સાથે, મુખે કહે ત્રાહિ ત્રાહિ
આસવાસના કરી કિંકરી, શામાને વળિ સાન
દૂત પ્રત્યે કહે કન્યા, શુ કરૂં સુરરાજાન
અપ્રાપ્તિ અમને અમરની અમે અલ્પ માનવ કાય,
જઈ કહો તમો દેવને જે એ કારજ નહિ થાય
ઉતકૃષ્ટ અમર, નિકટ છે નળ મેં તમથિ જાણ્યું આજ,
નૈષધનાથને પિંડ સોંપ્યો, અવરનું નહિં કાજ
અકળ અજ ને અનગ અરિ, જો વરવા આવે ત્રણ,
તોયે હું ચૂકૂ નહીં, ચિત ચોટયુ નળને ચરણ
વિરસેન સુતનો દૂત હંસ, મેં તેને દીધી આશ,
ના કહું, તો જનક જનનીનું સત્ય થાયે નાશ

તમો પધાર્યા દૂત થઈને, સુરનુ કરવા હેત;
શકે તો નળ વરિ આવ્યા, સુરશું કરિ સંગ
જથારથ બોલો જોગીજન, જોગી છો ભૂપાળ;
મનમાં છો તેવા દેખુછું, હમે નાખી મોહજાળ.
સંન્યાસી કહે હો સુંદરી, કોણમાત્ર નૈષધપત્ય,
દેવ વિના નવ હોય મનુષ્યને, ગોપ્ય આવ્યાની ગત્ય.
બુદ્ધિહીન બાળા દીસેછે, માનવ ઉપર મોહ;
સ્વર્ગ સદન મઘવાનું મુકી, કાં ઇછે નળવર ગોહ.
તું નહિ વરે તો દેવ ચારે, કરગે બળાતકાર;
કલ્પવૃક્ષ તને તાણી લેશે, જાયગે સુર લગાર.
દમયંતી કહે, દેહ પાડું, જળમા કરૂ જળશાયી;
તો વરૂણ વસેછે જળમાં, તત્ક્ષણ જાગે સાહી
પાવક માંહી દેહ પ્રજાળુ, હું કરૂ જંપાપાત,
વન્હિ વરવા બેશિ રહ્યોછે, વારૂ વિચારી વાત.
કંઠપાશ કરૂ કે વિષ ખાઉં, જયમ ત્યમ પડું કાય;
તો અવગતે જમયોકે જાઇશ, મધ વરે જમરાય.
અનશન વ્રત લેઈ તપ કરૂ, મરૂ ગુફામા પેશી;
તે પુણ્યે સ્વર્ગ લોક પામિશ, ઇંદ્ર રહ્યોછે બેશી.

વળણ.

બેશી રહ્યોછે સુરપતિ, મુએ ન છુટિશ ઘેલી;
અતે અમર વરશે ખરી, તો પરણ પ્રેમદા પહેલી.

કડવું ૨૩ મુ. રાગ દેશાખ.

દૂત કહે, સાંભળ સુન્દરી, અમર ન મૂકે પરણે ખરી;
કન્યા કહે, હો જોગી જન, તું નળ સરખો દિશે દરશન.
હસે જેવુ રૂપ વરણવ્યુ, તેવુ તમારૂ દર્શન હવ;
નહિ નળ હું દેવનો દાસ, નારિ કહે, નવ આવે વિશ્વાસ
જો બ્રહ્મા કરે કોટિ ઉપાય, નળ જેવો અન્ય નહિ નિરમાય;
સત્યવાદિ હોયતો સત્ય વદો, તાતના સમ જો મિથ્યા વદો.
સાંભળિ નળને આવ્યું હાસ, દમયતિ ગઈ પ્રભુ પાસ;
ચીદ નાસોછો અરાપરા, ઓળખ્યા મેં નળરાય ખરા.

તોય નળ સત્યથી નવ ચળે    તે મધ્યે એના દૂત સાંભળે,
ધરી દમયતી ગઇ પ્રભુ પાસ,    અંતરધાન થયો નળ આકાશ
જ્યારે મીટે મીટ ન મળી,    ભિમક સુતા ધરણિયે ઢળી,
મૂળ સ્વામીની લે છે સદા,    મળિ જાતા વાધી આપદા
દાસિ બોલેછે એમ સબળ,    બાઈ તમને પરણશે નળ
વદે નરેશ્ય, હો ધર્મરાય,    નળ પહેરો દેવદુત જાય
વદે સેવક ઇંદ્રને નમી,    તમે કેમ ગયા ટમટમી,
\નળનુ કાંઈ ન લાગ્યુ કહેણ,    ન ત્રુટે હસનુ ઝાલ્યુ રેણ
કામિની કુંદન નળ હીરો સાર,    જડનારો જસ સેનાર,
નળે દૂતપણુ મન મુકિ કર્યું,    પણ કન્યાયે કાંઈ ન ધર્યું
જેમ ગતિ કરે બળિયો મારૂત    તેમ સત્યે વિરસેનસત
નળને સત્યે ગયા મેઘ કરે    નળને મતે ધરા શેષ ધરે
નળને સત્યે મેરૂ ન ડગે,    ધર્મ રહ્યોછે નળરાય લગે
તમે ન પરણો તે કર્મનો વાંક,    બાકિ નળે રાખ્યો આંકઆંક
એવે સમે નળ આવ્યો તહી    અથ ઇતિ માંડીને કહી
સ્વામી મારૂં કહ્યુ નવ કરે,    બીજો મોકલો જેનુ મન ધરે
મારે વિષે તેનિ લઘુતા હવી,    બિજિ વાત ન ગમે નવી,
પછે દેવતા કરે વિચાર    ફરિ જાતા હસે સંસાર
આપણો શ્રમ કેમ જાયે વૃથા    માટે કન્યા વરવી સર્વથા
જો કન્યાને ગમે નળભૂપ,    આપણ લીજે નળનૂ રૂપ
દેવ કહે, સુણો નૈષધરાય    અમો ધરૂં નળસરખી કાય
પંચ નળ રહિયે એક હાર    ભાગ્ય હોય તેને વરશે નાર
પુણ્યશ્લોક કહે, કાં નહિ સ્વામ્ય    મારે આવવુ તમારે કામ
માનવને ક્યાથી સુર સંગત્ય    દેવતાનિ પામુ પંગત્ય
બોલ બંધ કિધા નળ દેવ    કાલે એમ કરવુ અવશ્યમેવ
એ કથા ધર્મ રહિ એટલે    પછે કન્યાની કાણ થઇ વલે
ગઇ દમયતિ જ્યાં છે માત,    સ્વયંવરનિ પુછેછે વાત,
લાડવચન કન્યાના ગમે,    ઘરમા ભિમક આવ્યો તે સમે
પુત્રિને શિર મૂક્યો ભુજ,    કાલે નળને વરજે તુજ,
જખના તુજને જેતણી    તે આવ્યો છે નૈષધધણી

પુત્રિ મનમાં પ્રસન્ન થઈ, પોતાના અંતઃપુરમાં ગઈ;
રાય ભિમક સભામાં આવિયા, સુત બંધુજન તેડાવિયા.
આજ્ઞા આપિ વૈદર્ભરાય, પડો વજડાવ્યો સેનામાંય,
સભામાં આવજો રાજકુમાર, કાલે કન્યા આરોપશે હાર
પ્રાણીમાત્ર આવજો સજ થઈ, પડો વજડાવ્યો એવું કહી;
તાણિ શિબિર ઉતર્યા રાય ઘણા, ત્યાં સેવક ફરે ભીમકતણા.
ઠામ ઠામ પડા વાજતા, ક્ષત્રિ શણગારને સાજતા;
મળસ્નાન કરે અંગ ઉલટ, ફરી ફરિને બાંધે મૂગટ.
રાતે શિખે ચતુરાઇની ચાલ, રખે વીસરિ જાતા કાલ;
આખિ રાત થયા સાંતરા, પડે ઢળિ ઢળિ ઊજાગરા.

વળણ.

ઉજાગરા થયા આખી રાતના, શણગાર સજતાં થયું વાણું;
મંડપમાંહિ મહિપતિ મળિયા, કહે કવિ, શું વખાણું રે.

કડવું ૨૪ મું રાગ સોરઠી.

વૃહદશ્વ કહેછે વચન, સાંભળ સ્વયંવરનું વરણન;
પડો સાંભળ્યો સરવે રાતે, ઊઠયા ઉદ્યમ થતે પ્રભાતે.
શીઘ્ર જઇયે વર્યાની તકે, તેડું મોકલ્યું રાયભીમકે;
નહિ અતિકાળ કીધાનું કામ, નહિ મળે બેસવાનો ઠામ.
ભીડ ભરાઈ ગામ ભાગળથી, રંક રાય જાય આગળથી;
મળે શુકન તે સામાં તેડે, શુકન વંદિ શીઘ્ર રથ ખેડે.
કરે તિરસકાર સેવક પરરીસ, પડે મુગટ ઉઘાડે શીશ;
જાય અસ્વાર બહુ અલબેલા, દોડેછે જેમ જળના રેલા.
રાય રથ માંહોમાંહી અડકે, ત્રાડે હસ્તી ને ઘોડા ભડકે;
બેહા અસ્વાર પડે નીસરી, તેહ મળે કહીક જ ફરી.
વાહન પડયા ચાલ્યાનિ છબ, ચરણરેણુએ છાયો નભ;
ત્યાંતો થઇ રહ્યું અંધારૂં ઘોર, પડિ રહ્યો છે સોરાસોર.
બોલે દુંદુભીના બહુ ડંકા, અકળામણના વાજ્યા અંકા;
સઉને દમયંતીનું ધ્યાન, પ્રાણિ માત્ર વર, નહિ કો જાન.
સ્વયંવર જોવા કારણેં, પ્રજા મળિ મંડપ બારણે;
દ્વારે ઉભા છે જોહિકાદાર, તેડે જોને જેવો અધિકાર.

## કડવું ૨૬ મું રાગ મારૂ.

'વાગિ સ્વયવરમા ઢાક, એ નળ આવ્યો રે,
ભાગ્યા બીજા ભૂપના વાક, એ નળ આવ્યો રે
જાણે ઉદયો નૈષધ ભાન, એ નળ આવ્યો રે,
અસ્ત થયા અવર રાજાન, એ નળ આવ્યો રે
તેજ અનંત અનગનું અંગ, એ નળ આવ્યો રે,
જાણે કનક કાયાનો રંગ, એ નળ આવ્યો રે.
ઝળકે છે જળહળ જોત, એ નળ આવ્યો રે,
ચળકે મુગટતણો ઉદ્યોત, એ નળ આવ્યો રે
રવિ ઇંદુ કુંડળ જેને લેહેકે, એ નળ આવ્યો રે,
સુઆ ચદન અર્ગજા મેહેકે, એ નળ આવ્યો રે
શોભે વદન પુન્યમનો ચંદ, એ નળ આવ્યો રે,
કમળ નયન પ્રેમનો ફંદ, એ નળ આવ્યો રે
જાણે નાસિકા કીરનિ ચંચ, એ નળ આવ્યો રે,
ભ્ર ન દેખે સરખા પંચ, એ નળ આવ્યો રે.
કંઠે મુક્તાફળનો હાર, એ નળ આવ્યો રે,
કર કુંજર શુંડાકાર, એ નળ આવ્યો રે
હૃદે નાભિકમળ શોભાળ, એ નળ આવ્યો રે,
સઉ નિરખે વૃદ્ધ ને બાળ એ નળ આવ્યો રે
ચાલતો શાર્દુલની ગત્ય, એ નળ આવ્યો રે,
નીરાશ થયા નરપત્ય, એ નળ આવ્યો રે
એ તો દમયતીનો પ્રાણ, એ નળ આવ્યો રે,
હવે એ પરણે પરમાણ, એ નળ આવ્યો રે
તે કન્યને યશુછે જાણ એ નળ આવ્યો રે,
હસે કીધું હતું વખાણ, એ નળ આવ્યો રે
તેજે કરિને જેવો ભાન, એ નળ આવ્યો રે
શીતળતાયે સોમસમાન, એ નળ આવ્યો રે
ગતે કેસરિ જેવો કહેવાય, એ નળ આવ્યો રે
મહિમાયે સ્મરરાય, એ નળ આવ્યો રે

---

મનસ્થિરતાએ જેવો મેર, એ નળ આવ્યો રે,
ધને બીજો જેવો કુબેર, એ નળ આવ્યો રે.
સત્યવાદી શિબિ સમાન, એ નળ આવ્યો રે,
ઐશ્વર્યે નિર્ગોપ રાજાન, એ નળ આવ્યો રે.
જુરે શોભે જેવો ઇંદ્ર, એ નળ આવ્યો રે,
દાને શોભે જેવો હરિચંદ્ર, એ નળ આવ્યો રે.
વિધાયે ગુરૂ શુક્ર જેમ, એ નળ આવ્યો રે,
દુખ હર્તા ધન્વંતરિ તેમ, એ નળ આવ્યો રે.
દમયંતિ થઇ ગરક, એ નળ આવ્યો રે,
રખે વાર લાગે પલક, એ નળ આવ્યો રે.
શિબિકાયે બેઠી નાર, એ નળ આવ્યો રે,
નામી ઉચકી લાવી બહાર, એ નળ આવ્યો રે

વળણ

બહાર પધાર્યાં પ્રેમદા, ચતુરા ઉચકે ચાર,
નળ બેઠો સિંહાસને, ત્યાં મન છે તદાકાર રે

કડવું ૨૭ મું રાગ સારંગ

મંડપમાંયે આમને, માનની બેઠી જોય,
સ્વૈરાર સુભટ ને સુંદરી, વરણવું હું સોય

૭૬ હરિગીતની ચાલ

નૃપભિમક તનયા, રૂપ બનયા, રસીલી રંગ પૂરણા,
નર અંગના, દેવાગના, માનની મન મદ ચૂરણા,
દુખમોચની, મૃગલોચની, છે લલિત લક્ષણવંતિ એ,
નિજ મન ઉતાસી, વેણુ વાસી, અલક લટ વિલસંતિ એ
રાખડિ અમુલ્યે, શીશ ફુલે, સેંથે સીંદુર શોભિયા,
શુભ ઝાલ ઝળકિત, રત્ન ચળકિત, ભૂપના મન લોભિયા,
મુખ સુધાસિંધૂ, અધર બિંદૂ, ભૃગુટિ ભમર બે ગુંજે છે,
બે નેત્ર નિર્મળ, દિસેછે કમળ, ફૂલ ફૂલ્યા કુંજ છે.
આન્જેલ અંજન, ચપળ ખંજન, મીન મૃગ બે હારિયા,
પડ્યા શામ શરા, ઘાય પૂરા, બાણુ કટાક્ષે મારિયા,

ડાબા થઇ મંડપમા પેસે,   વાચિ નામ ને આસને બેસે;
એક મંત્રિ સેવક ને ખવાસ,   બણ ત્રણ સેવક રાય પાસ.
કેણુ મંડપકેરી રચના,   વરણુવિ શકે એક રસના;
કદળી સ્થભ રોપ્યા દ્વાર,   માંડ્યા આસન હારોહાર.
જશ ગીત બંદીજન બોલે,   ઉનમત્ત ત્યા મેગળ ડોલે;
નાનાવિધ ચિતર ચીતરિયા,   જાણે દેવરદ ઊતરિયા
ઉડે અબિર ગુલાલના છટા,   વાજે ઢોલ ને ઘૂઘર ઘટા;
બેઠા મંડપમા મહામૂની,   લાગિ વેદ શાસ્ત્રની ધૂની
જટિલ જોગી બેઠા પાવન,   રાયના ભાટ ભણે બાવન
રાયને છત્ર ચમર શિર ઢળે,   મુગટે મણિ બહુ જગમળે
અગર ધૂપ સુગધ ઉવેખે,   થાય વાજિત્રનાદ અલેખે,
નટવા ત્યા કરછે નૃત્ય,   ફરે ફૂદડિ કાઢે શૃત્ય
બોલે ઘુઘરિના બહુ રણકા,   ગર્ધવેલી નાચે ગુણકા,
પગનિ પાનિયે શોભે ઘરા,   વાજે કંકણ ને ઘૂઘરા.
ગીત ગાય કોકીલાસ્વરા,   અનગ વધારેછે અપસરા,
જાણે સુરપુર મંડપ ઘરા,   નાચે નારી નરચિત્તહરા
બિમક ભૂપને દેછે માન,   આવિ રહ્યા સઉ રાજાન
વસ્ત્ર કેસરમા ઝકઝોળ,   બેઠા આસને ચાવે તંબોળ.
વર થઇ બેશ આણી માન,   સમા કરેછે વરૂઆ ગાત્ર,
શરિરે ક્ષત કાષ્ટના ખોડ,   તેને દમયતિ વરવાના કોડ
બાળ યૌવન ને વળિ વૃદ્ધા,   તેને દમયતિ પરણ્યાનિ શ્રદ્ધા,
કો કહે મોટા કુળના કુંવર,   કો કહે, આધ અમારૂ ઘર
આ શા અભિમાને ભરિયા નર,   ઘરગ થઈ બેઠા નહાના વર,
વાંકા મુગટ મુક્યા શિરપર,   વતા કરાવતા નાખ્યા છર
તનમન કન્યાને અરપણ   મુખથિ ટાળે નહિ દરપણ
કેટના કરે તિલકની રેખા,   કેટલા માહોમાહિ અદેખા
કેના કરેછે પૂછાપૂછ,   હુ જેવો છુ મરડે મછ,
જેના મુખમાહિ નહિ દત,   તેને દમયતિ પરણ્યાનું ચત.
કેટલા વૃદ્ધ ને ડાચા મળિયા,   તે તો બેશ ચુટાવે પળિયા,
જોશિની પરણીપત કરી,   દેખાડે હાથ જન્મોતરી.

જો દમયંતિ મુજને પરણે, તોથિ, લાગું તમારે ચરણે;
જેના બેશિ ગયાં ગળાગળ, મુખમા ગમે બમે ફેકળ.
અને ઉંચા કરે ગલોળ, જુએ કાયનાં સરખા ચોટ
એમ આશા પૂરણ પુરુષ કોય, કન્યા તો વાટ નળની ં

વળણ.

વાટ જુએછે નળરાણી, દાસીને કહેછે સતી,
તું સ્વયંવરમા પછી આવ, પ્રથમ આવે નૈષધપતી રે.

કડવું રપ મું રાગ રામગ્રી.

મંડપમાંહી મહિપતિ મળિયા જી, અભિમાન ભર્યાં રૂપ બુદ્ધિ બળિયા જી;
વેદો કન્યાને બિમક ઉચરિયા જી, પ્રેમળીયે શણગાર ધરિયા જી.

ઢાળ

શણગાર સજતી સુંદરી, તે શોભિતી શ્રીકાર,
નળ નથિ આવ્યો મંડપમાંહે, માટે લગાડે વાર
કુંકણગરમર્દન વાસ વર્દ્ધન, મહેલા કરે મંજન,
બહુ નારિ આરિ વધામણા, વરસે મુક્તા પરજન્ન
શુભ વચન બોલે શુકન વદે, ઉપનો હરખ અનંત,
ભેરિ નાદ થાયે. ગીત ગાયે, કિંકરિ બહુ નાચંત
માન પૂરણ માનની, મહિપતી મોહવા કાજ,
સ્વયંવરમા સુભટ મોહવા, શામાયે માંડ્યો સાજ
એમ પાશ લીધો પ્રેમદા, નાખવા મંડપ ક્ષેત્ર,
ભ્રકુટિ ધનુષ આરોપિયું, બાણ બન્યો નેત્ર.
તારુણીને તેડા મોકલે, તાત વારોવાર,
દીકરી બહારે પરવરે, કરમા ગ્રહીને હાર
વાજિંત્ર વાજે, ધૂપ દાઝે, થાય કુસુમની વૃષ્ટ,
રાજા માત્ર જુએ બાગણે, કરમ મંડે દૃષ્ટ દૃષ્ટ.
એ કન્યા આવી, કન્યા આવી, સોર એવો હોય,
શબ્દ બાણ વાગ્યા થયા આધા, વાંકા વળિ વળિ જોય.

વળણ

જુએ રાજા ફરિ ફરિ, કેવું હશે કન્યારૂપ,
એવે સમે દેવચાર સાથે, આવિયો નળભૂપ રે.

## કડવું ૨૬ મું રાગ મારૂ

'વાગિ સ્વયવરમા હાક, એ નળ આવ્યો રે,
ભાગ્યા બીજા ભૂપના વાક, એ નળ આવ્યો રે
જાણે ઉદયો નૈષધ ભાન, એ નળ આવ્યો રે,
અસ્ત થયા અવર રાજાન એ નળ આવ્યો ર
તેજ અનત અનગનું અગ એ નળ આવ્યો રે,
જાણે કનક કાયાનો રંગ, એ નળ આવ્યો રે
ઝળકેછે જળહળ જ્યોત, એ નળ આવ્યો રે,
ચળકે મુગટતણો ઉદ્યોત એ નળ આવ્યો રે
રવિ ઇંદુ કુડળ જેને લેહેકે, એ નળ આવ્યો રે,
ચુઆ ચદનઅર્ગજા મેહેકે એ નળ આવ્યો રે
શોભે વદન પુન્યમનો ચદ, એ નળ આવ્યો રે,
કમળ નયન પ્રેમનો કદ એ નળ આવ્યો રે
જાણે નાસિકા કીરનિ ચચ એ નળ આવ્યો રે,
મા ન દેખે સરખા પચ, એ નળ આવ્યો રે
કંઠે મુક્તાફળનો હાર, એ નળ આવ્યો રે,
કર કુંજર શુંડાકાર, એ નળ આવ્યો રે
હૃદે નાભિકમળ શોભાળ, એ નળ આવ્યો રે
સઉ નિરખે વૃદ્ધ ને બાળ એ નળ આવ્યો રે
ચાલતો શાર્દુલની ગત્ય, એ નળ આવ્યો રે
નીરાશ થયા નરપત્ય, એ નળ આવ્યો રે
એ તો દમયતીનો પ્રાણ એ નળ આવ્યો રે
હવે એ પરણે પરમાણ એ નળ આવ્યો ર
તે કન્યને ચસુછે જાણ એ નળ આવ્યો રે,
હસે કીધું હતુ વખાણ એ નળ આવ્યો ર
તેજે કરિને જેવો ભાન, એ નળ આવ્યો રે,
શીતળતાયે સોમસમાન, એ નળ આવ્યો રે
ગતે કેસરિ જેવો કહેવાય એ નળ આવ્યો રે
મહિમાયે શમ્બરરાય, એ નળ આવ્યો રે

મનસ્થિરતાયે જેવો મેર, એ નળ આવ્યો રે,
ધને બીજો જેવો કુબેર, એ નળ આવ્યો રે
સત્યવાદી શિબિ સમાન એ નળ આવ્યો રે,
ઐશ્વર્યે નિષેધ રાજન, એ નળ આવ્યો રે
જુદ્ધે શોભે જેવો ઇંદ્ર, એ નળ આવ્યો રે,
દાને શોભે જેવો હરિચંદ્ર, એ નળ આવ્યો રે
વિધાયે ગુરૂ શુક્ર જેમ, એ નળ આવ્યો રે,
દુખ હર્તા ધન્વંતરિ તેમ, એ નળ આવ્યો રે
દમયંતિ થઇ ગરક, એ નળ આવ્યો રે,
રખે નાર લાગે ચનક, એ નળ આવ્યો રે
શિબિકાયે બેઠી નાર, એ નળ આવ્યો રે,
નામી ઉચકી લાવી બહાર, એ નળ આવ્યો રે

### વલણ

બહાર પધાર્યાં પ્રેમદા ચતુરા ઉચકે ચાર,
નળ બેઠો સિંહાસને લા મન છે તદાકાર રે

### કડવું ૪૭ મું રાગ સારંગ

મંડપમાંયે આમને માનની બેઠી જોય
રસભર સુભગ ને સુંદરી નરગુણ હું મોહ

### છંદ હરિગીતની ચાલ

નૃપભિમક તનયા, રૂપ બનયા, રસીલી રસ પૂરણા
નર અંગના, દેવાંગના માનની મન મદ ચૂરણા,
દુખમોચની, મૃગલોચની છે લલિત લક્ષણવંતિ એ,
નિજ મન ઉદાસી, વેણ્ય વાસી, અલક લટ વિલસતિ એ
રાખડિ અમુલ્યે શીશ ફૂલે, સેંથે સીંદુર શોભિયા
શુભ ઝાલ ઝળકિત, રત્ન ચળકિત, ભૂપના મન લોભિયા
મુખ સુધાસિંધૂ અધર બિંદૂ ભૃકુટિ ભમર બે ગુંજ છે,
બે નેત્ર નિર્મળ દિસેછે કમળ, ફૂલ ફૂલ્યા કુંજ છે
આંજેલ અંજન ચપળ ખંજન મીન મૃગ બે હારિયા,
પડ્યા રાય રહ્યા ઘાય પૂરા બાણુ કટાક્ષે મારિયા,

જુએ વિવિધ પેરે, નયનપેરે, તિલક ભાલે કીધલાં;
દીપક પ્રકાશા, એમ નાસા, કીરનાં મન લીધલાં.
શોભીત દાડમ, બીજ રદ જ્યમ, ચિબુક મધુકર બાળ રે;
ગળાબંધ જુગતા, હાર મુગતા, માણિકમય શોભાળ રે;
કમળના અંબુજ, જ્યમ જુગમ ભુજ, બાજુબંધ ફૂમતાં ઝૂલે;
થાય નાદ રણઝણ, ચુડિ કંકણ, મુદ્રિકા કર બહુ મુલે.
દશ આંગળી, મગની ફળી, નખ જોત જ્યમ પુખરાજ છે,
ફુલના મનોહર, હાર ઉપર, આભુષણ બહુ સાજ રે;
પડિ વેણિ કટિ પર, જાણે વિષધર, આવિ કરે પયપાન રે;
ગુછ કુસુમ ઊરે, કુચ રૂદે, કે કુંજર કુંભસ્થળ માન રે.
અલકાવળિ લલિતા, માળ સલિતા, ઉદર પોયણ-પાણ રે;
છે ચિત્ર લકી, કટી વંકી, મેખળા ઘૂઘર ગાન રે;
એ જંઘા રંભા તણા થભા, હંસ ગત્ય પગ છાંડની;
સુખપાલ મુકી, રાયકુંકી, જાય પગલાં માંડતી.
નેપૂર ઝમકે, અણુવટ ઠમકે, ઘુઘરિનો ઘમકાર છે;
ઘાઘરે ઘૂઘર, અમુલ્ય અંબર. ફૂલેલ છાંટ્યાં અપાર છે.
ત્યાં અગરબતિ બળે, ચમર શિર ઢળે, રસિલિ રામા રાજતી;
ગાય ગિત કલોલક, ચંગ ઢોલક, મૃદંગ વેણા વાજતી.
વળિ કીર્તિ અતિ વર્ણિ, બોલે બંદિ. ચાલે ચોપટિકદાર ત્યાં;
પંચ કામ-બાણે, કરિ સધાણે, રાજ પુત્રને માર ત્યાં.
બરમાઇને ભુપ, પડ્યા મોહકુપ, પ્રેમપાશે બાંધિયા;
કામથી ડગિયા, સ્વાર્થ ઠગિયા, સાંભિ મીટ સાંધિયા;
કો આડા ઉતરે, ખુંખારા કરે, ભામનિ નિરખું ભાળે રે;
કો આસને પડ્યા, લડથડ્યા, શકે આવિ લીધો કાળે રે.
બોલી ન શકિયા, ચિત્ર લખિયા, કો નમે વારે વારે રે;
કો સમિપ ધરિયા, મુગટ ખરિયા. પુંઠિ સેવક ધારે રે;
કો કનક કાપે, લાચ આપે, સાહેલીને સાપે રે;
જોઇયે તે લીજે, વખાણ કીજે, વિના મારો વાધે રે.
લાંભિ ડોક કરતા, નગી નરતા, કહે હાર આરોપ રે;
ફરિ મુગટ બાંધે, પ્રેમ ગાધે, પજા નર મદ કોપ રે;

રાય ગોરાં ગાત્રે, લૂણ્યા માત્રે, તારૂણી નવ લેખતી
જોઈ મૂખ મરડે, આંખ્ય ઠરડે, સર્વને ઊવેખની.

વળણ.

સર્વને ઊવેખતી, આવી ચાલી નાર;
ગઇ નળને જાણી કરી, દિઠે પાંચ નળની હાર.

કડવું ૨૮ મું. રાગ સારંગ.

મન ઇછા નૈષધરાયતણી, દમયતી ગઈ નળભણી;
જુએ તો નળ દીઠા પચ, કન્યા કહે, એ ખોટો સંચ.
હંસનું કહ્યુ વ્યર્થજ ગયુ, નળરાયનું વરવું રહ્યું;
એક નળ સાંભળિયો ધરા, આ તો કપટી કોઇક ખરા.
પાંચે નળ ચેષ્ટા કરે લાબ્ય હાર કંઠ આઘો ધરે;
દમયતિ તે થઈ આકળી, દેખી વિપરિત પાછી વળી.
આવિ જ્યાં છે પિતા ભીમક, અરે તાત જુઓ કૌતક;
એક નળને આરોપુ હાર, પાંચ દેખિને પડ્યો વિચાર.
કહે ભીમક, અચરજ હોય, તુ વિના પાંચ દેખે ન કોય;
શકે દેવતા છે નિરધાર, થઈ આવ્યા નળને આકાર.
એ પરીક્ષા નિમિપ નહિ ચક્ષ, દિવ્ય વસ્ત્ર ઊભા અંતરિક્ષ;
વાત સાંભળિ ભીમકતણી, કન્યા આવિ પાંચ નળભણી.
પિતાયે માર્ગ દેખાડીયો, નારિયે નળ શોધી કાઢીયો;
દમયંતી વરવાને જાય, ધરિ ઇંદ્ર નળ આગળ થાય.
એક એકને અળગા કરે, લાબ્ય માળ કંઠ આગળ ધરે;
પાચ નળ આવે ફરીફરી, દમયંતી થઈ ગાભરી.
ઇંદ્રે શાપ્યો હૂતાશન, થાજે વાનર જેવું વદન;
અગ્નિયે જાણ્યુ ઇદ્રનુ કાજ, રીછમુખો થાજે મહારાજ.
વરૂણે શાપ મનમાં દીધો, જમને માંજારમૂખો કીધો,
ધર્મે અતર ઇછ્યું એવુ, મુખ વરૂણનુ થાઓ શ્વાન જેવું.
રીછ વાનર શ્વાન માંજાર, કન્યા કહે, વર રૂડા ચાર;
ઇદ્રરાય એમ વાણી ભણે, ખાધાવેધ માંડી આપણે.
યમ કહે, કાં હસાવો લોક, માહોમાહિ શાપ તે ફોક;
પછે થયા પોતાને સ્વરૂપ, મટ્યા કુરૂપ દિસે અનૂપ.

દમયંતિ વિચારે વળી, શોભે સમાન ત્યાં પંચ નળી;
કોને વરિયે, કોને ઉવેખીયે, વરમાળ કોને આરોપીયે.
જોવા મળિયા રાજકુમાર, એક નળ તે દેખે નીરધાર;
બુદ્ધિવાન છે કન્યા ઘણું, માન મૂકાવે દેવતાતણું.
ચારેને પુછે કરિ પ્રણામ, તમારા તાતનું શૂં છે નામ;
લોભ વિષે ત્યાં ન ગણ્યું પાપ, વીરસેન પાંચેનો બાપ.
કન્યા તે સાંભળી કર ઘસે, સખિયો સામું જોઇને હસે;
સખિ કહે શું ઘેલાં થયાં, શું કપટિને વળગી રહ્યાં.
બીજા રાજા છે રૂપનાં ધામ, કહું દેશ દેશપતિ નામ;
દાસિયે દેશ કુળ નામ ઠામ, સંભળાવ્યાં વરણવિ ગુણ ગ્રામ.
તોય કન્યાને ન ગમે કોય, ફરિ ફરિ નળ સામું જોય;
હું હું નળ એમ પાંચે ઉચરે, પણ કન્યા કોને નવ વરે.
નારદજી અંતરિક્ષ આવિયા, ઇંદ્રાણીને સાથે લાવિયા;
ચારે દેવનિ ચારે નાર, ગગને દીઠીછે ભરથાર.
લજ્જા પામ્યા તે લોભિયા ઘણું, એ તો કામ છે નારદ તણું;
કન્યાયે દિઠિ દેવાંગના, અમર જાણિ માંડી સ્તવના.
અમો અલ્પજીવ અણુરૂપ, તમો બારેખમ છો ભૂપ;
જરા મરણે અમો ત્રાસીયે, પૂજી તમને ઉપાસીએ.
તમો મારે બિમક રાજાન, હું તમારે પુત્રી સમાન;
એવું કહિને ભરિયાં ચક્ષ, લાજ્યા દેવ થયા પ્રત્યક્ષ.
ઇંદ્ર વરણ વન્હી યમરાય, શોભે મંડપે જયજય થાય;
નળરાયને થયા તુષ્ટમાન, દેવ કહે માગો વરદાન.
બબે વર આપ્યા સુરરાજ, સેજે નળનું સરિયું કાજ;
કમળમાળ આપી સુરરાય, લક્ષ વર્ષે નવ કરમાય.
અશ્વમંત્ર આપ્યો રાજન, હીંડે એક દિને શત જોજન;
અગ્નિ કહે નહિ દાઝે તુંય, જ્યાં સમરે ત્યાં પ્રગટું હુંય.
ધર્મ કહે તું ભોગવિશ ભોગ, ત્યાં લગી નહિ પુરમાં રોગ,
જે કરશે તારિ કથા વાંચના, તેને નહિ હોય જમજાતના.
વરુણ કહે સાંભળ નળરાય, સૂકું વૃક્ષ નવપલ્લવ થાય;
સમરે જળ પ્રગટે તતકાળ, એ આઠે વર પામ્યો ભૂપાળ

દમયતિને આપ્યો વર, અમૃત-સ્રાવિયા હજો
સઉએ સ્તુતિ કિધી દેવતણી, વિમાન બેશિ ગયા રે
દમયંતિ હરખી તતકાળ, નળને આરોપી વરમ
સાધુ રાજા તે સુખિયા થયા, અદેખા તે તો ઊડી
વર કન્યા પરણ્યા રીત કરી, ભિમકે પેરામણી આપિ
લાડકોડ પોત્યા તેતણા, નળને પાના કીધા ઘણુ
નળ દમયતિ બન્યો જાય, વળાવી વળ્યો ભીમકરાય,
ગાજતે વાજતે નળરાય વળ્યો, એવે કળિજુગ સામો મળ્યો
વરવા ધેર્યે નારદે મોકલ્યો, આવ્યો એમાટે ઊતાવળો,
બેઠો મહિષ ઊપર કળિકાળ, કરે મનુષ્ય માથાની માળ
કરમા કાતુ ને લોહ શણુગાર, શીશ શગડી ધિકે અંગાર,
જઈ વરૂ દમયતિ નિદાન, જોતા સામિ મળીછે જાન
જાણ્યો કન્યાને નળ વર્યો, ક્રોધે કળિજુગ પાછો ફર્યો,
નળે પરણવા દીધો નહી, આજથિ એનિ કેડ લઉ સહી,
નળ આવ્યો નૈષધપુર વીખે, કરે રાજ્ય નારીશુ સુખે,
ભોગવે સુખ વીવિધ પેર, સ્વર્ગનુ સુખ પામ્યો ઘેર
ભૂપ પત્નિને વાધ્યો પ્રેમ, સાચવે સત્ય ધર્મ તે નેમ,
ચારે વર્ણ પાળે કુળ ધર્મ, કરે યજ્ઞાદિક બહુ કર્મ
તેણે કળિજુગનુ ચાલે નહી, હીંડે છિદ્ર જોતો તે તહી,
નગર પુઠે ફેરા ખાય, સત્ય આગળ નવ પેસાય
એમ સહસ્ર વર્ષ વહિ ગયા, દમયતિને બે બાળક થયા,
જુગલ સઘાતે પ્રસવ્યા, પુત્ર પુત્રિ રૂપે અભિનવા
નળ દમયંતિ હરખે ઘણુ, બાળક વડે શોભે આંગણું,
એક સમે ત્યા નળ ભૂપાળ, માગ્યુ જળ થયો સંધ્યાકાળ
વહિ પાનિ ઝારી ધોતા પાગ, કળિ પામ્યો પેસનો લાગ,
સંધ્યાવંદન કીધુ રાજન, પ્રવેશ થયો કળીનો તન
પછે સજ્યાયે સુતો ભુપાળ, સર્વાંગે વ્યાપ્યો કળિકાળ

વળણ,

કળિકાળ વ્યાપ્યો રાયને, ભ્રષ્ટ થયો નૈષધ ધણી,
હવે વધકુ વિગ્નાઈને, કળિ ચાલ્યો પુષ્કરભણી રે

દમયંતિ વિચારે વળી, શોભે સમાન ત્યાં પંચ નળી;
કોને વરિયે, કોને ઉવેખીયે, વરમાળ કોને આરોપીયે.
જોવા મળિયા રાજકુમાર, એક નળ તે દેખે નીરધાર;
બુદ્ધિવાન છે કન્યા ઘણું, માન મૂકાવે દેવતાતણું.
ચારેને પુછે કરિ પ્રણામ, તમારા તાતનું શૂં છે નામ;
લોભ વિષે ત્યાં ન ગણ્યું પાપ, વીરસેન પાંચેનો બાપ.
કન્યા તે સાંભળી કર ઘસે, સખિયો સામુ જોઇને હસે;
સખિ કહે શું ઘેલાં થયાં, શું કપટિને વળગી રહ્યાં.
બીજા રાજા છે રૂપનાં ધામ, કહ્યું દેશ દેશપતિ નામ;
દાસિયે દેશ કુળ નામ ઠામ, સંભળાવ્યાં વરણવિ ગુણ ગ્રામ.
તોય કન્યાને ન ગમે કોય, ફરિ ફરિ નળ સામું જોય;
હું હું નળ એમ પાંચે ઉચરે, પણ કન્યા કોને નવ વરે.
નારદજી અંતરિક્ષ આવિયા, ઇંદ્રાણીને સાથે લાવિયા;
ચારે દેવનિ ચારે નાર, ગગને દીઠીછે ભરથાર.
લજ્જા પામ્યા તે લોભિયા ઘણું, એ તો કામ છે નારદ તણું;
કન્યાયે દિઠિ દેવાંગના, અમર જાણિ માંડી સ્તવના.
અમો અલ્પજીવ અણુરૂપ, તમો બારેખમ છો ભૂપ;
જરા મરણે અમો ત્રાસીયે, પૂર્ણ તમને ઉપાસીએ.
તમો મારે ભિમક રાજાન, હું તમારે પુત્રી સમાન;
એવું કહિને ભરિયાં ચક્ષ, લાજ્યા દેવ થયા પ્રત્યક્ષ.
ઇંદ્ર વરૂણ વન્હી યમરાય, શોભે મંડપે જયજય થાય;
નળરાયને થયા તુષ્ટમાન, દેવ કહે માગો વરદાન.
બબે વર આપ્યા સુરરાજ, સૌને નળનું સરિયું કાજ;
કમળમાળ આપી સુરરાય, લક્ષ વર્ષે નવ કરમાય.
અશ્વમંત્ર આપ્યો રાજન, દોડે એક દિને શત જોજન;
અગ્નિ કહે નહિ દાઝે તુંય, જ્યાં સમરે ત્યાં પ્રગટું હુંય.
ધર્મ કહે તું ભોગવિસ ભોગ, ત્યાં લગી નહિ પુરમાં રોગ;
જે કરશે તારિ કથા વાંચના, તેને નહિ હોય જમજાતના.
વરૂણ કહે સાંભળ નળરાય, સુકું વૃક્ષ નવપલ્લવ થાય;
સમરે જળ પગટે તતકાળ, એ આઠે વર પામ્યો ભૂપાળ.

દમયંતિને આપ્યો વર, અમૃત આવિયા હજી સુ[illegible]
સઉએ સ્તુતિ કિધી દેવતણી, વિમાન બેસિ ગયા સ્વર્ગે
દમયંતિ હરખી તતકાળ, નળને આરોપી વરમાળ
સાધુ રાજા તે સુખિયા થયા, અદેખા તે તો ઊડી ગયા
વર કન્યા પરણ્યા રીત કરી, ભિમકે પેરામણી આપિ ધ
લાડકોડ પોહ્યા તેતણા, નળને વાના કીધા ઘણા
નળ દમયંતિ બન્યો જાય, વળાવી વળ્યો ભીમકરાય,
ગાજતે વાજતે નળરાય વળ્યો, એવે કળિજુગ સામો મળ્યો
વરવા વૈદર્ભિ નારદે મોકલ્યો, આવ્યો એમાટે ઊતાવળો,
બેઠો મહિષ ઊપર કળિકાળ, કરે મનુષ્ય માયાની માળ
કરમા કાતુ ને લોહ શણગાર, શીશ શગડી ધિકે અંગાર,
જઈ વરૂં દમયંતિ નિદાન, જોતા આમિ મળીછે જાન
જાણ્યો કન્યાને નળ વર્યો, ક્રોધે કળિજુગ પાછો ફર્યો,
નથી પરણવા દીધો નહી, આજથિ એનિ કેડ લઉ સહી,
નળ આવ્યો નૈષધપુર વીખે, કરે રાજ્ય નારીશુ સુખે,
ભોગવે સુખ વીવિધ પેર, સ્વર્ગનુ સુખ પામ્યો ઘેર.
ભૂપ પત્નિને વાધ્યો પ્રેમ, સાચવે સત્ય ધર્મ ને નેમ,
ચારે વર્ણ પાળે કુળ ધર્મ, કરે યજ્ઞાદિક બહુ કર્મ
તેણે કળિજુગનું ચાલે નહી, હીંડે છિદ્ર જોતો તે તહી,
નગર ચુફેરે ફેરા ખાય, સત્ય આગળ ન પેસાય
એમ સહસ્ત્ર વર્ષ વહિ ગયા, દમયંતિને બે બાળક થયા,
જુગલ સધાતે પ્રસવ્યા, પુત્ર પુત્રિ રૂપે અભિનવા
નળ દમયંતિ હરખે ઘણુ, બાળક વડે શોભે આંગણું,
એક સમે ત્યા નળ ભૂપાળ, માગ્યુ જળ થયો સંધ્યાકાળ
રહિ પાનિ ભરી ધોતા પાગ, કળિ પામ્યો પેઠાનો લાગ,
સંધ્યાવંદન કીધુ રાજન, પ્રવેશ થયો કળીનો તન
પછે સજ્યાયે સૂતો ભુપાળ, સર્વાંગે વ્યાપ્યો કળિકાળ

વલણ,

કળિકાળ વ્યાપ્યો રાયને, ભ્રષ્ટ થયો નૈષધ ધણી,
હવે વઢાડુ પિત્રાઇને, કળિ ચાહ્યો પુષ્કરભણી ૨

## કડવુ ૨૯ મું રાગ કાલેરો

કળિજુગ દ્વાપર મળિને આવ્યા, પુષ્કર કેરે પાસ રે,
હાથ ઘસે ને મસ્તક ધૂણે, મુખ મૂકે નિશ્વાસ રે કળિજુગ
વેશ વિપ્રના ધરિ અધરમી, દુષ્ટ વચન મુખ બોલે રે,
નૈષધપતિ બેહો તપ કરશે, થઈ તરણને તોલે રે કળિજુગ.
એક કુળમા બેઉ ઉપના, તુ જોગી નળ રાણો રે,
નળ ભોગવે ભોગ વિવિધ પેરે, તારે નહી જળ દાણો રે કળિજુગ
કલિ કહે જો જો ભાઈઓ, કર્મે વાળ્યો આડો આંકો રે,
એક જ બોરડિના બે કાંટા, એક પાધરો એક વાંકો રે. કળિજુગ.
તારા પિતાશુ અમારે મિત્રાઈ, તે માટે હેત કીજે રે,
એવુ કહી કર ગ્રહિને તાણ્યો, આદર આલિંગન દીજે રે કળિજુગ.
ભેટતામા પડે પુષ્કરમધ્યે, કળિએ કીધો પ્રવેશ રે,
તેડી લાવ્યો નૈષધપુરભણી, નળશુ કરવા ક્લેશ રે કળિજુગ
વાટે જાતા વાતજ પરઠી, નહિ મગનુ નાખે નાસા રે,
કળિજુગ કહે તુ દ્યુતજ રમજે, હુ થઈશ તારા પાસા રે કળિજુગ
પ્રથમ પણ કરજે વૃષભનુ, દ્વાપર થાશે પોઠી રે
સર્વેશ જીતી લેજે નળનુ, વાત એ મનમા ગોઠી રે કળિજુગ.
જદપિ પુષ્કર પવિત્ર પૂરો, નહોતિ રાજ્યનિ અભિલેખા રે,
ઉપની આગિષ્યા નળરાય ઉપર, મળ્યા જુગ બે અદેખા રે. કળિજુગ
વૃષભ વાહન પાસા કરમા, આવ્યો રાજસભાય રે,
બધવ જાણી ઉતર આણી, ઉઠિ બેઠો નળરાય રે કળિજુગ.
જાગે પધાર્યા પુષ્કર ભાઈ, જોગીનો વેશ છાડો રે,
અરધ રજા તમારૂ વીરા રાજરીતની માગો રે કળિજુગ
આસન આપી પૂજન કીધુ પુછે કુશળ ખેમ રે,
પુષ્કર કહે નિત રત ગમે નહીં, છે દ્યુત રમવાનો પ્રેમ રે કળિજુગ.
નળ કહે બધવ દ્યુત ન રમિયે, અનર્થનું એ મૂળ રે,
દ્યુ જોગેશ્વર મા ઉચારે, ઉત્ર ચોળિ ને શૂળ રે કળિજુગ
પુષ્કર કહે મારો પાય મહેરો, પોઠી છતું કે હારૂં.
એક પામે બળ, માગે, એક પામે રાજ્ય તમારૂં રે કળિજુગ.

કળિની સગને પુણ્યશ્લોકને,　　પાપતણી મતિ આવી રે
દ્યુત રમવા પ્રમાણ કીધું,　　આગળ વાત જે બાકી રે

વળણ

ભાંગિ પહારથ ભૂપને,　　વેહનુ તે બહુ કષ્ટ,
દ્યુત રમવા બેઠો રાજન, કળિયે કીધો ભ્રષ્ટ રે.

કડવું ૩૦ મું. રાગ મેવાડો

નળ રાજાએ દ્યુત આરંભ્યું,　　સત્ય થયું સર્વે ફોક જી,
નગરમાંહે વાત જણાઇ,　　ત્રાહિ ત્રાહિ કરે લોક જી
દમયતીએ નળને કહાવ્યું,　　બળદ ભણી નવ જોશો જી;
એ વૃષભ વૈરી છે કારમો,　　રમતાં રાજ્યને ખોશો જી
ડાહ્યા લોક નગરના વારે,　　વારે ઘણું પ્રધાન જી,
કળિજુગે બુદ્ધિ ભ્રષ્ટ કીધી,　　કહ્યું ધરે નહિ કાન જી
બેઠા બંન્યો પણ કરીને,　　બોલ્યો પુષ્કર રાય જી,
જે હારે તે રાજ્ય મુકી,　　ત્રણ વર્ષ વનમાં જાય જી
ત્રણ સંવછર ગોપ્ય રહેવું,　　વેષ જોગીનો ધરિ જી,
જો તે કદાપી છતો પડે તો,　વનવાસ ભોગવે ફરી જી
મહિમા મોટો કળિજુગ કેરો,　નળને ગમતી વાત જી;
નળ કહે નાખો રે પાસા,　　વરસ્યો રુધિર વરસાત જી
હાહાકાર થયો પુરમધ્યે,　　વાયુ અવગો વાય જી,
સત્યવાદિયે દ્યુત આરંભ્યું,　　ચમક્યા ગ્રામ દેવતાય જી.
નાખ્યા પાસા ને પુષ્કર જીત્યો,　બેઠો સિંહાસન જી,
પોતનિ આણ વરતાવી પુરમાં,　કહે નળને જાઓ વન જી
વનકુળ પેહેરો વનમાં રમીને,　વનફળનો કરો આહાર જી,
અકેકું વસ્ત્ર અંગે રાખો,　　ઊતારો શણગાર જી
સર્વે તજી એક વસ્ત્રજ પહેરી,　ઉઠ્યો તે નળરાય જી,
દમયતીને નળે કહાવ્યું,　　તું જાજે પીયરમાંય જી.
રૂદન કરતી રાણી આવી,　　બાળક ઝાલી હાથે જી,
શિર નામી સ્વામીને કહેછે,　　મુજને તેડો સાથે જી.
સુખ દુખને કારણે રહે,　　એકના નહિ રહેવાય જી;
હું સેવાને સાથે આવીશ,　　થાકે તો ચાપું પાય જી.

કંથ કહે હો કામની તું, આવ્યે મને જંજાળ જી;
સુખ દુઃખ સર્વે વેઠી લેશું, ટળવળિ મરશે બાળ જી.
રોતી કહેછે કામની જેમ, છાયા દેહને વળગી જી;
તેમ હું તમારી તારણી રે, ક્યમે ન થાઉં અળગી જી.

વળણ.

અળગી કરશો કંથજી, તો તજિશ પ્રાણ તતકાળ;
નળ કહે આવો વન વિષે, તો પિયર વળાવો બાળ રે.

કડવું ૩૨ મું રાગ મેવાડો

મોસાળ પધારો રે બાળક બાળુડા રે, માહારાં લાડક વાયા એ બાળ,
નમાયાં થઇ વર્તો રે, સેહેજે મામા મામીની ગાળ; મોસાળ
રુદયામાં ચાપે રે, પેટને છેલ્લું વેલુ લાડ,
હવે મળવા દોહલા રે, મળિયે તો પ્રભુજીનો પાડ, મોસાળ
થયાં માતા વોણાં રે, નહિ કોઈ કહે રૂડો સાથ;
રોશે હઈયું ફાટતે રે, હવે કોણ ફેરવશે હાથ; મોસાળ.
ગુરૂ સુદેવજી રે, તમારે ખોળે છે રે તન,
કહેજો મુજ માતને રે, કરે જીવની પેરે જતન; મોસાળ.
પુત્રિ જમાઈએ રે, કહેજો વનમાં પૂર્યો વાસ;
કહેજો મુજ તાતને રે, લે વિજોગીનો તપાસ; મોસાળ.
સુખન કરી માવડી રે, ફરી ફરી એ મુખ જોય,
હઇયેથી ન ઉતરે રે, દમયંતિ રાણી રોય; મોસાળ.

વળણ.

રુએ રાણી અતિ ઘણું, પછે સોંપ્યાં ગુરૂ કરમાંય;
વોળાવ્યાં બે બાળકાં, રૂષિ સાથે નળરાય રે.

કડવું ૩૨ મું. રાગ વેરાડી.

બાળ વોળાવ્યાં વિપ્રનિ સાથે, દમયંતિ કરે આક્રંદ;
હાહાકાર થયો પુરમાહે. મળ્યાં મનુષ્યનાં વૃંદ.
પડો વાજે પુષ્કર પાપીનો, નળને કોય ન રાખે,
એક અંજળી જળ નવ પામ્યાં, જો અમિયાં પુર આપે.
બારણાં દે નળને દેખીને, જે પોતાના લોક;
તરસિ દમયંતી જળ ન પામી, ફરે પડિયો મોખ.

એક રાત્ય રહ્યાં નગરમાં, આવ્યાં વહાણું વાને;
પુણ્યશ્લોકની પુંજ લીધી, કળિ થયો સંઘાતે.
જહાં વાવ્ય સરોવર કૂવા, પાકાં ફળની વાડી;
રિપુ કળીજુગ આગળ જઇને, સર્વે મુકે ઉડાડી.
ફળ જળ ને પત્ર ન પામ્યાં, રાણી કરે આંસુ-પાત;
વનમાં ફરતાં લાંઘણ કરતાં, વહિગયા દિન સાત.
અકેકું પટકુળ અંગે પેહેર્યું, કોમળ કાયા દાઝે;
પાય પંકજ-પત્ર જેવા ને, તીવ્ર કાંટા ભાજે.
માનસરોવર આગળ આવ્યું, તેમાં દીઠું પાણી;
કળિજુગથી તે ફોક થયું નહીં, જઇ પીધુ રાય રાણી
વારે વારે પાણિ પિયે ને, બેસે ને વળિ હીંડે,
નર નારી વારીતૃપ્ત થયાં પણ, ક્ષુધા પાપણી પીડે.
સ્વામી કહેછે સંતોષ પામી, બેશ થઇને સ્વછ;
જઇ સરોવરમાં શોધી લાવુ, જો જડે એક બે મછ.
થોડા જળમાં પેહો રાજા, કીધુ ધીમરનુ આચરણ,
સાધૂ રાજાને શ્રમ કરતાં, મીન મળિયાં ત્રણ.
આણીને અબળાને આપ્યા, શામા કહે થયું વારૂ;
નળ કહે આપણ બે પ્રાણીને, શું થાય એટલા સારૂ.
બક્ષ ભારજાના કરમાં સોપી, ભૂપ ગયો બિજિવરાં;
કળિજુગ સર્પ થઈ બિહવરાવે, મછ નાસે અરાં પરાં.
નળે શ્રમ કીધો ઘટિકા બે, મછ ન ચડિયું હાથ;
પેલાં ત્રણ મછ વહેંચી લીજે, વીચારે મન સાથ.
નળ આવ્યો નિરાશ થઇનિ, ત્રણ મછ ઉપર ચિત્ત;
એટલે અંતરમાં દમયંતીને, થઇ આવ્યું વિપરીત.
અમૃતસ્ત્રાવિયા કર કૃષ્ણાના, મછ સજિવન થયાં પળમાં;
હાલ્યાં ચાલ્યાં એટલે મૂકી છાંઆં, ઉડીને પેઠાં જળમાં.
ઘેલી સરખી મીનને કાજે, પાણીમાં વેવલાં વીણે;
હવે સ્વામીને શો ઉત્તર આપિશ, રૂદન કરે સ્વર ઝીણે.
વીલે મુખે રૂએ દમયંતી, નાથ આવ્યો તે નીરખે;
ચોદસ ન્યાળે આંસૂ ઢળે, જાણે શ્રાવણે બિંદુ વરખે.

રોતી પત્ની પતિએ દીઠી, ફીકું મુખ થયુ દીન,
કહે પાપણી શકે હું પાખે, ભક્ષ કિધા તેં મીન
હું ક્ષુધાતુર ફરિને આવ્યો, રઝળ્યો પાણીમાય,
ઊઠ ઊઠ મચ્છ ભોજન કીજે, લાવ્ય પાપણી ક્યાય
રૂદે ફાટને બોલી રાણી, પડે આસુ જાણે દાણા;
ક્ષુધા પાપણિયે મચ્છ ખવરાવ્યા, મ રહેવાયુ નહિ રાણા
કહે નળ હસે શિખામણ દીધી, વિ ાય થયો આદારા,
એકદ્યૂત ન રમતુ, બીજો ન કરવો, નારીનો વિશ્વાસ
બે વાના વાર્યા તે કીધા, હાથે લિધુ દુખ માગી,
હુ ભૂખ્યો ને તેં મચ્છ ખાધા, શુ પેટમા આગ્યજ લાગી
દમયંતી વીમાસણ કરતી, સમ ખાઉં જાણે શાને,
સજીવન થયા ઉડી ગયા, કહુ તો રાય નહિ માને.

વળણ.

નહિ માને રાજા અચરજ મોહ ઉઠિ ચાલ્યો નળરાય,
અણતેડી દમયંતી રાણી, પિયુની પુઠે જાય રે

## કડવુ ૩૩ મુ. રાગ વેરાડી.

આગળ નળ પુઠળ પ્રેમદા, સતિને અતર આપદા,
નળ તિરસમાર હીંડતા કરે, દઈકુ ફાટે અબળા આખ્ય ઝરે
ખાધા મચ્છ હશે શકતી ઘણી, તોય હિંડતા હારે પાપણી,
પી રે પાણી તુ ફરી ફરી, મચ્છ ખાધા છે પેટજ ભરી
બે માર્ગ આવ્યા આગળે, વિદા નારી કીધી નળે,
નહિ નારિ તુ હુ નહિ કથ, આ તારા પિયરનો પથ
મારી સાથે તને નહિ ગમે, પિયરમા પેટ ભરિને જમે,
નાથજી મને કરજો ક્ષમા, નથિ પીયરની મારે તમા
અયુક્ત આળ ચડાવે શીશ, મચ્છનિ વાત જાણે જગદીશ,
દેવતાનુ મને વરદાન, કા નથી જાણતા રાજાન.
સતિ વાત મામનિયે કહી, કળિજુગે નળે માન્યુ નહી,
આગળ પાછળ ચાલતા જાય, કળિયે કીધી બગની કાય.
ચોકિ પાખ ને માસજ ઘણુ, લલચાયુ મન રાજાતણુ,
પખિમા ઘણો દીસે ભાર, નર નારીનો પૂર્ણ આહાર

કોણ પ્રકારે બગને હણું,
ઉપર વસ્ત્ર નાંખું મુજતણું,
ઉદ્રાદિ કિધી સુંદરી,
નળ ચાલ્યો કાયા નમ કરી,
લાજ્યો સૂર્ય મિચ્યાં લોચન,
લાજ્યાં પંખિ ને લાજ્યું વન
સ્વાદઇંદ્રિ પિડ્યો મહારાજ,
થયો નગ્ન મુકીને લાજ.
પીતાંબર ઝાલ્યું ભૂપાળ,
જેમ ધીમર કરમાં જાળ;
બગનિ નિકટ ગયો તે રાય,
ત્યમ કળિબગ આવ્યો જાય.
ધાઈ વસ્ત્રનો નાંખ્યો પાશ.
પંખિ લેઈને ઉડ્યો આકાશ,
એક વસ્ત્ર પખી ગયો લઈ,
બેઠો નળ કપાળે કર દઈ.
અરે દૈવ તેં એ શું કર્યું,
વસ્ત્ર જાતાં કાંઈ ન ઉગર્યું;
ગયું રાજ છત્ર મહિમા ઘણો,
ન રહ્યો અંગે સૂત્ર-તાંતણો.
વિહંગમ વસ્ત્ર ગયોરે હરી,
દમયંતિ ન જોશો પાછુ ફરી;
પાછે પગલે ગઈ સ્ત્રીજન,
આપ્યુ અર્ધ વસ્ત્ર સ્વામીન.
અકેકો છેડો પેહેર્યો ઉભે,
જાણે તિર્થ નાહ્યાં એવાં શોભે;
અન્ન વિના અડવડિયાં ખાય,
સત્યને આધારે ચાલ્યાં જાય.
મહાવન આવ્યાં નીંખરા જાળ,
ત્યાં થઈ ગયો સંધ્યાકાળ;
બેઠાં બન્નો જઈ દ્રુમ તળે,
ચુંટિ પત્ર પાથરિયાં નળે.
દુખનિ વાત કિધી નવનવી,
દમયંતિ નિદ્રાવશ હવી;
ક્ષુધા અંગે રહી છે વશી,
મુખ જાણે પુનમનો શશી.
નળે દીઠિ સુતી સુંદરી,
મુકયો નિશ્વાસ નેણાં ભરી;
કોણ દિવસ આવ્યો શ્રીહરી,
એ દુખે પ્રાણ નહિ જાય નિસરી.
વૈદર્ભી વસુધા પર પડી,
દુખ નહોતું દિઠું અઘઘડી;
ઘણે દોહલે વરી મેં એહ,
રુએ રાજા જોઈ જોઈ દેહ.
નખથી નિરખી જોયું મુખ,
ત્યારે લાગ્યું મનમાં દુઃખ;
કળિ વળિ તેનું ચિત ફેરવે,
રાજા મનમા દ્વૈપ મેળવે
શી સગાઈ પર તનયાતણી,
દુષ્ટ દમયંતિ એ પાપણી;
પ્રીત છેહ દીધો જેણીએ,
મુજવિના મચ્છ ખાધાં એણીએ.
મલિન મન એનું નિરધાર,
કો સમે કરે મારો આહાર;
ન ઘટે રહેવું એ સાથે મળી,
રાયને બુદ્ધિ ઉપજાવે કળી.
તો શમે રુદયાની દાઝ,
મુકું એકલિ વનમાં આજ;
બુદ્ધિ ભ્રષ્ટ મન રાજાતણું,
કળિનો પ્રેર્યો ક્રોધ્યો ઘણું

મનમાહે આરાડ ન ગણે, એક વસ્ત્ર પેહેર્યું બે જણે;
ચિર ફાડુ જો બળ કરી, થાય શબ્દ જાગે સુ રી
છરિ હોય તો તો છેદું પટકુળ, કળિ થયો કાતુ અનરથ મૂળ;
નળે લીધુ છુરીકા શસ્ત્ર, વચેથી વેહેર્યું અર્ધું વસ્ત્ર
કટકા બે પટકુળના કરી, નળ ચાલ્યો મુકી સુદરી;
ગયો ડગલા માતજ ભરી, પ્રીત શામાની સાભરી
વિમાસણ નળ મનમા કરે, વનમા એકલિ ફાટી મરે,
વરી મને દેહને પરહરી, વળિ વનમા માથે નીમરી.
ત્રિલોક મોહનિ માનની, કામ સહે વેદના રજની,
ન ધરે મૂકી જાતુ મને, - આવ્યો નળ દમયંતી કને
દીઠું મૂખ અતર પરજળ્યો, મછ સભાગિ પાછો વળ્યો;
કળિ તાણે વાટ વનતણી, પ્રેમ તણે દમયતિભણી
વિચાર પારિનિવીમા પડ્યો, આવન જાવન હિંડોળે ચડ્યો;
સાતવાર આવ્યો ફરિ ફરિ, તજિ ન જાય સાધુ સુંદરી.
પ્રબળ બળ કળિજુગતુ થયુ પ્રેમ બધન તુટી ગયુ;
સર્પ કચુકિને તજે જેમ, નળે દમયતી તજી તેમ
વૃક્ષ જેમ પત્રને પરહરે, પુનરપિ અંગિકાર ન કરે;
જેવુ વમનનુ હોય અન્ન, તેવિ મારે એ સ્ત્રી જન.
આ સમે મને મારે નેટ, હુપેં વહાલુ એને પેટ;
એવુ કહિને મેલી દોટ, ઉવાટે ચાલ્યો સાસોટ
ત્યા લગે ધાયો ભૂપાળ, રહ્યો જયા થયો પ્રાત કાળ

વળણ

પ્રાત કાળ અરુણ ઉદે, ત્યા લગે ધાયો અવનીશ,
જાગ્યુ રૂદે થયુ દુખ ઉદે, દીઠી જ્યારે દીશ રે

કડવુ ૩૪ મુ રાગ રામગ્રી

નળરાય જળ નયણે ભરે, કરે વિવિધ વિલાપ;
વ્યાકુળ અગ પોતાતણુ, અવનિ પછાડે આપ
વૈદર્ભિ વામા એક રામા, એકલડી વનમધ્ય,
ભય ધરશે ને ફાટી મરશે, જીવ્યાનિ ટળી અવધ્ય.

નહિ મળે ફરી કોકિલાસ્વરી, શે ઉપનો વિખવાદ;
મનગમતી બોલ દમયંતી નળો માંઝો સાદ.
વિશ્વમોહની સૃષ્ટિ કોદની, સુંદરી સુજાણ;
રે મુજવલ્લભ દર્શન દુર્લભ, બોલ્ય પિયુના પ્રાણ
રૂદન કરતો વનમાં ફરતો, આવ્યાની જોતો વાટ;
કળિયે ચરણ ધરણના ભુંરા, વન કીધું નરેકાટ
વડકાળ ભૂપાળ વળગ્યો, ને રૂએ તે રુદયાફાટ;
મોહધારણ કરમ કારણ, કહે ભુજ દેઈ લલાટ.
રાયજી વિલપે ઘણું કંપે, સંભારે સુખસ્નેહ;
કુબુદ્ધિ આવિ વાત ભાવી, અન્યાયે દીધો છેહ.
અજગર નાગ વરૂ વાઘ છે, દારુણ વનની હદ;
કરડાં કોતર સિંહના સ્વર, શામા ફાટી મરશે સદ્ય.
કોહવે પામી મેં ગજગામી, દેવ ગયા નિરમૂખ;
સ્વયંવર સાથ સાભળી ગાથ, તે સર્વ પામશે સૂખ.
કોણ નેત્ર લૂએ રાય રૂએ, એવે શબ્દ સાભળ્યો ગાઢો.
જો પ્રેમજળ મુકાવ્ય નળ, બળતાને બાહર કાઢો
સાંભળિ વાણી રાણિ જાણી, રોઈ રોઈ બેહો સ્વર;
હરખ ભરાયો સ્વરે ધાયો, વીરસેનનો કુંવર
પાડે બરાડ બળે દવાડ, તરફડે મોટો વ્યાળ;
દયાસિંધુ દીનબંધુ, મને કાઢ નળ ભૂપાળ.
વન્હિ વરદાન ગયો રાજાન, નાગે કિધો નમસ્કાર;
આપ્ય પ્રાણ હો ગુણવાન, હું કરિશ કાંઈ ઉપકાર
વિષથી ન બીધો નાગ લીધો, જોજન દેહ પ્રમાણ;
ખાંદે ચડાની મુગ્યો બહાર લાવી, શાતાપામ્યો પ્રાણ
પુણ્યશ્લોક માથા પાળિ વાચા, મળ્યો વૈદર્ભિકાંત;
પુછે એમ નગ દીઠો સબળ. અને કહે માંડી વૃત્તાંત.

વલણ

વૃત્તાંત કહે ભાઈ કોણ છે, પામ્યો બહુ પરિતાપ;
સર્પ કહે રાય સાભળો, મને હવો રૂષિનો શાપ રે.

## કડવું ૩૫ મું. રાગ દેશાખ.

ખોલ્યો નાગ કરી પરણામ, મારૂં કરકોટક છે નામ;
પ્રાચિન કર્મે પામ્યો સંતાપ, સમરૂષિયે મને દિધો શાપ.
વિમાન જાતું હતું સ્વર્ગભણી, અજ્ઞાનતા જાગી મુજતણી;
કુતકારિ નાંખી વિષજ્વાળ, દાધા રૂષિ ને ચડિયો કાળ.
પાપી તેં નાંખી વિષલહર, બળજે દવમાં અવની ઉપર
બહુ કાળ તું અવનીમાંય, ભોગવ દુખ પણ જીવ નહિ
મેં કહ્યું શાપ દીધો તે ખરો, મને શાપનો અનુગ્રહ કરો
વન્હિ વેદના દોહલી છે ઘણું, કહ્યું દર્શન થાશે નળતણું.
પુણ્યશ્લોક બહાર કાઢશે. તને શાતા પમાડશે;
તે દિનનો દાઝું છું અહીં, શત સહસ્ર વરસ ગયાં વ
તે તમે આજ દુખ ટાળિયું, પુણ્યશ્લોક સત્ય પાળિયું;
એવું કહિને સર્પેજ ધશો, કરકોટક નળને ડશો.
લાગિ વિષજ્વાળા દાઝ્યો ભૂપ, કાળિ કાયા થયું કુબડું રૂપ;
કાજળપેં શામતા વિશેષ, વાંકુ મુખ પેંચવર્ણા કેશ.
છતે દાંતે ડાચાં ગયાં મળી, નિસરિ ખુંધ કટિ બેવડિ વ
નળ કહે ધન્ય કદ્રુકુમાર, ઘણો રૂડો કિધો ઉપકાર.
મેં તને આપ્યું જીવનદાન, તેં કિધો મને શાહિ સમા
નાગ કહે રખે દુખ ધરો, જોતાં એ ઉપકાર છે ખરો
ગુપ્ત રહેવું સંવત્સર ત્રણ, કો નહિ ઓળખે એણે વ
આ ત્રણ વસ્ત્ર આપું છું ભૂપ, પરિધાને થાશે મુળ રૂપ.
પેહેરિ જોયાં પરિક્ષા કરી, તતક્ષણ દેહની કાંતિ ફરી;
નળ હરખ્યો થયું દિવ્ય કામ, નાગે બાહુક ધરિયું નામ.
ભૂપ વ્યાળ બે થયા વિદાય, અયોધ્યા ગયો નૈષધરાય;
દેખિ માણસ ખસે આરાંપરાં, ધાય બાહુક પુંઠે છોકરાં.
જે જે માર્ગ મહીપતિ પળે, ત્યાં ત્યાં માણસ જોવા મળે,
હસે લોક રૂપે લીક વાળી, નાંખે કાંકરા પાડે તાળી.
રાજસભામાં રાજા ગયો, પ્રતિહાર સાથ ખરિને રહ્યો;
દીઠી સભા હરી રૂતુપર્ણ, વિધિયે આ ક્યાં નિર્મ્યું વર્ણ.

હાર્યું કાજળ જાખૂ ફળ, આતો રૂપે જાણે બિજો નળ;
કહો કોણ છો સ્વરૂપ ધામ, કયમ આવવું પડ્યું આ ગામ.
નળ કહે મારૂ બાહુક નામ, આવ્યો ઉદર ભરવાને કામ;
હું અશ્વમંત્ર જાણું રાજન, એકુ એક દિને શત જોજન.
કહે રતુપર્ણ મોટું કારણ, આ રૂપ ને વિદ્યા અસાધારણ;
નળ ઇંદ્ર વિના જાણે નહીં, મંત્ર પ્રાપ્તિ તને કયાથિ થઈ.
હું નળનિ કરતો સેવાય, મંત્ર પાઠ કરતા નળરાય;
કો સમે પ્રકાશિ ભણતા તેહ, ત્યાથિ વિદ્યા હું પામ્યો એહ.
નૈષધપતિ તો વનમા ગયો, તે દુખે બળી આવો હું થયો;
આવ્યોછું રહેવા તમ કને,, અન્ન વસ્ત્ર આપજો મને.
નહીં કરૂ હું નીચું કામ, નહીં ધરાવું સેવક નામ,
રાયજી હું તમને નહિ નમું, સ્વયંપાક કરીને જમું
રાજા કહે રહો જેમ તેમ, વિદ્યાવાન જવા દેઉં કેમ;
દીધો હયપતિનો અધિકાર, સેવક માત્ર કરે નમસ્કાર.
જદપિ માન તે પામ્યો ઘણું, પણ કહેવાયુ દાસત્વપણું;
હયશાળામા જઇને રહ્યો, અશ્વપતી તે રાજા થયો.
છે વિજોગની વેદના ઘણી, નિત્યે સુએ શ્લોક એક ભણી,

## *श्लोकः स्वागतावृत्तं.

आतपे घृतिमता सह वध्वा, यामिनी-विरहिणा विहंगेन;
सेहिरे न किरणा हिमरश्मे-र्दुःखिते मनसि सर्व मसह्यम्.

### ભાવાર્થ વસંતતિલકા છંદ

જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે, તે સંગ રંગ રમતા રવિતાપ સાખે;
રાતે વિજોગથકિ ચંદ્રપ્રકાશ ખૂંચે, જો દુઃખ હોય દિનમા કશુએ ન રૂચે.

### રાગ ચાલતો.

એવુ કહિને કરે શયન, વિસ્મય થાય પાડોશી જન;
બાળક બિહામણો આવી વસ્યો, કદ્રુપને વિયોગ તે કશો.

---

* કિરાતના નવમા સર્ગનો ૩૧ મો શ્લોક

## કડવુ ૩૫ મુ રાગ દેશાખ

બોલ્યો નાગ કરી પરણામ, મારૂ કરકોટક છે નામ,
પ્રાચિન કર્મે પામ્યો સતાપ, સમરૂષિયે મને દિધો શાપ
વિમાન જાતુ હતુ સ્વર્ગભણી, અજ્ઞાનતા જાગી મુજતણી,
ફુતકારિ નાખી વિષજ્વાળ, દાધા રૂષિ ને ચડિયો કાળ
પાપી તેં નાખી વિષલહર, બળજે દવમા અવની ઉપર
બહુ કાળ તુ અવનીમાય, ભોગવ દુખ પણ જીવ નહિ '
મેં કહ્યુ શાપ દીધો તે ખરો, મને શાપનો અનુગ્રહ કરો
વન્હિ વેદના દોહલી છે ઘણું, કહ્યુ દર્શન થાશે નળતણુ
પુણ્યશ્લોક બહાર કાઢશે તને શાતા પમાડશે,
તે દિનનો દાઝુછુ અહીં, શત સહસ્ત્ર વરસ ગયા વ
તે તમે આજ દુખ ટાળિયુ, પુણ્યશ્લોક સત્ય પાળિયુ,
એવુ કહિને સર્પેજ ધરો, કરકોટક નળને ડશો
લાગિ વિષજ્વાળા દાઝયો ભૂપ, કાળિ કાયા થયુ કુબડુ રૂપ,
કાજળપેં શામતા વિશેન, વાકુ મુખ પચવર્ણો કેશ
છતે દાતે ડાચા ગયા મળી, નિસરિ ખુધ કટિ બેવડિ વળી
નળ કહે ધન્ય કદ્રુકુમારે, ઘણો રૂડો કિધો ઉપગાર
મેં તને આપ્યુ જીવનદાન, તેં કિધો મને શાહિ સમાન,
નાગ કહે રખે દુખ ધરો, જોતા એ ઉપકાર છે ખરો
ગુપ્ત રહેવુ સવત્સર ત્રણ, કો નહિ ઓળખે એણે વર્ણ,
આ ત્રણ વસ્ત્ર આપુંછુ ભૂપ, પરિધાને થાશે મુળ રૂપ
પેહેરિ જોયા પરિક્ષા કરી, તતક્ષણ દેહની કાતિ ફરી,
નળ હરખ્યો થયુ દિવ્ય કામ, નાગે બાહુક ધરિયુ નામ
ભૂપ વ્યાળ બે થયા વિદાય, અયોધ્યા ગયો નૈષધરાય,
દેખિ માણુસ ખસે અરાં પરા, ધાય બાહુક પુઠે છોકરા
જે જે માર્ગ મહીપતિ પળે, ત્યા ત્યા માણુસ જોવા મળે,
હસે લોક રૂપે લીક વાળી, નાખે કાંકરા પાડે તાળી
રાજસભામા રાજા ગયો, પ્રતિહાર સાથ ખશિને રહ્યો,
દિઠિ સભા હરો રૂતુપર્ણ, વિધિયે આ કયા નિર્મ્યુ વર્ણ

હાર્યું કાજળ જાગૂ ફળ, આતો રૂપે જાણે બિજો નળ;
કહો કોણ છો સ્વરૂપ ધામ, ક્યમ આવવું પડ્યું આ ગામ.
નળ કહે મારૂં બાહુક નામ, આવ્યો ઉદર ભરવાને કામ,
હું અશ્વમંત્ર જાણું રાજન, બેહુ એક દિને શત જોજન.
કહે રતુપર્ણું મોટું કારણ, આ રૂપ ને વિદ્યા અસાધારણ;
નળ ઇંદ્ર વિના જાણે નહીં, મંત્ર પ્રાપ્તિ તને ક્યાથિ થઈ.
હું નળનિ કરતો સેવાય, મંત્ર પાઠ કરતા નળરાય,
કો સમે પ્રકાશિ ભણતા તેહ, ત્યાથિ વિદ્યા હું પામ્યો એહ.
નૈષધપતિ તો વનમા ગયો, તે દુખે બળી આવો હું થયો;
આવ્યોછુ રહેવા તમ કને, અન્ન વસ્ત્ર આપજો મને.
નહીં કરૂં હુ નીચુ કામ, નહીં ધરાવુ સેવક નામ,
રાયજી હું તમને નહિ નમું, સ્વયંપાક કરીને જમુ
રાજા કહે રહો જેમ તેમ, વિદ્યાવાન જવા દેઉં કેમ,
દીધો હયપતિનો અધિકાર, સેવક માત્ર કરે નમસ્કાર.
જદપિ માન તે પામ્યો ઘણું, પણ કહેવાયુ દાસત્વપણું;
હયશાળામા જઇને રહ્યો, અશ્વપતી તે રાજા થયો
છે વિજોગની વેદના ઘણી, નિત્યે સુએ શ્લોક એક ભણી,

## *श्लोकः स्वागतावृत्तं.

आतपे धृतिमता सह वध्वा, यामिनी-विरहिणा विहगेन;
सेहिरे न किरणा हिमरश्मे-र्दुःखिते मनसि सर्व मसह्यम्.

### ભાવાર્થ વસતતિલકા છંદ

જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે, તે સંગ રંગ રમતા રવિતાપ સાખે;
રાતે વિજોગથકિ ચંદ્રપ્રકાશ ખૂચે, જો દુઃખ હોય દિનમા કશુએ ન રૂચે.

### રાગ ચાલતો.

એવુ કહિને કરે શયન, વિસ્મય થાય પાડોશી જન;
માળક મિહામણો આવી વશ્યો, કરુપને વિયોગ તે કશો

* કિરાતના નવમા સર્ગનો ૩૧ મો શ્લોક

તે સ્રીયે સુકૃત શુ કર્યું, જેણીએ આ પુતળુ વર્યું;
વાર થયુ જે વિપત્તિ પડી, આ ભૂતથી છૂટી બાપડી.

## વળણ.

બાપડિ છૂટી લોક કહે, રહ્યો રાયને રીઝવી,
બ્રહદશ્વ કહે યુધિષ્ઠિરને, હવે દમયતીની શી ગત્ય હવી.

## કડવું ૩૬ મુ. દોહરા.

સ્વપનુ આવ્યુ નારિને, મુકી જાયછે નાથ,
ઉઠી અચાનક અંગના, ગ્રહવા પ્રભુનો હાથ.
થાય ફરિ ફરિ ગાભરી, જૂએ ચારે પાસ,
અબળાના રૂદય કોમળા, હુ બિહું તમારે હાસ
જોયુ વન ફરી ફરી, સમ દેઈ કીધો સાદ,
ન બોલ્યો નાથ નિરાશ થઇ, પછે રોતી ગાઢે નાદ.

## રાગ મારૂ.

અમો અબળા માણસ બીજે, ન કીજે હાસ, હો નળરાય
કેમ ધીરજ ધરૂ હું નારી, તમારી દાસ, હો નળરાય
રાત્ય અંધારી તો અમારી, વસે શી થાશે, હો નળરાય
તમ ચરણ કેરી આણ, પ્રાણ મારા જાશે, હો નળરાય
અહિયા બોને સાવજ નાગ, વાઘ ને વરૂ, હો નળરાય
બોનો હું રહિશ કયમ, સમ હું મરૂં, હો નળરાય
હાજી હાજી જાઓછે હાડ, રાડ થાશે શામ, હો નળરાય
શ્રમ રેખા ન આવે દયા, દેખી મારા આસ, હો નળરાય
તમારા પગલા ન દેખુ કયા, પથ કેમ લહું, હો નળરાય
રાત્ય અધારી ભયાનક, સ્થાનક કયમ રહું હો નળરાય
નૈષધરાયતણી જે ગણી, તાણો રોય, હો નળરાય
પ્રભુ અંગ અવેવ મારા, તારા જોય, હો નળરાય
થઇ ઘેલી સરખી ચાને, વાસે તરછોડી, હો નળરાય
મોટુ વનડું માડયુ જોતુ, રોતુ મુકયુ છોડી, હો નળરાય
નલવતિ વૈદર્ભી વાટે, ઉચ્ચાટ ભરી, હો નળરાય
કહો સ્વામી જે કારણ રૂપ, કુંપ પરહરી, હો નળરાય.

વાલાજી ન દીજે છેહ, નેહ વિચારો, હો નળરાય
આ તો કર્મે વાળ્યો આંક, વાંક શો મારો, હો નળરાય

વળણ.

શો મારો અપરાધ સ્વામી, દારૂણ વન મૂકી ગયા;
અલ્પ ભ્રાંતિયે હું તજી, અંતર નહિ ઉપની દયા.

કડવું ૩૭ મું રાગ રામગ્રી.

વૈદર્ભિ વનમાં વલવલે અંધારી રાત;
ભામનિ ભય પામી ઘણું, એકલડી જાય; વૈદર્ભિ.
રમનાપે નામ તે નળતણું, જાપ જપતી જાય;
શુધ્ય નથીરે શરીરની, ભાગે કાટા પાય; વૈદર્ભિ.
રોઈ રોઈ રાતી આંખડી, ખુટ્યું આસુનું નીર;
નયણે ધારા બે ઝરે, વહેછે રૂધીર; વૈદર્ભિ.
દોડંતી તે આખડે, વાગે પાયમા ઠેશ;
ચાલતી ઊભી રહે, ભરાય કાટામા કેશ; વૈદર્ભિ.
અંગે ઊઝરડા ઘણા, ઝરે શોણિત ધાર,
ઓ નળ ઓ નળ બોલતી, બિજો નહિ વિચાર; વૈદર્ભિ.
ઉંડાં કોતરે ઉતરે, ચડે ગિરી ગરાડ;
અશુધે ઉર ધડકે નહિ, પાડે વાઘ બરાડ; વૈદર્ભિ.
વાંકિ વાટે ટિંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફમાં સાપજ ફુફવે, ઘણુ ધુત્રવે ઘોહ; વૈદર્ભિ.
શબ્દ પશુ પખીતણા, ન પડે કાંઈ પ્રીછ;
વરૂ વણિયર બિહાવે બહુ, ધાય પુઠે રીછ; વૈદર્ભિ.
શૂકર રોઝ છિકારગા, ચિતરા દેછે ફાળ,
ફાલુનાદ હોયે ઘણા, બહુ બોલે શિયાળ; વૈદર્ભિ.
આંબા આંબલિ લીંબડા, એખરા છે અપાર;
ગૌરૂઆ સાલડિ ગોરડી, ફુલે ફેર ન સાર, વૈદર્ભિ.
ખેર ખાખર ને કાચકી, કાંટાળી ચોગ;
બાવળિયા બીહામણા, ત્યાં ઝાઝી બોર; વૈદર્ભિ.
આખડી પડેછે સુંદરી, ચરણે વેલાં વિટાય;
છૂટા કેશ કામનીતણા, શાખરે ઝડીયા ભરાય; વૈદર્ભિ.

અથડાયે વૃક્ષ અગણુ, મુકે કાટામા પાય,
શુધ્ય નથીરે શરીરની, ભજતી નળરાય, વૈદર્ભિ
દિવસ રયણી સીઝે નહીં, એવુ ઘનુ અરણ્ય,
દમયની ભૂલી પડી, દહાડા થયાછે ત્રણ્ય, વૈદર્ભિ
અન્ન ઉદક નહાતુ નહીં, બેસવુ ન શયન
ત્રણ્ય દિવસ એમ વહિ ગયા, ભમતા તે વન, વૈદર્ભિ

વળણ

ભમતા વન નૃપ ભામની, ત્રણ્ય દિવસ ગયા વહી,
વાટ ઘાટ કે ગામ ઠામ, પ્રેમદા કાંઈ પામી નહીં

કડવુ ૩૮ મુ રાગ રામગ્રી

ભૂલિ ભમેછે ભામની, નૈષધનાથની નાર,
હો નળ હો નળ બોલતી જિમ રાજકુમાર, ભૂલિ ભમેછે
ધોવાયુ કાજળ આસુએ, વેદનાએ વ્યાકૂળ,
અરધ ઊઘાડી દેહડી, નાથે ફાડયુ પટકૂળ, ભૂલિ ભમેછે
એવે દિઠો એક ચીતરો, ધરિ ધીર ઉલટ
પૂછિ ભાગ ભૂપાળની તારા સરખી છે કટ, ભૂલિ ભમેછે
શાર્દુલ દીઠો વનમા વૈદર્ભિ પુછે વહાલ,
નૈષધ દેશી વાટે મળ્યા, તારા સરખી છે ચાલ ભૂલિ ભમેછે
સાવજ થાયે ગાભરો ભયથી નશિ જાય,
વનદેવી મને ઝાલશે, પશુ ઘણા કપાય, ભૂલિ ભમેછે
પૂછ્યુ ઊંચા દ્રુમને, તારિ ગગને ગઈ ડાળ,
તરુપતિ જો મારી વતી, કહીં દીસે ભૂપાળ, ભૂલિ ભમેછે
ઉત્તર દ્રુમ આપે નહીં તેમ રાણી રોય,
પુણ્યશ્લોક મને પરહરી શત્રુ થયુ સર્વ કોય, ભૂલિ ભમેછે
અજગર પઢ્યોછે વાટમા વિકાશી મુખ ભાગ
દમયતિયે પ્રીછ્યો નહીં, મેલ્યો મુખમા પાગ, ભૂલિ ભમેછે
ચરણ ગળ્યો જાનુ લગી વિખ ચઢિયુ શરીર,
પડિ બૈમ્ય સાદ નળનો કરે મુખે પડી રીવ, ભૂલિ ભમેછે
અજગર આનદ પામિયો, ભલુ જડિયુ ભક્ષ,
વૈદરભી ઘણુ વનાવે ઊંચા ચડિ ગયા ચક્ષ, ભૂલિ ભમેછે

કરે તો કાંટા પડ્યા, સુખે પડિયો શોક;
મરણ સમે મારૂં કો નહીં, રસનાયે પુણ્યશ્લોક; ભૂલિ
રોતી ગણી માંજાગી, પારધિ આવ્યો ધાઈ,
પગ અજગરના મુખમાં, શામા દીઠી આહી; ભૂલિ ભમેછે.
પારધિયે અજગર મારિયો, કુહાડીને ઘાય,
જુગત કરી મૂકાવિયો, નળપત્નિનો પાય, ભૂલિ ભમેછે.
વૈદર્ભીને વિષ ચડ્યું નહીં, વાસવનું વરદાન;
કરતળ વામ સુધાતણો, દેહ રહિ પરમ નિધાન, ભૂલિ ભમેછે.

વળણ.

દેહ રહિ પરમ નિધાન રે, હળાહળ ગયું ઉતરી,
કહે ભટ પ્રેમાનંદ પછે, શું દુ:ખ પામી સુંદરી

કડવું ૩૯ મું. રાગ મારૂ.

વિષધર માર્યો વ્યાધે આવી, મહેલા મૃત્યુથકી મૂકાવી;
વ્યાધે અજગર લીધો હાથે, ચાલ્યો દમયંતિ તેડી સાથે.
પારધિ હીંડ્યો જુગતે છતી, જાય દમયંતિ બિહિતી બિહિતી;
ગયો એક સરોવર તીર, પ્રક્ષાલન કિધું સર્પ શરીર.
દેખતા દમયંતિ પ્રત્યક્ષ, વ્યાધે અજગર કીધો ભક્ષ,
મુખનું પાસું તે રહેવા દીધું, બાકી શરિર તે ભોજન કીધું.
દમયંતિ તો વિસ્મય હવી, આ તો વાત દિઠી મેં નવી;
પારધિ કહે હો નારી, તમો દીઠી વિદ્યા અમારી.
મનનિ ખટપટ સઘળી છાંડો, પ્રેમ કટાક્ષ મુજપર માંડો,
હું તો પારધિપતિ છું વ્યાધી, પટરાણી કરૂં મને લાધી
એકલા આવ્યા આણી દશેં, કાં ન બોલો રળીરસે,
મેણું માત તાત ને સ્વામી, વન નિસર્યાં વૈરાગ પામી
કોણે વચન કહ્યું રે કવરવું, કાં અમર અંગે અરધું,
શું નગ નગ મૂખે જપો, છો ડાહ્યા ને ઘેલામાં ખપો
જદપી દુ:ખ તમને પડિયું, પણ ભાગ્ય મારૂં ઉઘડિયું,
એમ કહિને ગયો સ્પર્શ કરવા, ત્યારે અબળા લાગી ઓસરવા.
જેશો રાહુ ચંદ્રને ચાંપે, તેમ દમયંતિ થરથર કાંપે;
મા ભરિશ ઓરેરૂં ડગ, તુજ પર તુટી પડશે ખગ.

હું તો ભીમકરાયનિ બાળી, અલ્યા હું નહિ ચુકવાવાળી;
હું તો દમયંતિ નળની નારી, પારધી કહે ભાગ્યદશા મારી.
એવું કહિને પારધિ ધશિયો, અબળાને ક્રોધ મન વશિયો;
મૂરખ કહ્યુ માન રે મારૂં, હો જમપુરના વટેસારૂ.
ઉપકાર તારો હું જાણું, તે માટે હું દયા કાંઈ આણું;
બળ મા કર તું મુજ સાથે, મુરખ મરણ ચડ્યુંછે માથે.
કેમ જાવા દેઉં ભોળી ભામ, મુજ વિરહીતણો વિશ્રામ;
તુંમાં શો અવગુણજ દેખો, મને શા માટે ઊવેખો.
મારે મંદિર સ્ત્રી છે તરણ, તે રહેશે તમારે ચરણ;
આપણ બે જીવ જીવશું જડિયા, કોણ સુકૃતથી સાંપડિયાં.
ચનાર હશે તે દેહશ થાશ, પણ નહિ દેઉં તમને જાવા;
સુખે પારધિ વંશમાં વરતો, હું નળથી નથી કાંઈ નરતો.
લક્ષણવંતિ મને સોભાવો, પૂરિ વાસ સદન શોભાવો;
અન્ન વસ્ત્રે નહીં દમાવો, લ્યો ગૃહસ્થાશ્રમનો લાવો.
ભક્ષ દુઃખ ન ધરશો ચિત્ત, શત પશુ વેધશું નિત્ય;
સિચું જોઈ કહે ધન્ય વિધાતા, મને દમયંતિનો દાતા.
મારી કર્મદશા છે ચડતી, વૈદર્ભી પામ્યો રડવડતી;
દેવ નહિ પામ્યા ખપ કરતા, મને વાર ન લાગી વરતાં.
તૃણનો મેરૂ ને મેરૂનો તરણ, તારી લીલા અશરણ શરણ;
ભોગવિ ન શક્યો નૈષધસ્વામી, નજે ખોઇ નારી મેં પામી.
શું નળ નળ જપના લાગી, પહોર નિશાયે ગયો ત્યાગી;
શે લોભે લ્યો નળનું નામ, જેણે દુખિયાં કીધાં આમ.
બોલો આધાર પ્રાણજીવન, ધાપો દેવાને આલિંગન;
કોપે સતિયે સંભાળ્યુ સત્ય, રોઈ સમર્યા કમળાપત્ય.
વીઠલજી ચડજો વારે, હું તો રહિશુ તમ આધારે;
જે વિપત સમેના શામ, મધુસૂદન રાખો મામ.
આપ્યું પદ ધ્રુવને અવિચળ, ગ્રાહથી મુકાવ્યો મદગળ;
રાખ્યો પ્રહ્લાદ વસિયા થંભ, રખે કરો હું વેળા વિલંબ.
સત્ય હોય સદા નિરંતર, અસત્યથી હોઉ સ્વતંતર;
ત મૂક્યો હોય નળ મનથી, જો કુદ્રષ્ટે જોયું નહિ અન્યથી.

આપતકાળે રહી જો હું સત્યે, સુખ સમે રહી શુભ મત્યે;
પંચ મહાભૂત સાક્ષીમાન, ન મુકી કોઉ નળનું ધ્યાન
સત્ય બળે હું દેઉંછું શાપ, ભસ્મ થાજો પારધી આપ;
વાક્ય નીસર્યું મહેલાને મુખથી, અગ્નિ લાગ્યો પગને નખથી
સ્તવન કીધું બેઉ કર જોડી, જોતામાંહે થયો ગખોડી;
પ્રેમદા પામિ અતિ પરિતાપ, ઉપકારીને દીનો શાપ.
જદપિ વ્રત મારૂં નવ ભાગ્યું, પણ લૌકિક લાછન લાગ્યું,
લોકને પારધીનો સંદેહ, માટે પાડું હું મારી દેહ.
પ્રાણ ત્યાગે હું બિહિતી નથી, કંઠ પાશ કર્યો કેશ ગુંથી;
ગાળો કરિને ઘાલ્યો કંઠ પાશ, મનમાં ચીંતવિ એવી આશ
વિષ્ણુ કને વર માગિને મરૂં, નળનિ દાસી થઈ અવતરૂં,
એવે કળિજુગે વાર્યું મન, કરૂં કૌતક હું ઉતપન
મરણથી ઉગારી લીધી, એવી કળિજુગે માયા કીધી;
તાપસ આશ્રમ દીઠી વાડી, ગઈ દમયંતિ ફાંસો કહાડી
નગ્ન દિગંબર છે મહંત, ગઈ પાસે ને હરખ્યું ચ્યંત,
બોલ્યો કળિજુગ નાસિકા ગ્રહી, મછ મારે પ્રીતજ ગઈ
શકે ભિમકસુતા દમયંતી, તજિ નાથે હિંડે ભમયંતી;
અલ્પ અપરાધની ભ્રાતે, સ્વામની તજિ દીધી રાતે
દમયતિ આનંદી અપાર, જોગિ જગદિશનો અવતાર;
ફરિફરિને પાગે નમે, નળનું પ્રશ્ન કરેને તમે
મુનિ કહે નળરાય છે ક્ષેમ, પણ તુજ ઉપર નથી પ્રેમ;
નળ નરિ શોધેછે અન્ય, તું કરજે જે ઉપજે મન.
હરખ્યો પ્રેમદાકેરો પ્રાણ, મારા નાથને છેરે કલ્યાણ,
લક્ષ નારી કરે રાજન, પણ મારે તો નળનું ધ્યાન
દરિ દાભ થયો જાણિ નગ, નારિયે લિધુ જળ ને ફળ;
પામિ વિરામ કીધું શયન, નીદ્રાવશ્ય થઇ સ્રીજન

વળણ.

નળસ્રી નીદ્રાવશ થઈ, આવ્યો સ્વપનમાં પુષ્કરયોદ્ધ;
ચાર ઘટિકાયે જાગી ચતુરા, થઈ તાપસ વાડી ક્રોધ રે

## કડવું ૪૦મું. રાગ મલાર.

ભીમક સુતા જાગી કરીને, ચારે પાસે જોય રે;
નહિ તાપસ વન બીહામણું, પછે નળની નારી રોય રે.
હું પાપણીને પગલે કરીને, મુનિયે મૂક્યો ઠામ રે;
કોણ કૃત્ય મેં આચર્યા જે, વિપત પડીછે આમ રે.
હોંકે સાદ કરતી સ્વામીને, ત્રિભુવન-નાયક નર રે,
ગગને રહી હરખે ઘણું, જે ઊવેખ્યા અમર રે.
લક્ષણવંતે લોક હસાવ્યા, સ્વપરના શત્રુ સર્વ રે;
આજ રિપુને વહી જાયછે, કૌતકકેરૂં પર્વ રે.
એવું જાણી મારા નાથજી, મુજ દાસીનિ લ્યો સભાળ રે;
હો વિહંગમ વેવિશાળિયા, મને મૂકી નળ ભૂપાળ રે.
હો વજાવતિ મારી માતા, મારૂં ઢાક્ય ઉઘાડું ગાત્ર રે;
હો ભિમક મારા તાતજી, શોધિ મતાવો જામાત્ર રે
હો નૈષધ દેશના રાયજી, ઓચિંતુ ઘો દરશન રે;
ભૂપ રૂપને જાઉં ભામણે, હો સલુણા સ્વામીન રે.
વૈદર્ભિ નાથ વિજોગણી, વિરહે વ્યાકુળ શરીર રે,
ચતુરાને વન ચાલતાં આવી, સલિતાકેરી તીર રે.
આનદી અબળા અતિ ઘણું, ઉતરતા દીઠા લોક રે;
ધાઇને પૂછે પ્રેમદા ભાખ્યો, દીઠા ક્યાંઈ પુણ્યશ્લોક રે.

### વળણ.

પુણ્યશ્લોક છે એ સાથમાં, એમ પૂછે નળની નારિ,
નદી ઉતરતાઆશ્ચર્ય પામ્યા, પરદેશી વેપારિ રે.

## કડવું ૪૧ મું. રાગ મલાર.

સામ ખરી પૂછે સતી, વેપારી રે,
કહિ દીઠ છે નૈષધપતિ, વેપારી રે.
પ્રભૂ ગયા છે પરહરી, વેપારી રે;
છે તમમા વાત કહો ખરી, વેપારી રે.
દેખાડો નગ નાથને, વેપારી રે;
રેહું હજે સઘળા સાથને, વેપારી રે.

સાચું બોલો નદીની તીર છો, વેપારી રે;
વિપત્ત સમયના વીર છો. વેપારી રે.
રૂપે બ્રહ્માયે વાળી હદ રે, વેપારી રે;
મારો સ્વામી ઓળખાશે સઘ રે, વેપારી રે.
છે અદ્‌ભુત ગોરૂં ગાત્ર રે, વેપારી રે;
દિસે અડસઠ તીરથ જાત્ર રે, વેપારી રે.
ગોરૂં મુખ ને મુછ વાંકડી, વેપારી રે;
મોટી ભ્રકુટી ને આંખડી, વેપારી રે;
કાંતી મણી જેવી ચટકતી, વેપારી રે;
ચાલ્ય ચાલેછે લટકતી, વેપારી રે.
કંઠે મોતીનું લેહેરીયું, વેપારી રે;
અરધું પટોળું પહેરીયું, વેપારી રે.
મુગટે માણુક ઝળકતાં, વેપારી રે;
શ્રવણે કુંડળ લળકતાં, વેપારી રે.
અધર આંબાની કાતળી, વેપારી રે;
વિશાળ રૂદે કટિ પાતળી, વેપારી રે.
જેના બોલ સાકરપેં મીઠડા, વેપારી રે;
એવા નૈષધ નાથ કહિં દીઠડા, વેપારી રે.
ત્યારે વણઝારા એમ ઉચરે, શુણ શામા રે;
નિર્લજ વનમાં શું ફરે, શુણ શામા રે.
કો કહે કૃત્યા વનવસી, શુણ શામા રે;
કો કહે દિસે રાક્ષસી, શુણ શામા રે.
કો કહે મોટી પાપણી, શુણ શામા રે;
કો કહે દીસે શાકણી, શુણ શામા રે.
કો કહે હું નૈષધપતી, હો ઘેલી રે;
આવો આલિંગન દીજે સતી, હો ઘેલી રે.
વાંકી દૃષ્ટે જૂએ ઘણા, હો ઘેલી રે;
દુઃખ પામ્યામાં નહિ મણા, હો ઘેલી રે.
રોતી નાવે બેઠી સુંદરી, શુણ રાય રે;
લોકમાં બળતી ઉતરી, શુણ રાય રે.

વેપારી ત્યા વાસો રહ્યા, શુણ રાય રે,
બે પહોર નિશાના ગયા, શુણ રાય રે
નયણે આસુડા ગળે, શુણ રાય રે,
દમયતિ બેઠી ઝાડ તળે શુણ રાય રે
ગજ જૂથ પીવા આવીયુ, શુણ રાય રે,
કળિયે સિહ થઈ બિહરાવીયુ શુણ રાય રે
ત્યારે ભડક્યા મેગળ-મડળી, શુણ રાય રે,
વેપારીને માર્યા દળી, શુણ રાય રે,
સતિને કુછિત વાક્ય બોલિયા, શુણ રાય રે,
તે પાપી ગજે રોળિયા શુણ રાય રે
પછે અધિપતિ વેપારિતણો, શુણ રાય રે,
તેણે સાથ જીવનો આપણો, શુણ રાય રે
ભાઈયો કુતોહળ મોટુ હવુ, શુણ રાય રે,
મને ઘટે છે બિજે વન જવુ, શુણ રાય રે
એવે કળિજુગ પાપિ આવિયો, શુણ રાય રે,
વેર જોશીનો લાવિયો, શુણ રાય રે
તિથિપત્ર જોઈ જોઈ કહે, શુણ રાય રે,
ચેત્રો કોઇ જીવતુ નહિ રહે, શુણ રાય રે

રહ્યું બોલાતું હો, કંકે કાંટા પડે રે;
બંધન ત્રૂટ્યું હો, નામતિ આખડે રે.
હું વધુને દેખી હો, પૂર્વજ લાજિયા રે;
સુજને રાખો હો, નૈષધ રાજિયા રે.
ત્રાસે ને નાસે હો, પાછું ફરિ ફરિ જુએ રે;
રાજ મારગે હો, દમયંતી રૂએ રે.
અંગે બહુ ઢીમાં હો, રૂધિરધારા ઝરે રે;
સગ બહુ ઉઠ્યા હો, અવલોકન કરે રે.
ઉષ્ણ છે રેણુ હો, ચરણ બહુ દાઝે રે;
કળિ ચગ્યો પુંઠે હો, દુઃખ દેવા કાજે રે.
નગર એક આવ્યું હો, અબળા ઉલ્લાસી રે;
ત્યાં રાજ્ય કરે હો, ભાનુમતિ માસી રે.
પુરમાં આવી હો, એવી અવસ્થા રે;
ઘેલી જાણી હો, લોક બહુ હસતા રે.
બાળક પુંઠે હો, તાળિયો પાડે રે;
શે ઢાંકે કચ્ય હો, રેણુ ઉડાડે રે.
વૈદર્ભી વીલી હો, શેરી ચોટાં ફરે રે;
લોક નાંખે કાંકરા હો, કર આડો ધરે રે.
જરૂખે બેઠી હો, માસી ભાનુમતી રે;
દયા તેને આવી હો, તેડાવી સતી રે.

વળણ.

સતી તેડાવી રાણિયે, જઈ અબળા ઉભી રહી;
ભાણેજે માસી ઓળખી, પણ દમયતી ઓળખી નહીં રે

કડવું ૪૩ મું. રાગ ગોડી.

દમયંતિ મંદિરમાં પળે, અવાસ ન આવે આંખડી તળે;
ભાનુમતિ જોઈ વિસ્મે હુવી, કહે પ્રેમદા કોણ પરભવી.
પ્રભુતા તારા મનમાં રમે, ભાગ્યવાન કાં વનમાં ભમે;
છો રૂદ્રાણી કે વૈષ્ણવી, કોણ કારણ ધર્યું રૂપ માનવી.
લૈકિક કષ્ટ વેઠોછો માત, કહો યથાર્થ માંડી વાત;
ના બાઈ માનવિ છું સર્વથા, કર્મ ભોગે ભોગવતી વ્યથા.

નર નારિયે યાત્રા માડી, અંતરિયાળ ગયા પ્રભુ છાડી,
ન જાણિયે શું દુખ મન ધરી, નિશાયે નાથ ગયા પરહરી
મ કથા એ મારી માત, માશી કહે સાભળને વાત,
કહિયેક તને દીઠિ ખરી, જાણિયે ભગનીની દીકરી
પણુ ન હોય તેની અવસ્થા એવી છો રૂપે દમયતી જેવી,
સુખે રહો સદનમા સતી, તુ મારે જેવી ઇદુમતી
સુબાહુ સુત મારો જેહ, બેહેન કહિ બોલાવશે તેહ,
કહે દમયતિ રાખી મામ, નહિ કરૂ હું નીચુ કામ
નિત્ય એક વિપ્રને આપુ અન્ન, હવિષ્યાન્ન કરૂ ભોજન,
એવુ સાભળિ હરખી રાણી, રાખિ સતી મન ઉલટ આણી
સતિ નામ ધરાવી રહી, દમયંતિ ઓળખાઈ નહીં,
રાત્ય દિન કરે નળનુ ધ્યાન, વિદેશિ વિપ્રને આપે આમાન્ન
ટલિયો તેડાવે વાટે જતો, જાણે નળ સ્વામી થાયે છતો,
હવિષ્યાન્ન જમે અવની સૂએ, દેહ દમન કરી દિન ખુએ
સુખ સાભરે ત્યારે તન તપે, રાત્ય દિવસ તે નળને જપે,
ઘણા દિવસ એમ ગયા વહી, કળિજુગને મન ચિંતા થઈ
નળથિ મન ચળે નહિ રતી, તો કયમ વરાય મારી વતી,
દૂપ આણું જો નળને સાથ, તો દમયતી આવે મુજ હાથ
વળિ વિપત એને પાડુ, એને માશિ સાથે વઢાડુ,
માશિની દિકરી ઇંદુમતી, એક દિવસે નહાતી હતી
મોતિહાર કંઠથિ કહાડ્યો ભિતને ટોડલે વળગાડ્યો,
દમયંતિ હતી તે સમે, સગ ઇંદુમતિને બહુ ગમે
ટોડલામા પેઠો પાપી કળી, મુગતાફળની માળા ગળી,
ઇંદુમતિયે માડ્યો શણગાર, જુએ તો નવ દીઠો હાર
અરો પરો તે ખોળ્યો ઘણું વિચાર્યું કૃત દાસીતણુ,
પુછ્યુ તેડીને એકાત, બાઇ તુજ પર આવેછે ભ્રાત્ય
લાવ્ય વેહેલિ કયા મૂકી માળ, દમયતિને લાગી ઝાળ;
બાઈ બેહેન ન ચડાવો આળ, જાશી પૃથવી રસાતાળ
જોઈ બોલો વદને વાક, સ્વામિ દ્રોહિ પડે કુભિપાક,

ઇદુમતી કહે આપે છુટગો, મોર કરો શાને હાથોં રે,
આળા મારા હાથમા મુકો, જે જરા રોગે વહાલો રે
સેવક અખિયો મક્તિમે કહેછે, એેેચિયે માગા લીધી રે,
બાવો ટાગો મારી પછાડો, અબળા આકળી કીધી રે

વળણુ

કીધી નિશ્ચે ચોરટી, માતાયે જાણ્વી રીસ,
દમયતી દુખ પામિ ઘણુ, સમર્યા શ્રીજગદીશ રે

કડવુ ૪૫ સુ રાગ મારૂ

હો હરિ સત્યતણાારે સંઘાતી, હરિ હુ તો કહિયે નથી સમાતી,
હરિ મારે કોણ જનમના કરેલુ હરિ ચોરિયિ શુ બિજુ નરેલુ
હરિ હુ શામાટે દુખ પામુ હરિ જૂઓ રાકડી સાસુ,
હરિ તમે ગ્રાહથિ ગજ મૂકાવ્યો, તો હુ ઊપર શો રોષ આવ્યો
હરિ હુ નથી દુખની ધીગ, હરિ છો વિપત્ય સમેના વીગ,
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથબન્ધુ કહાવો
હરિ હુ હરખે ઘણુ હણાઈ, હરિ હુ ચોરટિમા રે ગણાઈ,
હરિ હુ તારી સેવા ચૂકી, હરિ તો નળે વનમા મૂકી
હરિ મેં વિપ્ર ન પૂજ્યા હાથે, હરિ તો તરછોડી નળ નાથે,
હરિ મેં શીવ ન પૂજ્યા જળે, તો હુ રોતી મુકી નળે
મારે દોહલા ઉદર ભરવુ, હવે ઘટેછે મારે મરવુ,
મને ભરથારે એમ છાડી, હરિ હુ એને કહુ દુખ માડી
હરિ મેં કોણ પાતક કીધા, હરિ મેં સાધુને મેણા દીધા,
મારા કોટિક છે અવગૂણ પણ તમો તે છોરે નિપુણ
હરિ મેં રાખ્યુ હોય જો સત્ય, મને વહાલા હોય નળ પત્ય,
અપરાધ સરવ વીમારી, ચડો વીહન વહારે મારી
જો નહિ આવો જગદીશ, તો હુ મારા પ્રાણ તજીશ,
એેમ કહિને આપ્યે ભર્યુ જળ અમો અબળાનુ શું બળ
એેવુ મનમા ધરિયુ ધ્યાન સતિનિ વહારે ચઢ્યા ભગવાન,
અનગ્નામિયે બુધ્યજ દીધી, સતિયે આખડી રાતી કીધી
કહે માશિને કરિને ક્રોધ, બાઈ હારની કરો પુરિ શોધ,
સાક્ષિ સૂર્ય ને ચદરમાય, જો મ કીધો હોય અન્યાય

બાઈ હાર તમારો જડજો, લેનારો તે હાટી પહુંજો;
કહેતામા કળીજુગ નાઠો, ચડેડાટ રોડલો હાટયો.
માહિયિ નીસરિ પડિયો હાર, મતિને ત્રૂઠ્યા વિશ્વાધાર;
અતરીક્ષથિ અકસ્માત, વરશ્યો હારતણો વરસાત.
એક એકપે અદ્ભુ મોતી, રાજમાતા તે ટગ ટગ જોતી;
પછે દમયતીને પાગે, રાજમાતા ફરિફરિ લાગે.
બાઈ તું તો દિસેછે આધ, ક્ષમા કરજે મારો અપરાધ
ઇંદુમતી થઈ ઓશિયાળી, ન દેખાડે મુખડું વાળી,

વળણ

વાળિ મુખ દેખાડે નહીં, એમ સત્ય સતિનુ રહ્યુ;
બ્રહદશ્વ કહેછે ધર્મને, પછે વિદર્ભ દેશમા શું થયુ રે.

## કડવું ૪૬ મું રાગ દેશાખ.

બ્રહદશ્વ કહે કથા રે, સાભળ ધર્મ ભુપાળ,
સુદેવ સચર્યો રે, સાથે નમાર્યાં બે બાળ.
માધવી કેશવી રે, સખિ દમયતિને જેહ,
શોભે સાહેલડી રે, પ્રાણ વિના જેવી દેહ.
કુતલપુર આવિયા રે, રૂપિ સખિ ને બે સુત,
દીઠા દોહલા રે, બીમકે જાણ્યુ મન આકૂત.
છોરૂ છેહ પામિયા રે, સાથે રૂદયાશુ લીધ,
મા બાપ મુકી ગયા રે, દિસે દામણા સરખા કીધ.
સુદેવ શોકે ભર્યો રે, દુ:ખિ દિઠિ દાસીનિ જોડ;
મોટે મીટ મળી રે, મોટે સ્વરે રૂદન મુક્યુ છોડ.
સુતા જામાત્રતું રે, જાણ્યુ જોગી થઇ જાતુ;
સ્વજન રોળે મળી રે, માંડ્યુ નળન્રાણુનુ ગાનુ.
પુછે વજાવતી રે, બોલો સુતા સાહેલિ,
દિકરી ક્યા ગઈ રે, આ બે બાળકડા મેલિ.
નાથ નૈષધતણો રે, ગયો વન માયા ઊતારિ,
સુદેવે વારતા રે, કહિ ભૂપને વિસ્તારિ.
વૈદર્ભપતિ વળવળે રે, શોકે સાગર સુકે,
ભિમકની ભામની રે, બાળેજાને રૂદયાથિ ન મુકે

કુટુંબ રોજે મળી રે, ભૈમ્ય સ્વયંવરની નિરખે;
પુત્રિયે ઘણા નર વર્યા રે, દોડના પગલા પરખે
રાણી કહે રાયજી રે, હવે શોધ પૂજ્યતણી કિજે,
જમાઈજી નવ જડે રે, તો આપણે જોગવટો લિજે.
ગોપિ કાઢો સર્વથા રે, જો મારૂ જીવનુ જાણો,
દિકરી મળ્યા વિના રે, ન મૂકુ મુખમા જળ દાણો
ભીમકે મોકલ્યા રે, શોધના સેવક સહસ્ર એક,
ખપ કરિ ખોળજો રે, જડજો ક્ષિતિનરો છેક
એવે સમે ઊતી રે, વાર્તા ભિમકે શુણી કાન,
દમયતિ એકલી રે, નળે ગેતી મુકી રાન
વણઝારે કહ્યુ રે, અમે દીઠી સરિતાનિ તીર,
રૂપ ઘણુ હતુ રે, અમે જાણ્યુ શક્તિનુ શરીર
કેશ છુટા હતા રે, વસ્ત્ર તે અર્ધું અગે જાણ
વાત ખરી મળી રે, વદતી હતિ નળ નળ વાણ્ય
માતા વિલપે ઘણુ રે, દુખે દાઝ્યુ અતઃકરણ,
મેળાવો ક્યા હશે રે, દિકરી રુવકતિ પામશે મરણ
વજાવતિ માતને રે, નિર આવે રૂદ્યા અશાડ,
સુતાને શોધના રે, સુદેવને ચડાવ્યો પાડ

વળણ

પાડ ચડાવ્યો સુદેવને, કહે રાણી ને રાય,
સુર તમ વિના અથ નહિ સરે, એમ કહિ લાગ્યા પાય રે

કડવુ ૪૭ મુ —રાગ રામગ્રી

બ્રાહ્મણ ચાલ્યો અનુચરને વાજી, અટન કરતો દેશો દેશ જી,
કળા પાડી વરૂઉ ગાત્ર જી, જીર્ણ વસ્ત્ર ગ્રહ્યુ તુબિપાત્ર જી

ઢાળ

પાત્ર કરમા રહિત જોષ્યમ, જોટિકા જીર્ણ વસન,
દુખે દરીદ્રી દેખિયે જદપિ છે રત્પન
નિરખે નીર નવાણના, જ્યા નીર ભરતી નાર,
જુથ જુએ જુવતીતણા, ન જડે ભિમક કુમાર

તીરથ જાત્રા યજ્ઞ યાજન, જુએ સ્ત્રિયોના સંવાય;
અજાણ્યો થઈ જુએ બ્રાહ્મણ, શિશ ધુણીને જાય,
પગે અટન રસના રટન, દમયંતીનુ નામ;
શ્રમ કરતા સુદેવને, આવ્યુ રાજમાતનું ગામ.
વિપ્ર પુરમાં આવિયો, વધામણી પામ્યો તરત;
માજાયું જે રાજમાતા, ઉજવેછે વરત.
પૂર્ણાહુતિ વેળા હુતી. જોવા મળ્યા સઉ જન;
દાસી મળતી દમયતી, કરે પથીનુ દરશન.
અપૂર્વજનનુ કરે દર્શન, નિરખે તેની કાય;
વિચાર એવો વૈદર્ભિને, જે આવિ ચડે નળરાય.
વેદાધ્યયન કરે વાડવ, અભિષેક આશિર્વાદ,
કિંકરી બહુ ગીત ગાતી, થાય ભેરીનાદ.
દીક્ષા લીધી સુબાહુએ, બેઠો તે સિંહાસન,
હુતદ્રવ્ય હોમાય વિવિધ પેરે, ધૂમ્ર જાય ગગન.
દાન અપાય સવચ્છિ ગાય, ગય ભર્યો અહમેવ;
એવે યજ્ઞના કુંડ આગળ, આવિયો સુદેવ.
દેહ દુર્બળ રજે ભરિયો, જોટિકાયે તુમ ભરાવ્યું;
સભા સરવ ખડખડ હસી, આ રત્ન ક્યાથી આવ્યું
જન્ન મંડપ જોયો નહી, ન જોયો દિક્ષિત નરેશ;
ઘેલો જશો આગળ ધશો, સર્વને મારતો ઠેશ.
લોક કહે હો ઘેલા ટેલિયા, અંતરમાં છે અંધ;
ભીક્ષુક ભ્રષ્ટ ને ચપળ દષ્ટ, ગો સ્ત્રીઓ સાથ સંબંધ.
કહ્યું કોનુ ન સાંભળે, છે કવેતરમાં કષ્ટ;
એવે દમયતિ ને સુદેવની, ત્યાં મળી દષ્ટેદષ્ટ.
નિમિષ થાની રહી નયણ, વિચારમાં પડ્યા બેય;
શ્વાસે ભરાયાં બોલતા, સર્વને થયો સદેહ.
વિપ્ર કો વૈદર્ભનો, એ નહાનપણાનો નેહ;
મારે પીયરથી પધાર્યો, સુદેવ નામે એહ
ગુરૂએ ગોરી ઓળખી, જડ્યું બાળપણનું એંધાણ;
ભામનીના ભાલ ઉપર, વિધિયે નિરખ્યો બાણ.

શુભ રાખતિ માથીને મદિર, કેશ કેરી લટ;
ખરા વેણુ ચરણ ઝળકે, રદે ભરાઈ ઉલટ.
સમીપ આવ્યાં સામસામાં, નેત્ર ગળે ત્યમ નેત્ર;
સાથે બંન્યો બોલિયાં, દમયતિ દોષ સુદેવ

## વળણ.

સુદેવ દમયતી મળ્યા, ધરણે ઢળ્યાં મુરછા લવી;
સભા સર્વે થઇ વિસ્મય, આ તો વાત દીઠી નવી.

## કડવું ૪૮ મું. રાગ વેરાડી.

મુર્છાથી મહેલા જાગી, પુછ્યુ ગોરને પાયે લાગી;
શકે છો તમે ઘરના મુતી, હા દીકરિ કેમ તુ સની.
થઈ દુર્બળ કોણ કારણે, ઉદાસી માસિને બારણે,
તને ઓળખિ નહી શું માડી, ના મેં કળા દેહની પાડી.
શું માશિયે દુઃખજ દીધ, નાજી આસના વાસના કીધ;
નાથજીએ તને કેમ મુકી, નેટ હું કાઇએક ચૂકી.
નથિ તું કદિ ચુકવાવાળી, નત્ર મૂકે નળ તે ટાળી;
માત પિતા જે છે તારાં, તે તો રોતા હશે ચોધારા
હું પીયરથી આવ્યો સતી, ત્યાં શુ છે નૈષધપતી,
હા નળની થઇછે શોધ, મને દીધોછે પ્રતિબોધ.
નિશ્ચે છે નળરાય પ્રગટ, છે વાણી માહે કપટ,
છોરને મેં ત્યાં જઇ આપ્યા, છતે બાપે થયા નબાપા.
પછે રાજમાતા એમ પૂછે, રૂષિ તારે ને તેને શુ છે,
એનું કોય ન જાણે તેજ, એ તો છે તમારી ભાણેજ.
એ તો ભીમકરાજ-કુમારી, દમયતી નળની નારી,
એ વાત કેમ નીપજી, ભરથારે એને કેમ તજી.
બાઇ દમયતી તુ ખરી?, હા થઇ રહિછુ કિંકરી,
ત્યારે માશી ધરણી ઢળી, સભા સહુકો થઈ વ્યાકુળી.
થઈ રહ્યો ત્યા હાહાકાર, સુદેવ કહે ધિક્કાર,
ઓળખી નહિ શુ સરતી, ઓશિયાળિ થઈ ઇદૂમતી.

## વલણ

ધિક્કાર કહે સુદેવજી, ઓળખિ નહિ સુંદરિ સર્ન
રાજકુંવર લાજ્યો ઘણું, ગાઢ ગેઈ ઇંદુમતી રે.

## કડવું ૪૯ મું રાગ ગોડી

માયા કુસુમ રૂપે દિકરીને, દેખિ દાઝ્યો સુદેવ,
અજાણ્યા થઇને દહા ગયા, થઈ દાસી પીવી મેવ
અન્યોઅન્યે વાત પુછી ને, રૂદયે પામ્યા શોક,
રાજમાતા સુબાહુને, સુદેવે દીધો દોષ
માશી મૂર્છા પામિયા રે, હવો હાહાકાર
દમયતીપર દાસત્વ બોલાવ્યુ, પ્રીછ્યો નહિ પરિવાર
રાજમાતા લાજ પામતા, આવ્યા દમયતિ પાસ,
દિકરી દુખે દિવસ નીર્ગમ્યા, વરત્યા થઇને દાસ
અધર્મ આળ ચડાવિયા ને, ઓછુ આપ્યુ અન,
ભોજન પેટ ભરી પામ્યા નહિ, વસ્તુ લેખે વન
છબિલિ છાનુ કહેવુ હતુ મુજને, પ્રગટ થતુ હતુ નેટ
પરઆધિન થઇ પડ પીડિયો, પરવશ ભરિયુ પેટ •
તુ રત્ન મારી દીકરી રે ગણિ ઠીકરીને સમાન,
વૈદર્ભિ વિપત વેઠી ઘણી તેં, ખોયુ વપુનુ વાન
બેહેની તુ થઇ રહિ બાપડી, તેણે દુખે મને બાળિ
દુબળ દરિદ્ર જણાવિયુ, પાસે નહિ વાલનિ વાળિ
સુવાને કાજે સાથરો રે, વસ્ત્ર પેહેરવા જાડુ.
શીતળ જળ નહિ દીકરી રે, નહિ નેહરી ને નાહુ
દાધુ કનેર માહરૂ રે, ચીરીને કાપલા કાઢુ,
ફુલફુલી મારિ દીકરી રે, જમિ અન્ન દીધુ ટાઢુ
હવે જીવીને હુ શુ કરૂં રે, વીખ ખાઇને પોઢુ,
થઈ ગોઝારી બેહેન આગળે રે, શુ દેખાડુ મોઢ
ઇંદુમતિ મુખ સતાડતી રે, હું તો છેક થઈ છઠોરી,
હું બૂડિ ભવોભવ વારતા રે, ચડાવિ હારનિ ચોરી.
લાજમાગરમા બૂડિયો રે, મશિયાઇ જે સુબાહુ
સુતા સુરજને આવી અલ્યો ગે, અપરાધ રૂપિયો રાહુ

એમ ગોઠિયાણા સગવે થયા રે   બોની દમયંતિ રાણી,
માશિ તમતેગ સુખ પામી ઘણુ રે,   સાક્ષી મારગપાણી
કેટલા દહાડા ઉતર્યાં રે,   રહી મારી લાજ,
પુની સખી   ગણી રે   ન દીધુ નીચુ કાજ
મારી બાણેજ મે મળ્યા રે   ગોળખાનુ આલિંગન,
અરસ સ્વાગત માનિયા રે   મા પો ઘણુ મુનિજન
વસ્ત્ર વાહન આપિયા રે,   વીનવિયો વિપ્રરાય,
ગણુએ દમયંતિને આપિયુ રે   પટે માશી લાગ્યા પાય
સુભાગુ સાથે સચર્યા રે   વોળાવ્યા કુતનૂર,
સુખ શોભાયે જાય સુંદરી રે   પંથ ઘણો છે દૂર
ભાનુમતિ બેટે ફરિફરિ રે   ભાણેજ માગી સાધ,
તુ છે ધનપતિનિ પ્રેમદા રે   ક્ષમા કરો અપરાધ
પાયે લાગી માગી આગના રે   બેશી ખેડી સુખપાલ
બેહેન માશિને જાતા માગિયુ રે   વૈદર્ભિ ગખે વહાલ

વલણ

વહાન રાખે વૈદર્ભિ,   પ્રમે મળજો નૈષધધણી
યો દહાડે પહોતી પ્રેમદા,   પીયર ગઇ વધામણી રે.

કડવુ ૫૦ મુ રાગ મેવાડે

હરખે બના સુદેવ વદે વાણી   હો દમયતી જી
ઓ આવિ નગરિ ભીમકતણી   હો દમયતી જી
હા તો લેઈ જાઉં વધામણી   હો દમયતી જી
પુરિ પિયરનિ જુઓ નિજોગણી,   હો દમયતી જી
ઓ દીસે દુરગ કાંગરા   હો દમયતી જી
ને હસ્તિ મારગે નાગયા   હો દમયતી જી.
મો પેલા ઘર વાડિના ઝાડવા,   હો ગુરૂજી રે,
શુ કરતા હશે મારા બાળુઆ,   હો ગુરૂજી રે
એમ જીવિ હશે બે સાહેલી,   હો ગુરૂજી રે,
મને દેખિ માતા થાશે ઘેલી   હો ગુરૂજી રે
ઓ દીસે રથગ રથવરતણ   હો ગુરૂજી રે,
ઇહા હાસ્યા દેવ દેવતાપણુ,   હો ગુરૂજી રે.

નહિ વિસરે અવસ્થા ગનની, હો ગુરૂજી રે,
મ્યા દેખુ જાત તમ જજમાનની, હો ગુરૂજી રે
પ્રભુ વિના પિયર મને દમે, હો ગુરૂજી રે,
નળ વિના મને નહિ ગમે, હો ગુરૂજી રે
શ્યામ ભર્યાં સુદેવ સચર્યાં, હો ગુણ રાય રે,
વધામણી વધામણી ઉચર્યાં, હો ગુણ રાય રે
સભા સરવે વિસ્મય હવી, હો ગુણ રાય રે,
જાણે પ્રગટયા નૈષધપતિ રવી, હો ગુણ રાય રે
હરખ ભર્યો ભિમક પુત્રે ફરી, હો ગુણ રાય રે,
એ આવિ તમારી દિકરી, હો ગુણ રાય રે
ચાલ્યો ભિમક કુવરીભણી, હો ગુણ રાય રે
વજાવતિ હરખે મન ઘણી, હો ગુણ રાય રે
ધાયા ભાઇ ભોજાઇ લાજ વિસરી, હો ગુણ રાય રે,
હરખે ઝાંઝર પડે નીસરી હો ગુણ રાય રે.
ઘેલિ સાહેલિ મળવા ધરી, હો ગુણ રાય રે,
શિર ઊત્રાડા અમર જાય ખશી, હો ગુણ રાય રે
વાળે કેશ થાય મોકળા, હો ગુણ રાય રે,
છુટે અબર કટિમેખળા, હો ગુણ રાય રે
આવિ પિયર પ્રજા શોહામણી, હો ગુણ રાય રે,
દિઠિ દમયતિ દખ દામણી હો ગુણ રાય રે
ભુજ ભરિ વિયગિયા મળે, હો ગુણ રાય રે,
જુએ મુખ માતા આસુ ગળે હો ગુણ રાય રે
ભારિ પુત્રિ આવી મા દુબળી, હો ગુણ રાય રે,
શુ પ્રીત પ્રભુ નળની ટળી, હો ગુણ રાય રે
આસુ લોહિ મહિર તેડિ આવા, હો ગુણ રાય રે,
મોર્ગ વેષના વસ્ત્ર મુકાવ્યા, હો ગુણ રાય રે

વળણ

મુક્યો વેષ ઉતરિ વારણા, બાળક મુક્યા એ જે,
માતા ને બે બાળુઆ, બે વર્ષે મળ્યા ટોળે રે.

એમ ઓશિયાળા સર્વે થયા રે, બોલી દમયતિ રાણી;
આશિ તમારે સુખ પામી ઘણું રે, આક્ષી આરગપાણી
દોહલા દહાડા ઉતર્યાં રે, રહી મારી લાજ,
સુતા મન્ખી હુ ગણી રે, ન દીધું નીચું કાજ.
માની ભાણેજ મેં મળ્યા રે, ઓળખ્યાનું આલિંગન;
સહસ્ર સ્વાગત માંડિયા રે, માન્યો ઘણું મુનિજન
વસ્ત્ર વાહન આપિયા રે, વીનવિયો વિપ્રરાય,
ઘણુએક દમયતિને આપિયુ રે, પછે માશી લાગ્યા પાય.
સુબાહુ સાથે નચર્યાં રે, વોળાવ્યા કુતલપૂર,
સુખ શોભાગે જાય સુંદરી રે, પંથ ઘણો છે દૂર
ભાનુમતિ ભેટે ફરિફરિ રે, ભાણેજ માગી સાધ;
તું છે ભૂપતિનિ પ્રેમદા રે, ક્ષમા કરો અપરાધ
પાયે લાગી માગી આગના રે, બેશી બેડી સુખપાલ,
બેહેન માગિયે જાતા માગિયુ રે, વૈદર્ભિ ગણે વહાલ.

નહિ વિસરે અવસ્થા રાનની, હો ગુરૂજી રે;
ક્યાં દેખું જાત્ય તમ જજમાનની, હો ગુરૂજી રે.
પ્રભુ વિના પિયર મને દમે, હો ગુરૂજી રે;
નળ વિના મને નહિ ગમે, હો ગુરૂજી રે.
શ્યામ બર્યા સુદેવ સચર્યો, હો શુણ રાય રે;
વધામણી વધામણી ઉચર્યો, હો શુણ રાય રે.
સભા સરવે વિસ્મય હવી, હો શુણ રાય રે;
જાણે પ્રગટ્યો નૈષધપતિ રવી, હો શુણ રાય રે.
હરખ બર્યા ભિમક પુછે ફરી, હો શુણ રાય રે;
એ આવિ તમારી દિકરી, હો શુણ રાય રે.
ચાલ્યો ભિમક કુંવરીભણી, હો શુણ રાય રે;
વજ્રાવતિ હરખે મન ઘણી, હો શુણ રાય રે.
ધાયાં ભાઇ બોજાઇ લાજ વિસરી, હો શુણ રાય રે;
હરખે આંસર પડે નીગરી, હો શુણ રાય રે.
ઘેલિ આહેલિ મળવા ધશી, હો શુણ રાય રે;
શિર ઊંચાડા અંબર જાય ખશી, હો શુણ રાય રે.
વાયે કેશ થાય મોકળા, હો શુણ રાય રે;
છુટે અંબર કટિમેખળા, હો શુણ રાય રે.
આવિ પિયર પ્રજા શોદામણી, હો શુણ રાય રે;
દિઠિ દમવતિ દુઃખ દામણી, હો શુણ રાય રે.
ભુજ ભરિ પિયરિયાં મળે, હો શુણ રાય રે;
જુએ મુખ માતા આંસુ ગળે, હો શુણ રાય રે
મારિ પુત્રિ આવી કાં દુબળી, હો શુણ રાય રે;
શું પ્રીત પ્રભુ નળની ટળી, હો શુણ રાય રે.
આંસુ લોહિ મંદિર તેડિ આવ્યાં, હો શુણ રાય રે;
માર્ગ વેષના વસ્ત્ર મુકાવ્યાં, હો શુણ રાય રે.

વળણ

મુક્યો વેષ ઉતારિ વારણાં, બાળક મૂક્યાં ખોળે;
માતા ને બે બાળુઆં, બે વર્ષે મળ્યાં રોળે રે.

## કડવું પર મું રાગ આશાવરી

વૈશંપાયન વાણી વદે શુણ જનમેજય ભૂપાળ રે,
વ્રહદશ્વ કહેછે યુધિષ્ઠિરને, મળિયા બન્યો બાળ રે.
માથે ભાઈ ને ભોજાઈ મળિયા, મળ્યા માત ને તાત રે,
દમયંતીને નાથ વીના, અંતરમાહિ અશાંત રે
કુટુંબ સરવે પૂછે પ્રેમે, શી શી વારતા વીતી રે,
ઘટે તેવો કહ્યો સમાચાર, અતિયે અથઇતિ રે
ફરી નળની શોધ મંડાવી, ભીમકે મોકલ્યા દાસ રે,
પ્રભુ પખે દમયંતી તે, પાળવા લાગી સન્યાસ રે
અલુણું અન્ન અશન કરે ને, અવની ઉપર શયન રે,
આભૂષણ રહિત અંગ અબળાનું, કાજળ વીના નયન રે
નીયમ રાખે નાના વિધના, ઊગ્ર આખડી પાળે રે,
પતિવ્રતા પિયુને ભજેછે, અન્ય પુરૂષ નવ ભાળે રે
નામ તે નળનું ધ્યાન તે નળનું, સખિ શું નળની વાત રે,
દુખે જાય દિવસ ને રયણી, નયણે વરસે વરસાત રે
પરદેશી વિપ્રને શોધિ નિત્યે, આપે એક આમાન્ન રે,
વૈદરભી જાણે વાડવ વેગે, આવિ મળે રાજાન રે.
એવે આવી રતુ વરષાની, વૈદર્ભિ વિરહ વધારણ રે,
ગાજે મેઘ ઉઘડકે દેહ, સખિ આપે હૃદયાધારણ રે
વિનતા દોડે વાડી માહે, દ્રુમ લતાને તળે રે,
સુગંધ મધાતે બિંદુ શીતળ, ગોરી ઉપર ગળે રે
મોકોલા બપૈયા બોલે, તે શબ્દ ભેદે અંગ રે,
વિરહિણી તે વીજળી જાણે, ભેદે રૂદયા મંગ રે.
વર્ષાકાળે વિજોગ પીડે, માનનિને મન આળો રે,
વૈદર્ભિને વરષાકાળ વીત્યો, આવ્યો શત્રુ શિયાળો રે
આમાશ અગિયા અણજ ઘણા, નિર્મળ ઇંદુ શરદે રે,
પતિવિજોગ પિડેછે પાપી, મતિ રહેછે સત્ય બરદે રે
દુખે દિવસ નાખે દમયંતી, એક વરસ ગયું વહી રે,
ત્રણ સંવત્સરની અવધ્ય પહોતી, નાથજી આવ્યા નહિ રે

સુદેવને તેડી સ્તુતિ કીધી, નયણે આંસુ ઢાળી રે;
નૈષધનાથને કોણ મેળવે, હો ગુરૂજી તમટાળી રે.
જન્મતણા છો તમે હિતસ્વી, કારમું નથી કરવું રે;
ન જોઈએ કહ્યાનિ વારતા, ઘટે શોધવા નિસરવું રે.
ધીરજ આપી ચાલ્યો બ્રાહ્મણ, વેષ નાનાવિધ ધરતો રે;
દમયંતીયે શીખવ્યું તેમ, હીંડે ટેલને કરતો રે.
રથે બેશીને ફરે મુનીવર, સેવક સેવા કરે રે;
જ્યાં ગામ આવે ત્યાં કળા પાડિને, વેષ ટેલિયાનો ધરે રે.
દોઢ માસ ગયો અટન કરતાં, આવ્યો અયોધ્યામાંય રે;
સભામાં જઈ તે ટેલ નાંખી, જ્યાં બેઠો રૂતુપર્ણ રાય રે.
અલ્પ વસ્તુની પ્રાપ્તી થઈ, પરિત્યાગ તેહનો કીધો રે;
ધર્મ ધુરંધર ધિક છે તુજને, ફરિ તપાસ નવ લીધો રે.
રંકે રત્નનું જત્ન ન થાય, જાય નિમડી નેટ રે;
વિલપે છે વસ્તૂ વહોરતિયા, તું ભરે પરઘેર પેટ રે.
કુળ લજાવણ કરમી માણસ, કીર્ત્તિ કીધી જાંખી રે;
ચતુર નર વિચારી જોજો, ટેલ સુદેવે નાંખી રે.
સભા સર્વે વિસ્મય પામી, ટેલ દિસે મરમાળી રે;
ઉત્તર તો સૂજે નહિ કોઇને, સર્વે રહ્યા છે ભાળી રે.
સુદેવ ગયો હયશાળા પાસે. ટેલ નાંખી તે ઠાર રે;
મહેલાનાં કહાવેલાં વચન સાંભળી, બાહુક નીસર્યો બહાર રે.
કદ્રુપ કાયા ને કાંબળો ઓઢ્યો, કરમાંહે છે ખરેરો રે;
પ્રગટ ધાંટે ખુંખારી બોલ્યો, તીખો ને તરેરો રે.
કારમુ સરખું કપોળ ચઢાવે, ટુંકડા કર નચાવે રે;
નાસિકાયે ભરે સરડકા, નયણને મચમચાવે રે.
મર્મ વચન કહ્યાં તે બ્રાહ્મણ, નીસર્યો છે મેહેણું દેવા રે;
વસ્તુને વિપસતો વહોરતિગો, કરનો હશે પરઘેર સેવા રે.
વહોર્યું હતું કાંઇ રત્ન જાણીને, કાચ થઇ નીમડિયું રે;
સત્ય રહિત મારે તજ્યું છે, નથી છૂટી પડિયું રે.
તે મિત્રને શું કરિયે જેને, મન વિના મળવું ઠાલું રે;
સ્નેહીને જીવ કરી જણાવે, પણ પેટ પોતાનું વહાલું રે.

વાક નહીં વહોરતિયા કેરો, ગ્યો હશે નિજ ધર્મે રે;
વસ્તુ વિપત્ત પામતી હશ તે, પોતે પોતાને કર્મે રે
ગૂઢ વચન કહિને ઘોડારમા, બાહુક જઇને બેઠો રે;
સુદેવ તો મુંઝામા પડિયો, પ્રાણ વિચારમાં પેઠો રે.
એ બોલિ તો નૈષધનાથતણી છે, એ હારદ અનાહત રે;
નળ ભૂપ કહિને કેમ માનિયે, રૂપે બીજો ભૂત રે.
ઉદર ભરણ કોય રીમનું જાણુ, ફરિ ન જાય બોલાવ્યો રે;
પાડોશીને પૂછી કાઢ્યૂ, ત્રણ સંવત્સર થયાં આવ્યો રે.
લોકે કહ્યુ રાજાયે રાખ્યો, અશ્વવિદ્યા કાંઇ જાણે રે;
છે પવિત્ર નૈવેદ્યન પાળે, વિજોગનું દુખ આણે રે.
એવુ સાંભળી સુદેવ આવ્યો. આવ્યો વૈદર્ભ દેશ રે,
દમયંતી આનંદજ પામી, પૂજ્યો વિપ્ર વિશેષ રે.
શામાયે સમાચાર પૂછ્યા, કહિ સ્વામીનિ સંભાળ રે.
સુદેવ કહે મેં શ્રમ બહુ કીનો, જડ્યો નહી ભૂપાળ રે.
દેશ વિદેશ ગામ ઉપગામે, સોધી અવની બાધી રે;
અટન કરતા અયોધ્યામા, શુધ્ય કાઇંક લાધી રે.
સભા ન સમજી ઋતુપરણની, રહ્યા મસ્તક ડોલી રે:
એક વિદ્યામણો ઘોડારમાંથી, બાહુક નીકળ્યો બોલી રે.
સરૂપ જોઇને હું વિસ્મિત થયો. સ્વપનમા બીહાવે રે.
નાગે આવ્યોહ્તુ ફરિ ફરિ જોનો, રખે પુંઠે આવે રે.
ભૂત પિશાચ કે યમનો કિંકર, પ્રેત અથવા ગ્રહૂ રે,
અયોધ્યામા રોતા રાખવા, બાળકને તે હાઉ રે.
તેણે દેહુવનો ઉત્તર દીધો, કે સ્વાદહરીનો વાંક રે;
વસ્તૂ ખોટી થઈને નીસરી, શુ કરે વહોરતિયો રાંક રે.
પ્રીયાજનને પેરજ વહાલું, તેનો સગ તે માગે રે:
બેઉને સુખ દુ ખ સરખુ લગે, એમ કહિને ઘોડારમાં નાગે રે.
એ બોલી તે બાહુકિયની. જુઓ વિચારી બાઇ રે:
મેં વચન સુણી મહેપાનું, રદયુ આવ્યું ભરાઇ રે.

## વલણ.

ભરાયું રૂદય રાણીતણું, આંસુ મૂક્યાંરેડી,
બાહુક ન હોયે એ નૈષધપતિ, તેને સુદેવ લાવો તેડી રે

## કડવું પર મું રાગ સોરઠી.

આંસુ ભરતી ભામની રે, કરે વાણીનો વિચાર,
એ ન હોય બાહુકના બોલ રે, એનો દિસે મેનકુમાર, ગુરૂજી,
એ તો જીવન પ્રાણઆધાર, ગુરૂજી,
ફરી લેજો સમાચાર, ગુરૂજી
શ્રાત પરેઠે રૂપની રે, પ્રગટયા માગ પાપ,
રૂપ ખોયું કહાં ગયજી, મારે દીધો નિને શાપ, ગુરૂજી,
મારા જાય તનના તાપ, ગુરૂજી,
તમ વડે થાય મેળાપ, ગુરૂજી
અશ્વરક્ષકનો નહિ આશરો રે જાણે અંતરની વાત,
બોલે બોલ જે માગ્યો, નોહે ઘોડારિયાની ઘાત, ગુરૂજી,
હુતો જાણું બોલ્યાની જાત, ગુરૂજી,
એ તો પુષ્કરજીના શ્રાત, ગુરૂજી
પુનરપિ જાઓ તેડવારે, જીવન વસે છે જ્યાંય,
પરિક્ષા પુણ્યશ્લોકની, એક દહાડે આવે ઇયાંય, ગુરૂજી,
જાઓ અયોધ્યામાંય, ગુરૂજી,
એવી રહાડો કાય, ગુરૂજી
જઇ કહો રતુપર્ણને રે, તજિ દમયંતિ નળરાજ,
ફરી સ્વયંવર માંડિયો, એના લગ્નનો દહાડો આજ, ગુરૂજી,
એ વાતે નથિ લાજ ગુરૂજી,
જ્યમ ત્યમ કીજે કાજ, ગુરૂજી
લખે લખી કંકોતરી રે, રતુપર્ણને નિમંત્રણ,
સુદેવ તેડી આવજો, જોઈએ બાહુકનું આચરણ ગુરૂજી,
એનું મેનું છે અંતઃકરણ, ગુરૂજી,
જોઈએ વપૂનું વર્ણ, ગુરૂજી

**વળણ**

આચરણ અશ્વપાળકતણા, દ્વાહા આવ્યે ઓળખાય,
પત્ર લેઇ પરપચનુ, સુદેવ આવ્યો અયોધ્યામાય રે.

**કડવુ ૫૩ મુ રાગ મામેરી**

સુદેવ સભામા આવિયો, જ્યા બેઠો રૂતુપર્ણ,
કરમા આ ી કંકોતરી ઊપર લખ્યુ નિમત્રણ
પ્રાતસમે પત્ર કરમા લીધુ કીધુ અવલોકન,
સ્વસ્તિ શ્રીપુરી અયોધ્યા, રૂતુપર્ણ રાય પાવન
વૈદર્ભેશથિ લિખિત ભીમક, નળે દમયતિ પરહરી,
એને દેવનુ વરદાન છે, માટે સ્વયવર માડ્યો ફરી
પૃથવીના સઉ ક્ષત્રિ આવશે, તમો આવજો ખપ કરી,
સૂર્યવશીને નિશ્ચે વરવુ, કુવરિયે ઇચ્છા ધરી.
ભૂપતિ તો આનદ ભર્યો, પછે સભામાહે એમ ભાખે,
વેદ વાચક દમયતિ ભાઇયો, નહિ વરે મુજ પાખે.
અધર ડસે ને કર ઘસે, વિપ્ર ઉપર આપ્યો કહાડે;
નોતરિયો નિરમાલ્ય દિસેછે, આવ્યો લગ્નને દહાડે
સુદેવ કહે હું શુ કરૂ, વેગળુ તમારૂ ગામ,
શત ઠામ યાતા આવવુ, કંકોતરીનું કામ
ધાઇ ગયા હશે સર્વે રાજા, પ્રથમ રૂપના પલકા,
રૂતુપર્ણ આસને બેસે ઉઠે, થાય પરણવાના સળકા.
ગઈ દમયતી હાથમાથી, કંકોતરી આવી મોડી,
એક રાતનો આતરો હોત તો, જાત જેમ તેમ દોડી
ત્રાહ ત્રાહ બોલે મસ્તક ડોલે, નીસાસા મૂકે ઉંડા,
વૈદરભી વરતા વેર વાળ્યુ, અરે બ્રાહ્મણ ભુડા
શુ કરૂ કેમ હાથ લાગે, વિચાર સશયમા પડિયો,
એકે વાતે ઉપાય ન સૂઝે, દૂર દેશ બહુ નડિયો
સાધ્ય તો સપડાતી નથી, નહિ પવનવેગી ઘોડા;
કસાર દમયતીના કર્નો, ન જમ્યો ભુડા મહોડા
સભામાહે બેઠો થઇને, પ્રધાન બોલ્યો વચન,
પેલો બાહુક શે અર્થ આવશે, બેઠો વણમારે અન

ઋતુપર્ણે આનંદ પામિયો, મોકલિયો સેવક;
લાવ્ય તેડી બાહુકિયાને, જાયછે વર્યાની તક.
સામે જગયો સેવક ધાયો, અશ્વપાળકને પાસ,
ઉઠો બાહુ ભૂપ તેડેછે, એહે પરણેશે ને રાશ.
ચાલ્યો બાહુક સામુક ઞાની, મૂમેરી બડબડ કરતો;
આવ્યો નીચી નજરે નિરખતો, નાકે મરડકા ભરતો.
નભા સરવે હાસ કરતી, આ રત્ન રથ ખેડણ,
ઋતુપરણ બોલ્યો માન દેઈ, આવો દુખ ફેડણ
ઘણે દિવસે કામ આવ્યુ છે, રાખો અમારી લાજ,
તમો પરણાવો દમયતીને, વિદર્ભ જાવુ આજ
સમુદ્ર મેલ્યો રત્ન આપે, રાખ્યા એવુ જાણી,
આજ વિદર્ભ લેઈ જાઓ સુજને, ગ્રહુ દમયંતિનો પાણી.
બાહુક વળતો બોલીયો રે, ફૂલાવીને નાસા,
અભિયા પરણશે દમયંતીને, અરે પાપણી આશા
હમ કન્યા કેમજ કરશે, વાયમશુ સકેત,
નિર્લજ સાથે નીસરૂ તો, અમો થાઉં ફજેત
છત્રપતી છઠોરા ન થઇએ, પરપત્નીશુ તનખા,
કેમ વરશે વર છતા, એ મિથ્યા મારો વલખા
પુરશ્લોકની પ્રેમદા રે, ભીમકની કુમારી,
તમો વિવાહીને લજ્જા શાની, થાય ફજેતી મારી
રાય કહે હો હયપતી, મારિ વતી હયને હાંકો,
મારે તો સર્વશ ગયુ રે, તમો જ્યારે મને નાકો
બાહુક કહે તુ સાભળ રાજા જ્યા હશે સ્વયવર,
અતર નહિ સ્વામી સેવકનો, આપણ બે જણ વર
હાસ્ય કરીને રાજા કહેછે, તમો વર પરથમ,
ભાગ્ય ભળશે તેને કન્યા મળશે, ત્યા જઇએ જ્યમ ત્યમ
દુર્બળ ઘોડા ચારે જોડ્યા, કાધો રથ સાવધાન,
શણગાર સજવા સદનમા, પઠે સચર્યો રાજન.
રાણી કહે ઋતુપર્ણને, પરસ્ત્રીપર શો પ્રેમ,
તમો ક્ષત્રી થઈ કરો અધર્મ, ન હોય કુશળ ક્ષેમ

સુરજવંશતણી એ શોભા, તમથી જાણી હોય,
રીસ ચડી રૂતુપર્ણને, પઠે ધણિયાણીને ધોય
અમો ભમર મેટિ કુસુમ મેલુ, ચલાવીને ચાલ,
વિજળી સરખી લાવુ દમયતી, કર મોચ્યનું સાલ.
એમ કહી સભામાહે આવ્યા, દુર્બિ ગહિયા ગાજી,
રીમ કરી કહ્યુ બાહુકિયાને, કા દુર્બળ જોડ્યા વાજી
કાન લૂલા ચરણ રાટા, બગાઇયો ગણગણે,
અસ્થિ નીકળ્યા લચ્યા ગાદી, ભયાનક હણહણે
ચારે નોહે ચાલવાના, આગળ નીચા પાછળ ઉંચા,
ખુધા ને ખોડે ભર્યા, બે કરડમણા બે બૂચા
રૂતુપરણ જોઈ શીશ ધુણીને, બોલ્યો વળતી ખીજી
એ શુ જોડિ કુરૂપ જોડી છે, જો. ધણી છે બીજી
પવનવેગી પાણીપથા, શત જોજન હીંડે હેઠ,
એવા ઘોડા મૂકીને કા, જોડ્યા દૈવની વેઠ
બાહુક કહે બેટા ની માડી, શુ જાણે અશ્વનિ જાત,
જો પુષ્ટ હયને જોડશો તો, હુ નહિ આવુ તમ સાથ
એ અશ્વ રાખો રથને હાથે, ચડિ બેહો ભૂપાળ,
રાશ પરોણો પઠાડ્યો ને, બાહુ ને ચડિયો કળ
આટલિ વારલગી લાજ રાખી, બોલ્યો નહિ મા સુચ,
તુ આગળથિ ચડી કેમ બેહો, કુંપે તુ શુ ઉંચ
રૂતુપર્ણ હેઠો ઊતર્યો, વિવિધ વીનતી કરતો,
જાય ભૂપ પાસે ને બાહુક નાસે, રથ પુઠે તે ફરતો
રૂતુપર્ણે પ્રણિપત્ય કીધી, હયપતિ હઠને મૂકો,
ઉપગારીજન અપરાધ મારો, હુ બેહો તે ચૂકો
બાહુક કહે હુ રાશ ઝાલુ, પણ બેશિયે બને જોડે,
તને હરખ પરણવા તણો, ત્યમ દુઃખે ભર્યો છુ કોડે
સામસામા ચક્ર ધરીને, સાથે રથમા ચડિયા,
બાહુકે બળમા એડી મારી અશ્વ હળીને પડિયા
મુગટ ખશિયો રાયજનો, માન્ય શુકન ત્યા હુવા,
બાહુકે અશ્વ ઉઠાડિયા, હાકે ને કહે ધણિમૂવા.

અજ તેવા અશ્વ નિર્બળ, ખેડ ખીજી ખીજી,
રાય કહેરે લોક મામળગે, એ વિના ગળ દ્યો બીજ
સુદેવને રથમા બેસાર્યો, રાય ચડાવે ડાગા,
શેરિયે શેરિયે જાન જોના, ઉભા લોકના ટોળા
દુર્બળ ઘોડા દરિદ્ર બ્રાહ્મણ, જોગ સારથી જોડો,
વૈદર્ભિ વરવા રાય પધર્યા, ભનો ભજ્યો વરઘોડો
હાકે તો હીંડે પાછા પાછા ધુસરિ ાદી નાખે
તાણી હીંડે ઘરભણી ને, ઉભા રહે વણ રાખ્યે
પીઠ ઉપર પડે પરેણા, કરડવા પાછા ફરે,
પોળે પગે રહે ઉભા, નારવાર મળ મૂત્ર કરે.
રાય કહે હો હયપતિ નથી વત એક સરવી,
બાહુક કહ બરાબર ચિંતા, મારે કન્યા વરવી
ધણે દોહલે ગામ મૂન્યુ, વિચાર વર્યાના મૂક્યા,
પુણ્યશ્લોકે હેઠા ઉતરીને, કાન અશ્વના ફુક્યા
અશ્વમન ભણિયો ભૂપતિ ધરિ વાસનનુ ધ્યાન,
અશ્વ ચારે ઊડિયા તે જઈ રહ્યા અશમાન
અનનીયે અડક નહી, રથ અંતરીક્ષ જાય
ડોટ મુકી બેઠો બાહુક જોજો પડતા રાય
માહો માહી બેઠા વળગી, ભૂપતિ ને બ્રાહ્મણ
રાય વિમસે વરે એ કન્ય, વરવામા વશિકરણ
કાઇક કામણ જાણે કુબડો, એના ગૂણ રસાળા,
ત્રણ કોડીના ટટુઆ, એણે કિધા પાખાળા
હશી રાયજી બોનિયા, યાબડિ સારથિ કધ,
તમ પ્રતાપે દમયતીશુ, મારે થશે સબધ
નાજવિધા ામવ ી આ, પુન્ય કને પરિપૂર્ણ,
નહાની વાત ન હોય જે કરે હયમન્ત્રનું સ્મરણ
ઐરાવત ને ઉચ્ચિશ્રવા રે, હાર્યો ગરૂડનો વેગ
તમારે હાકે હરડો થાશે, વૈદર્ભ વેગાભેગ
વળી વખાણે ભાગ્ય પોતાનું, ભૂપતિ કાઢે ઘેલા,
જો દમયતી મુજને વરે તો, પૂજુ બાહુકને પેહલા

ભિમકસુતાનો હસ્તમેળાપક,   જો થાશે હયપતી;
બાહુક કહે વિલંબ શો છે,   જો પ્રબળ તારી રતી.
વાટ ઓસરે વાત કરતાં,   ઉડતા ચાલે અશ્વ;
રાય વિદ્યાને વખાણે,   ન જાણે મંત્રનું રહસ્ય.
તાણ્યા ન રહે તરેહ કરતા   દે દોટ ઉપર દોટો;
એક ઝાંખરે વળગિ રહ્યો,   રાયનો પામરીનો જોટો.
હાહા કરતામા હય હીંડ્યા,   ગયા એક જોજન,
તવ બાહુકે રથ રાખિયો,   કહે લેઈ આવો રાજન
ગાજા વળતી બોલિયો,   મનમા એમ વિચારી;
દમયંતીના નામ ઉપરથી   પામરી નાંખું ઉતારી
જા લેઈ આવે તો તને આપુ,   બાહુક બન્યો જોડ;
બાહુક કહે દમયંતી ઉપર,   તુજ સરખા વારૂં ક્રોડ.
રાય મોટો દાનેશ્વરી બોલ્યો,   બાહુક જાચક હુ થા,
પરણવા જાઉંછુ દમયંતી ને,   લેઉ પામરીના ચુથા.
એવુ કહીને રથ બેઠો,   મનમા રાય વિમાસે;
રંક હોય તો સઘ લે,   પણ મોટા ક્યમ લે પાસે
હયપતિ તમમા વિદ્યા મોટી,   ગુણે વાળિયો છેક;
તમ પ્રતાપે છે મુજમાટે,   વિદ્યા અનુપમ એક.
ગણિત શાસ્ત્રને હુ જાણુછુ,   કહો તો દેખાડુ કરી;
એટલે બેડાનો વૃક્ષ આવ્યો,   બન્યો પળ્યા ઉતરી
રાજાપ્રત્યે બોલ્યો બાહુક,   ગર્વ વચન ના આવડા,
આ બેડાની જમણી ડાળે,   કેટલા છે પાદડા.
રાયે વિચારીને કહ્યુ,   ત્રણ સહસ્ત્ર શત ને ત્રણ,
બાહુકે જઈને વૃક્ષ છેદ્યો,   ડાળ તે પાડી ધરણ
પછે બાહુકે ગણી જોયા,   ઉતર્યાં તતે તત,
ઉત્કૃષ્ટ એ વિદ્યા દેખીને,   નળનુ હરખ્યુ ચત.
ફરીને આવ્યો રથ પાસે,   કહ્યુ રાય તમને ધન્ય;
ભૂપ કહે જો મન માને તો,   વિદ્યા લિજે અન્યો અન્ય.
સાટોસાટે મંત્ર આપ્યા,   ને મન ગયાંછે મળી,
પરીક્ષા કરવા વિદ્યાની,   ડાળ બિજી છેદિ વળી.

કલ્પા એટલા મંત્ર ઉતર્યા, ગણિત સખ્યા મળી;
બીજી વિદ્યાના પ્રતાપથી, દેહમાંથિ નિકળ્યો કળી.
પાડાનુ ચર્મ પહેરિયુ ને, ઉંટતણા ઉપરણા;
ટૂંકા ચરણુ ને શામ વરણુ, છે કેશ તે પચવરણા
કરમા કાતી આખ્ય રાતી, મુખે રૂધિરના ઓવરાળા,
ભર્યો રીસે શગડી શીશે, ઉડે અગ્નિ જ્વાળા
નિસરી નાગો ભયે ત્રાઠો, ધાયો નળ નરેશ;
લપકાક મારી શગડી પાડી, ગ્રહ્યા કળીના કેશ.
વિજળી સરખુ ખડગ કાઢ્યુ ન જાય જીવતો પાપી,
મન ભ્રષ્ટ કીધુ કષ્ટ દીધુ, રહ્યો દેહમા વ્યાપી.
ગગદોળ્યો રેણુની માહે, કેમ પક્ષો હતો પુઠે,
આખ તરડે દતે કરડે, માર્યો ખડગની મુઠે
ઉઠે અડવડે અવની પડે, અકળાયો અલેખે;
બાહુકના હસ્ત કળીના અસ્ત, રતુપગણુ નવ દેખે.
રૂદન કરતો ને લોચન ભરતો કળિયુગ પાયે લાગે,
પુણ્યશ્લોકજી ઉગારિયે, ન મારિયે મુજને વાગે.
અરે અધર્મના મૂળાડિયા, જીવતો તને કેમ મૂકુ,
અમને તેં રોવરાવિયા, નથિ નેત્રનુ નીર સૂકયુ
અરે પાપી ધર્મ ઉછેદન વિશ્વ વેદનાકારી,
વિયોગદાતા છેદન શાતા, તેંજ તજાવી નારી
અવગુણ એના કરાવી સેના, પારકે મદીર,
વદે દીનવાણી મૃત્યુ જાણી, નેત્રે ભરતો નીર
મહારાજ વળતી માહરુંજો, ગુણ અવગુણ બે જોઇ,
નળ કહે અવગુણભાજન તું, સૃષ્ટી સર્વે વગોઈ
સ્વામી બે ગુણ મોટા મુજમા, અવગુણના છેદન,
નળ કહે ગુણ અવગુણ તુ, બેહુનું કર વરણન
સ્વામી પ્રથમ અવગુણ વરણુ માર જે આચરણ,
જ્યા હું ગયો ત્યા ધર્મ નહીં, ને ભ્રષ્ટ ચારે વર્ણ
દભી લોભી ને લનતા, બ્રાહ્મણને કરૂ ભ્રષ્ટ,
અલ્પ આયુષ્ય ને અલ્પ વિદ્યા, અલ્પ મેવની વૃષ્ટ-

અનાચાર ને અપરાધ બહુ,     અનંત આભડછેટ;
સિદ્ધ હોય મંન્યાસિ શીળિયો,     ભ્રષ્ટ કરૂં હું નેટ.
મરજાદા લાજને મુકાવું,     ઉમારગ મંડાવું;
જપ તપ તીરથ ને જાત્રા,     દાન દયા છંડાવું.
ધ્વંસ કરૂં હું ધ્યાનમાં,     તાપસને ડોલાવું.
અભક્ષાભક્ષ અસ્પર્શાસ્પર્શ,     અસત્ય વાક્ય બોલાવું.
સ્વજન વૈર ને પરશું મૈત્રી,     હોય નીચ સંગત્ય;
વૈષ્ણવતા ફેડી વિષય સ્થાપું,     એવી મારી મત્ય.
માત પિતાને પુત્ર ઉવેખે,     દેખે શામામાં સાર;
ક્રીડા કામે આઠે જામે,     સ્રીમાં તદાકાર.
વિખવાદ કરતાં જન્મ જાય,     ગાય ગોરીના ગુણગ્રામ;
લંપટ નિર્લજ થઈ અતી,     જપે નારીનું નામ.
હેલામાં બ્રહ્મચર્ય મુકાવુ,     જતિ પડે મોહમાંજ,
પાખંડિ લાંઠ સુખે જીવે,     એવું મારૂં રાજ.
હું વ્યાપું ત્યાં હરિ હર નહીં,     નહિ દેવ દેવસ્થળ;
જ્ઞાન ગોષ્ટિ કથા નહીં,     એવું મારૂં બળ.
સ્વામીદ્રોહી, ને મિત્રદ્રોહી,     ગુરૂદ્રોહી નર ઘણા,
વચનદ્રોહી ને બ્રહ્મદ્રોહી,     એ સઉ ગુણ આપણા.
પ્રજા ખોટી રાજા લોભી,     નિરકુંશ લપટ નાર,
વ્યભિચારણી દ્રોહ કારણી,     ભમતી હીંડે બહાર
ભરથાર પેહેલી કરે ભોજન,     સૂએ સ્વામી પેહેલી;
થાકે નહી તે વાદ કરતાં,     વઢકણી મન મેલી
ક્રોધમુખી ને ચોરટી,     લોભણી ને લડતી;
સાચી વાત મળે નહીં ને,     આઠે પહોર બડબડતી.
થોડાબોલી સાધમુખી તે,     સુતો સ્વામીને વેચે.
પુછયો ઉત્તર આપે નહી ને,     બોલે પેચે પેચે.
અભડાવે રસોઈ અન્ન ચાખે,     જણાય પરમ પવિત્ર;
કળિ કહેછે મારે પ્રતાપે,     એવાં સ્રીનાં ચરિત્ર.
પંડિત દુખિયા ને મૂરખ સુખિયા,     ભોગી રોગે ભરિયા;
અસાધુ સુખે અન્ન પામે,     સાધુ ધડિયે નહિ ઠરિયા

દાતાર ત્યાં ધન નહીં,    દાતાર નહીં ત્યાં ધન,
ખાનાર ત્યાં અન્ન નહીં,    ખાનાર નહીં ત્યાં અન્ન.
રૂપ હોય ત્યાં ગુણ નહીં,    ને ગુણ તહાં નહિ રૂપ,
શાશા અવગુણ વરણવું,    જે પ્રતાપ મારો અનૂપ
શિષ્યનિ સેવા ગુરૂ કરે,    સાધુ અસાધુનું ઉપચરણ,
સ્ત્રીની સેવા કરે સ્વામી,    શુદ્રને સેવે બ્રાહ્મણ.
છગ છગમે આધિક અધિકારી,    અઘટિત કરે અન્યાય,
અન્ન વિક્રય હય વિક્રય,    કરે વિક્રય ગાય
પરપત્ની સગ ને પરનિંદા,    અરીષ્યા અપલક્ષણ,
ઉપવિત અન સીમત અન્ન,    કીયા અન્ન ભક્ષણ
કન્યાવિક્રય ભૂમી વિક્રય,    કરે અમરાવ્યુ કામ,
સજ્જા લે ને ગોદાન લે,    ને બોળે બાપનું નામ
વાટ પડાવે વિશ્વાસઘાતી,    માહોમાહે વૈર સાધે,
પંચ દેવનું પૂજન તજીને,    અસુરને આરાધે
વૈરાગી વિષયી ને જોગી તે ભોગી,    ખોટા વણજ વેપારી,
વિષય સેવન કરે ને ગર્ભ ધરે,    નવ વરસની નારી
સુરભી દૂધ થોડું કરે ને,    કાળ પડે દુર્ભક્ષ;
શોક રોગ વિજોગ ઘેર ઘેર,    સદા ભરે જળ ચક્ષ.
કોનું રૂડું દેખી નવ શકું    મારે કો સાથે નહિ સ્નેહ,
કળિ કહે નરરાયજી,    છે અવગુણ મારા એહ.
વિશેષ કેશ આબળી ઝાલ્યા,    ચડી રાયને રીસ,
હવે ન મૂકું અધરમી,    હું છેદુ તારૂં શીશ
અધર્મી અવની વિષે,    આવડો તારો ઉન્માદ,
તારો વધ જાણી મને    સહુ દેશે આશિર્વાદ
ભયને ધરતો રુદન કરતો,    રાયને કહે કળી,
પછે મુજને મારજો,    બે ગુણ મારા સાંભળી
કૃત ત્રેતા દ્વાપરે,    શત વર્ષ તાપસ તાપે,
તોય તેને હરિ હર બ્રહ્મા,    દર્શન કોય ન આપે.
કળિ કહે મારા રાજ્યમાંહે,    ધ્યાન ધરે વિશ્વાસે,
તો તેને ઇષ્ટદેવતા તે,    આવિ મળે ખટ માસે.

એ ગુણ છે એક માહરો, હવે બિજો કહું વિસ્તરી;
શત વાર દાન કરે ત્રણ યુગે, એકવાર પામે ફરી.
ભાવે કભાવે મારા વારામાં, જે હોને નર નાર;
પુન્ય કરે જો એકવારે, તો પામે શતવાર.
નળ કહે જા નહિ હણું, ઉપની મુજને માયા;
અનંત અવગુણ તાહરા તે, એ ગુણે ઢંકાયા.
મારા રાજ્યમા તુ નહીં, જો હોય જીવ્યાનું કામ;
કળિ કહે હુ ક્યા વસુ, વસવાનો આપો ઠામ.
જ્યા જાઉં ત્યા નામ તમારૂ, તો ક્યા રહું હું દાસ,
નળ કહે બેહડાના દ્રુમમાહે, સદા તારો વાસ.
જ્યાં કથા હોયે માહરી, અથવા હરિ કીર્તન,
એવે સ્થાનક તુ નહીં, તેં લીધુ સત્ય વચન.
રાય બેઠો રથઉપર પણ, ઋતુપર્ણ સમજ્યો નહીં;
હરખ પૂરણથી હય હાંક્યા, પ્રેમ સરીતા વહી.

વળણ.

વહિને ચાલ્યો પ્રેમરસ, રથ ચાલ્યો ગડેડાટ,
ભટપ્રેમાનંદ એમ ભણે, વૈદર્ભિ જુએછે વાટ રે.

કડવુ ૫૪ મું રાગ ગોડી.

દમયતી કહે દાસીને, ગુણ સાધવી,
છે વિપ્રનો વાયદો આજ, મેળાવો માધવી.
દેહથી રતુપર્ણ આવશે, ગુણ સાધવી,
જો હશે નળ મહારાજ, મેળાવો માધવી
અવધ્ય પહોતી આવ્યાતણી, ગુણ સાધવી,
થયા ત્રણ વર્ષ વનવાસ, મેળાવો માધવી.
એવડા અવગુણ શા વરયા, ગુણ સાધવી,
પ્રભુ ફરિ ન લીધો તપાસ, મેળાવો માધવી.
નહિ સભાર્યાં બાળકા, ગુણ સાધવી;
છે કઠણ પુરૂષના મન, મેળાવો માધવી,
હુ સુઈ જીવી જોઈ નહીં, ગુણ સાધવી,
ક્યમ વેઠ્યું હશે વન, મેળાવો માધવી.

એ બોલે વાયસ આંગણે, શુણ માધવી;
મને ઉપજે હર્ષ તરગ, મેળાવો માધવી.
આજ ફરકે ડાબી આંખડી, શુણ માધવી;
મારૂં ફરકે ડાબું અગ, મેળાવો માધવી.
શું મનનો માન્યો આવશે, શુણ માધવી;
એ શુકનકેરાં ફળ, મેળાવો માધવી;
શ્રવણે વધામણી માંગશું, શુણ માધવી,
કો કહે પધાર્યા નળ, મેળાવો માધવી.,
વધ થાશે વેરી વિજોગનો, શુણ માધવી;
ગયો જડશે સંજોગ,, મેળાવો માધવી,
વીરસેન સુત આવશે, શુણ માધવી;
ત્યારે ટળશે નગજો રોગ, મેળાવો માધવી.
કો આવિ ખાશે વધામણી, શુણ માધવી,
નથી આપવા સરખી વસ્ત, મેળાવો માધવી;
આપીશ હાર હૃદયાતણો, શુણ માધવી;
વળિ પ્રણમિશ જોડી હસ્ત, મેળાવો માધવી
બારિયે બેશી નિહાળિયે, શુણ માધવી,
હવે ઉડતી દીસે રજ, મેળાવો માધવી.
એ રથ આવે ગાજતો, શુણ માધવી;
જોને સબળી ફરકે ધજ, મેળાવો માધવી;
એ પડઘી વાગે અશ્વની, શુણ માધવી,
એનિ હાકણીમાંહે વિચાર. મેળાવો માધવી.
એ પરોણો ઊંચો ઉછળે, શુણ માધવી;
હોય નળસુખનો ડચકાર, મેળાવો માધવી.
રથ આવ્યો ગામ ગોંદરે, શુણ માધવી,
હોય હોય અયોધ્યા-ભૂપ, મેળાવો માધવી;
દિસે સુદેવ બેને જુગટે, શુણ માધવી.
પણ હાંકનારો કુરૂપ, મેળાવો માધવી.

વલણ.

કદ્રુપ બેઠલ રથતણે, કેમ કહું નળ રાય:
અવસ્થા દેખી ભામની, રતુપર્ણે દુખિયો થાય રે.

## કડવું ૫૫ મું. રાગ કેદારો.

ઋતુપર્ણ કહે સુદેવને, એ કારણ શું ભૂદેવ રે;
આત્મ પડેછે મુજને, નથિ સ્વયંવરનો અવેર રે.
મુની મને મિથ્યા લાગિયો, કાંઈ દીસેછે કપટ રે;
રિપુ લોક હસાવિયા, ફેરો પડ્યો ફોગટ રે
વિવા કરમ નિમતું નથી, નથી રચ્યો માંડવ રે,
દુંદભી નથી વાજતી, નથી ગીત ને તાંડવ રે.
સુદેવ વળતો બોલિયો, કે પ્રાણ વિવાનું કર્મ રે,
દમેતરી તો લખી દમયંતિયે, ન ભાગશો ભિમકને ભર્મ રે.
ક્ષણ એક રહિને આવજો તમે, પુરોયત્ન મહારાજ રે,
સુદેવ આગળથી સંચર્યો, વધામણિ કેરે કાજ રે,
વૈદર્ભી જુએછે વાટડી, વિપ્ર આવ્યો પુરમાંય રે
હરખ ભરી તે સુન્દરી દમયંતી લાગી પાય રે.
રૂડી કહેજો વધામણી, શું પધાર્યા પ્રાણનાથ રે;
બાઇ રૂડી પેરે નથી ઓળખ્યા, શત જોજન કીધી સાથ રે
રૂપ તેનું બીહામણું છે, સૂજે બીજો નળ રે,
પરીક્ષા સારૂ તેડજો તે કાતે, જ્યાં વાડીનું સ્થળ રે
દમયંતી હરખી ઘણું એવે આવ્યો ઋતુપર્ણ રે,
નગરલોક હસે ઘણું, જોઈ સારથીનું વર્ણ રે.
ભીમક ભૂપ સામો ગયો ને, રથથી ઉતર્યો રાય રે,
ત્રણે રાજકુમાર આવી મળ્યા, ઉઠી સર્વ સભાય રે.

વળણ.

સભા સર્વે ઉભી થઇ, આસને બેઠા ભૂપ,
ભીમક આદે સર્વ મે, જુએ સારથિનું રૂપ રે

## કડવું ૫૬ મું રાગ કેદારો.

ભિમક ભક્તિ કરે ઘણી રે, ભલે આવ્યા અયોધ્યાધણી રે,
હમ દુર્બળે વાળ્યો છેહ રે, માગ્યી સમાગ વ્યતિરેક રે.
કાંઇ અષ્ટપદ સરખું દીસે રે, એવે બાહુક બોલ્યો રીસે રે,
ઋતુપર્ણ મુકો રથ તાણી રે, મેલો ઘોડાને ઘાસ ને પાણીરે.

નાખ્યો પરોણો ને રાશ રે, જઈ બેઠો ઋતુપર્ણ પાસ રે,
આવે વગગતો રાય આયો ખમે રે, સભા મુખ વસ્ત્ર દેઈ હસે રે
ત્યમ ત્યમ મચમચાવે આખડી રે, તેના ખોળામા ગાડી રે,
ઋતુપર્ણને બાહુક પુછે રે, વિદ્યાનો વિલંબ શુ છે રે
રાજા સાન કરી રાખે વારી રે ત્યમ બાહુક બોલે ખુખારી રે,
ઋતુપર્ણને ભીમક પૂછે રે, સખા જક કરેછે તે શુ છે રે
એ મિત્ર ક્યાથી ઉપરાજ્યો રે, જેથી કામ હિંડેછે લાજ્યો રે
ઘણુ થાક્યા રેણુએ ભરાણા રે, કહો ક્યાથિ પધાર્યા રાણા રે
ઋતુપર્ણ કહે અભિયા ગૂણી રે, નથિ એકે વિદ્યા ઊણી રે,
મધ વિદ્યાયે ન જાય વાધી રે, તે માટે મિત્રાઈ બાધી રે
રથ હાકણુ વિદ્યા હાથે રે, મેં મૃગયાએ તેઓ સાથે રે,
વન ભમતા થયો અતિમળ રે અહિં આવી ચડ્યા ભૂપાળ રે
ભીમક કહે કીધિ કરણા રે, મહેરજે સ્વામી રહો પરણા રે,
ભૂપે હલમન અતિશે કીધી રે આગના રસોઇની લીધી રે,
ભૂપ બાહુકનો છે ભેદી રે, અભિયા છે આત્મનિવેદી રે

વળણ.

આત્મનિવેદી સારથી, હરખ્યો ભિમક ભૂપાળ,
અન્ન વમન થાય દર્શને, તે આવડો શો સુગાળરે

કડવું ૫૭ મુ રાગ નટ.

બાહુક મોકલ્યો બાગમા, રસોઇનુ સ્થળ એકાત,
વૈદર્ભી કહે કીજે પરીક્ષા, ભાગે મનની ભ્રાત, બાહુક
ભિમકે સેવકને આજ્ઞા આપી જઈ અશ્વનો લ્યો તપાસ,
ઋતુપર્ણ ઉતાર્યો ભવનમાહે સેવા કરેછે દાસ બાહુક
દમયંતીએ પિતાને કહાવ્યુ આજ્ઞા તમારી લીજે,
બાહુકમાહે ગુણ છે નળના, કહો તો પરીક્ષા કીજે, બાહુક
એકાત વાડી દમયંતીની કીધુ રસોઈનુ સ્થળ,
ઠાલા કુભ આણીને મૂક્યા, નહિ જળ ને અનળ, બાહુક
બીજા પાત્ર મેલ્યા નાનાવિધના, ન મૂક્યુ મેક્ષિણ,*
માધવી કેશવી મૂકિ સેવામા, જે જાણે સકિ લક્ષણ બાહુક

* કમાર હલાવવાનો ચાટવો

બારિગે બેઠી દમયની,
તેહિ લાવો રૂપાળી જોઈગે,
દાસી એક તેડાને આવી,
અમરિ વાડીને ગોભાવો
ઊડી નગ આવ્યો તે જોતા
સખી સાહેલી અચરત પામી,
દમયતી જુએ હેરી હેરી
આ સ્વરૂપનિ ન મળે જોડી
શરીર દીસે દસું દાધું
ટૂંક કર ને નામા નિકળી,
ક્યા તે નગ ને ક્યા એ બાહુક
વાંકુ સુખ ને મસ્તક મોટું
આ સાથે શી ગોષ્ટી કરિગે,
દીઠા પગના સ્પર્શથકી તે,
એને વિદ્યા હયની ક્યાથી,
મતરાતો આવે નાક ફુલાવે,
દમયતી પાસે હસતી હસતી,
બાઈ આ પૂતળુ ક્યમ પધરાવ્યુ
કદાપિ નળ નીમડશે તો,
કહો બાઈ તમે કેમ કરશો,
શાપ હશે કોઈ તાપસનો તો,
અભિયા આસને બેસશે
જ્યા હશે ત્યાથી કાને આવશે
એમ વલખા શુ માગો છો
દમયતી કહે કૌતુક મૂકો
જાઓ સેવા કરો બાહુકિયાની
માધવિ કેશવિ બને આવી
રૂદે ભરાયુ ન રાજાનું
સૂકા વૃક્ષને સ્પર્શ કિધો નળે
દમી બન્યો હર્ષ પામી,

નતગ પટ આડો બાધિ
કેમ જમે છે રાધિ,
ચાલો કદ્રાક્ષો
ચાલો ચપક છો,
આનદ અનગ આણિ,
દમે આણિ શણગાર તાણિ
વિસ્મય થઈ મનમાહિ,
જોતા ત્રિભુવનમાહિ,
હાથે જાડો પગે પાતળો,
મોટો પેટનો નગો
ક્યા સૂર્ય ગયમણ
પાગ ઉગ્ર ગુડણ,
બાનક બાગી બવની,
કાગી થાગે આવની,
આશ્ચર્ય સરખુ દીસે,
ભ્રુકુટિ ચરી છે રીસે
બાભી આવી વણ,
વારૂ રૂપ ને વર્ણ,
રહેશે એવુ અગ,
એવા પુરૂષનો સગ
રહેશે એવો સંજોગે,
તમે ક્યમ રહેશો અર્ધાગે
બાઈજી તમારો સ્વામી,
ધીરજ ધરો ગજગામી
બેશિ કિજે પરિક્ષા,
સખિને દીધી શિક્ષા
પુણ્યશ્લોકની પાસ
ઓળખિ બને દાસ
થયુ નવ પલ્લવ
રાય વૈદર્ભિનો વલ્લભ

કહે કેંપર શુણો આચારી જન, ધરશો નહી મન ધોખો;
દમતણે સ્થળ રસોઈનું છે, અમો દિધો છે ચોકો; બાહુક.
નહાવાને વસ્ત્ર પેહેરિયું, પાગ પછેડી વરજે;
જ્યાંએ ગુચ્છાં કેશતણાં છે, શરીર ભરિયું ખરજે; બાહુક.
નીચું બાજે શરીર ખંજવાળે, દાસીએ દૃષ્ટમાં દિઠો;
શોટ પને દીઠે ખડખડનો, ઠાલો કુંભ જળનો લિધો; બાહુક.
વરુણમંત્ર ભણ્યો નળરાજા, તતક્ષણ કુંભ ભરાયો;
શીશ ધરી રેડ્યા વપુ ઉપર, ઉભો રહિને નહાયો; બાહુક.
દાસી અતી આનંદજ પામી, કૌતક દીઠું વળતું;
ચૂલામાહે કાષ્ઠજ મૂક્યાં, અગ્નિ વિના કર્યું બળતું; બાહુક.
ઉપરાનું અન્ન ફેરવડે હલાવ્યું, કડછીનું નહિ કામ;
સખી ગઈ દમયંતી પાસે, બોલી કરી પ્રણામ; બાહુક.
વાયુ જક્ષ ને જળ અનળ, એ ચારે પરીક્ષા મળી,
અન્ન લાવો એનું અભડાવીને, દમયંતી કહે વળી; બાહુક.
દમતી ભમતી દાસી આવી, નિરખતી નિજ ગાત્ર;
એકે બાહુક વાતે વળગાડ્યા, એક લેઈ નાઠી અન્નપાત્ર, બાહુક.
અરે પાપણિ કહિ બાહુક ઉઠ્યો, દાસિયે મુકી દોટ;
આધવિ કહે ફરિ કરો રસોઈ, હું દેઈ આપુ અઓટ; બાહુક.
નળે પાક ફરી નિપજાવ્યો, ભાવે કરવા ભોજન;
દમયંતીએ ચાખી જોયું, અભડાવ્યું તે અન્ન, બાહુક.
સ્વાદ ઓળખ્યો નળરાય નિશ્ચે, પાક છે પરમ રસાળ;
ફરિ પરીક્ષા જોવા સખિ સાથે, મોકલ્યાં બન્ને બાળ; બાહુક.

વલણ.

સાથે ગયો બાળ લેઈ, નળ કને આવી ડિકરી;
બાળક દીઠાં બાહુકે, જળે આંખડલી ભરી રે.

### કડવું ૫૮ મું. રાગ રામગ્રી.

બાહુકે દીઠાં બાળકાં, ઉલટ્યું અંતઃકરણ;
દામણાં મારાં બાળકાં, દેખિને આવે મરણ; બાહુકે.
કલ્પાંત કીધું કળજુગે, બાળ વરત્યાં મોસાળ;
કોણ કુસ મેં આચર્યાં, તજ્યાં અંતરિયાળ; બાહુકે.

સંજોગ સાગર ઉલટયો, નૈણ વર્ષા મબાન;
આલિંગન દેવા સુતને, નળે કીધી સાન; બાહુકે.
મળવાને તેણા મીઠડાં, કર લાંબા કિધા ઇશ;
છળ્યાં બિદીનાં છોકરાં, પાડે ચીસેચીસ; બાહુકે.
દાસિયે રૂદ્યાશું ચાંપિયાં, બાહુકને કરિ તિરસ્કાર;
ગ્હેલા દે તારૂ રમાડવું, રૂએ રાજકુમાર; બાહુકે.
બાહુક કહે એ બાળને, સાંઈ દેવાનો સ્નેહ;
મારે બાઈ થાય બેટતાં, કાળિ કુવરનિ દેહ; બાહુકે.
કે છત્રપતિનાં છોકરાં, મળવા કયમ થયું મન;
શે દુખે થાયે ગળગળો, રોઈ ફુટરો લોચન; બાહુકે
બાહુક વળતો બોલિયો, મારે બાળનિ જોડ;
આ દેખિને તે સાંભર્યાં, થયો રમાડવા કોડ; બાહુકે.
દાસિયે કહ્યું દમયંતિને, બાળ્ય બાહુકનિ વાત;
આશ્ચર્યે દીઠુ અતિઘણું, કાળો કરે આંસુપાત; બાહુકે
દમયંતિ પૂછે ભિમકને, બાહુકમાં નળનિ ભ્રાંત;
આજ્ઞા હોય તો એહને, તેડિ પૂછુ એકાંત; બાહુકે.
ભીમક કહે સુતા સતી, તને શી કહું શીક્ષા;
બોલાવો સુખે બાહૂકને, કરો નળની પરીક્ષા; બાહુકે.
વૈદર્ભિ આવ્યાં અંત પુરે, જ્યાં પોતાનિ મેડી;
દીધી આજ્ઞા દાસિને, લાવો બાહુકને તેડી; બાહુકે.
શીઘ્ર આવી સાહેલડી, અતરમાહિ ઉલાસ;
ઉઠો બાહુકજી ઉતાવળા, દમયંતિનિ પાસ, બાહુકે.
રાયજી વળતો બોલિયો, હું છુ દીન કંગાલ;
વરવા આવે વૈદરભીને, વાત કર્યાનું શું વહાલ; બાહુકે.
સોમવદની સુંદરી, સારંગનયનિ સુજાણ;
વાત કરતાં બ્રહ્મચ ભાગે, વાગે મોહના બાણ; બાહુકે.
પરનરમાંહે અમો નવ પેસુ, સ્રીનાં ચંચળ મન;
સાધુ પુરૂષને સઘ પાડે, આપિને દે આલિંગન; બાહુકે.
દાસીને તત્ર હાસ્ય આવ્યું, દૈવના કૌતુક જોય;
વિશ્વ મોહિનિ દમયતી તે, અભિયાને કયમ નહિ મોય; બાહુકે.

| | | |
|---|---|---|
| બોર ન ખાય એ કરતણા, | વિપરિત વપુનૂ વાન, | |
| એના ઉપર વળિ કર્મે લક્ષ્યા, | નળી રૂપનું અભિમાન, | બાહુક |
| બળાત્કારે તેડ્યો બાહુક, | દાસી થઈ બાહધર, | |
| નીચિ નાડે નળ ચાલિયો, | જ્યા ઘરણીનુ ઘર, | બાહુક |
| જાતા કહેછે કિંકરીને, | બ્રહ્મચર્યને છે ઘાત, | |
| વૈદર્ભી વિચારે ભરી, | મને વશ કરવાની વાત | બાહુક |
| માધવી કહે બોલ્ય વિચારી, | એણ ભાગે છે ધર્મ, | |
| વૈદર્ભી તને ક્યમ નહિ વરે, | કરે અશી કર્મ, | બાહુક |
| નથિ આશરો ગયાતણો, | કહિ ભીડાવ્યા કપાટ, | |
| દાસિયે દેખાડી આખડી, | ત્યારે ચાલ્યો પાધરિ વાટ, | બાહુક |
| બાહુકને બારણે બેસાર્યો, | ઢાળિ રૂપાનો બાજઠ, | |
| દમયતિ ઉમરા ઉપર બેઠી, | આડું ઘરિ અતરપટ, | બાહુક |
| બાહુક ખુખારે આળસ મોડે, | માડ્યા વિપયિના ચિહ્ન | |
| ચિત મળ્યુ ત્યા ચમક કશો રે, | જો નથિ ભિન્ના ભિન્ન | બાહુક |

ઉથલો

જો નથિ ભિન્નાભિન્ન તો, મધ્યે અંતરપટ કશ,
નહિ બોલો જો મન મૂકી, તો અમો ઉઠીને જશુ

**કડવુ પર મુ રાગ કાફી કટિબધની ચાલ્ય**

| | |
|---|---|
| વિનય સઘાતે બોલે, | વૈદર્ભી સુંદરી, |
| શામાટે ઉઠિ જાશો, | તેડાવ્યા ખપે કરી |
| અમોને રહેવુ ઘટે | બાધીને અતર પટે, |
| મોઢુ હુ કેમ પ્રગટે, | પરપુરૂષની નીકટે |
| બેસોજી બાજઠે, | બોલોજી ઊલટે, |
| નહિ પુછુ કપટે | બોલવુ નિમળ ઘટે |
| પુરૂષ ભરાયો હઠે, | ચાલ્યો પોતાની ચટે, |
| હીંડે નારીને નટે | ચાલે નહિ રાજવટે |
| જે જન મન કાળા | મુખે વિખની જ્વાળા, |
| ક્યમ વિજોગના બાલા, | સહી શકે તે બાળા |
| બાહુકજી છો આચારી, | સાભળો વીનતિ મારી, |
| કા મૂકિયે વિસારી, | દોહલે પામી નારી |

નવનસા નેહ ઊંડે, વહાલાના વાયક વદે;
ભરી હોય જો તે મદે, પુરુષના કારણ રૂદે.
વળગી હીંડે કાંડે, નવી નવી પ્રિત માંડે,
જરણુંગે દુઃખને ટાંડે, સ્નેહીને નિશ્ચે છાંડે.
જાણિયે મળિયે વેહેલા, દેખીને થઇયે ઘેલા.
નારી નવ પીઠે પહેલા, પુરુષના મનના મેલા
એ વહાલપણા ક્યાં ગયા, મુખે કહેતા અમીયા.
વજ્રરૂપ કાણુ લઈયા, તરછોડીયા નહાના છોય
અહાયે પુરુષ ઘડિયા, નારીને જીવે જડિયા;
દુખના દહાડા પડિયા, વેરી થઈ નીમડિયા
પ્રીતડી જેને વ્યાપે, તેને મારે અહાપે,
ફળ બે રૂડા આપે, વૃક્ષને ચડથી કાપે.
જ્યારે વેલ્ય સૂકે, પરભવી વેહેતી મૂકે,
તજે તે ચતુર ન ચૂકે ફરી ન આવે ઢૂકે
જે સ્થાનતણું જળ પીજે, શંકા ત્યાં કેમ કીજે,
જેપર દયા કીજે તેનો જીવ ન લીજે
જે અબળાનો કર ગ્રહિયે તેને મૂકી નવ જઇયે,
અમો તો અબળા છઈએ, વેદના મને કહિયે
ન પામી માનવ જને, દેવતા ન આવ્યા મને,
ગાખની ઘટે કને, તેને ન મુકીયે વને
મેલિયે એકજ પાટે કામની કનક ઘાટે,
ચોડા અપરાધ માટે, નમુકિયે ઉજડ વાટે
શા અબળાના હોય બળ, કદળીપે એ કોમળ,
પ્રગટ્યા કર્મના ફળ નયણે ભરિયે જળ
વનમા વાવજ ગાજે પાવલિયે કાગ બાજે,
બીજા લોક ઘણુ ગાજે તેય થક સ્વાગી નવ લજે
વનમાહે રામા રોએ, ત્યા મેણુ આસુડા લોએ,
પ્રભુ તપાસિ ના જોએ પોતાનુ કુળ વગોએ
ત્યા આધીશ્વર અનેખે, દારૂણ વન ઉવેખે,
ન આવે નાથને લેખે, વેરીડા દેવો દેખે.

ન જાણી નારી મોરી, છે જનપતીની છોરી;
ચતુરાની શી છે ચોરી, અજગરે ગળી ગોરી.
આંખે આંસુડાં રેડે, તારુણી પિયુને તેડે;
જળીલીને છેડે, પારધી લાગ્યો કેડે.
મત્સ્યા લંપટ લોભ કામી, કેમ છુટે એ ગજગામી;
કુળને લાગે ખામી, નવ જાણે શંક સ્વામી.
કુળને લજાવ્યું નેઠ, જે નીચપણે નફ્ફેટ;
કરિ માછીની વેઠ, પ્રેમદાએ ભરિયું પેટ.
કર્મની લાંબી દોરી, ચડિ શિર હારની ચોરી;
નવ જાણે નાથ અઘોરી, ભાગ્યો શિર ઈંધણ-ધોરી.
પૃથવી જાએ પાતાળે, સતિને જૂઠે આળે;
વિચાર ભણી નવ ભાળે, ન જાણે કૂડી ગાળે.
નરનો વિશ્વાસજ કરે, તે શામાં ઘેલી ઠરે;
એના ઉપર પ્રીત ધરે, મારી પેરે રોઈ મરે.
જે ખપ કરીને વરી, દુખણી અંતે કરી;
કહો બાહુક એ વાત ખરી, તેને કાંઈ પૂછશે હરી
છે કર્મની વસમી ગતી, બૂઝી નવ જાયે રતી;
શત્રુ થયો પ્રજાપતી, બ્રહ્માને દયા નથી.
ભલાનો વેરી બ્રહ્મા, કઠણ તે કૃતવર્મા,
લખે લેખ કર્માંધર્મા, ક્લેશને ઘાલે ઘરમાં.

વલણ.

ક્લેશ ઘાલે ઘરવિષે, પ્રજાપતી કઠણ ઘણું;
બાહુકજીને પ્રશ્ન પૂછે, જોયું ડહાપણ તમતણું રે.

કડવું ૬૦ મું. છંદ ભુજંગીની ચાલ.

હું દેહ-વીજોગની વિરહ જ્વાળા, મારે મર્મના વેણ પુછે રે બાળા;
તમારી સબળ બુદ્ધિ બાહુક દીસે, કાંઇ જાણવા ભેદ મુજ મન હીસે.
દિસે શારદા વાસ તમ જીભ અગ્રે, પધાર્યા ભલે આપ ભીમકનગરે;
વિવેકી દિસો છો વડા ભાગ્યવાન, જાણો ભૂત ભવિષ્ય ને વર્તમાન.
એક શોભતા પુરુષ ને મૂર્ખ મોટા, જેવા છીપમાહે મોતીદાણા ખોટા;
એક રૂપહીણા બહુ ગુણ ભરિયા, જેવા હીરા સાચા સુવર્ણે જ જડિયા.

બાહુક બાપના સમ જે જુઠ ભાખુ, તમો ઊપરે વિશ્વ ઉતારિ નાખુ.
બાઈ ઈંદ્રવરણાતણા ફળ સાથ, કરે ભક્ષ જે તેહનો છત્ર જાય
ધરે છત્ર સર્વાંગ્યો આણુ વરતે, કરે નવનવા ભોજનો નિત્ય પ્રતે,
એવા પુરૂષને મેહિ બાઈ નાર પહેલી, તપ તેજ સરખી છવે ગર્વિલી
નેિ અમરો મુનિની આશ તોડી, મૃત્યુલોકિ માણુસથી પ્રીત જોડી
તજ્યા માત તાત પિયર ને પાડોશી, નથી જાણિયા નાથ છે નીરદોશી ,
ગોખ્યા તન મને પ્રાણુ નિર્દોષ જાણી, બાહુકજી શુણો કર્મની કહું કહાણી,
વેધે મૃગને નાદ ધરા વજાડી, તેમજ પ્રેમદા પ્રેમને પાશ પાડી
બહુ રગ વીનાગ સૂખ દેખાડી, ગયા હાડ અતે વિપત્તીજ પાડી,
નહી કદ મૂળે નહી પત્ર પાણી, એવે ઠામ મૂકી ગયા નાથ રાણી
નહી કો કરે એહવુ કમ કીધુ, અપરાધ પાખે બહુ દુ ખ દીધુ,
ઉજડમા મુકી વસ્ત્રનો ખડ કાપ્યો, રેણી માંય નાયેજ વીજોગ દીધો
દિવસ ત્રણુ ત્રણુ રાત્ય વનમધ્ય ભટકી, નિર્દય નાથને મનમા નવ અટકી,
ગ્રહી અજગરે સુદરી દુ ખી કીધી, મળ્યો પારધી ઈશ્વરે રાખિ લીધી
મળ્યા વાટમા વાટજાતા વેપારી, કહી ડાકણી સાકણી માર મારી,
ચડી ચોરી તે મોતીની માળ કેરી, ગઇ શરણુ જેને થયા તેજ વેરી
પરાધીન થઈ નીચનું કામકરિયુ, ધરી દાસિનું નામ ત્યાં પેટ ભરીયુ,
વરસ ત્રણુ કાઢ્યા વરતર શ્વેતપહેરી, નહીં કંકુ કાજળ નાકુ નેહેરી,
પરાધીન પડે હવિષ્યાન્ન પામી, નહી તોય તેણે તજ્યો નીજ સ્વામી,
બાહુકજી કહો એહ અધરમ કેવો, ધટે નાથને એવડો છેહ દેવો
સરવ પાપમા પાપ વિશ્વાસઘાત, તેને પૂછશે કાઇ વૈકુંઠનાથ,
એ બાહુકજી પ્રશ્ન ઉત્તર દીજે, એવા હોય કપટી તેને શુય કીજે
શુણી મર્મની વાણી નરનાથ રીઝ્યો, વળી મીતએવા વિશેષેજ ખીજ્યો,
શુણો પ્રશ્ન ઉત્તર ભીમક બાળા, સહી પુરૂષને ઉપજે વિરહ જ્વાળા
વરી સુદરી પ્રેમદા સાધુ જાણી, મોહ્યો નાથ તેને કિધી પટરાણી,
બિજી નારીના સામુ સ્વપ્ને ન જોયુ, ગુણહીણુ સ્ત્રી સાથ આયુષ્ય ખોયુ
સગા મિત્રની પ્રીત તે સાથ ફેડી, ગયો વનમા સુંદરી સાથ તેડી,
વને ભમતા સાત ઉપવાસ કીધા, મચ્છ રાખવા નારીને ત્રણુ દીધા
કીધો શ્રમ બીજા કાઇ નવ લાધ્યા, પેલા પાપણી નારિયે મચ્છ ખાધા,
કહો ભિમકબાળા બની વાત એવી, કરો પ્રશ્ન ઉત્તર તે નાર કેવી

જોતાં તેહનો કાંઇ અપરાધ નહાનો, તેને મૂકતાં નાથનો વાંક શાનો,
અહીં સુંદરી અન્જારે દીવે બ્યાળે, હશે કથને તો કરશે મર્મ કાળે
થયું શાકિણી નામ અપવાદ એવો, હતો તો હશે કથને ભૂત જેવો,
હવે કીધી આએ જ પરઘેર વેહ, હશે ભર્યું કયેય પર વેર પેટ
કહો કોણ કોના કહી કર્મ રોશે, બુદ્ધિવત પ્રાણી કરમ આસુ જોશે:
ધોળા સાળુ પહેરી સ્ત્રિયે પડ પીચો, કાળો કાળબો ઓઢિને કંથ હીંડો.
એ મેં પ્રશ્ન ઉત્તર આપ્યો વિચારી, વળી પૂછવું હોય તે પૂછ નારી,
કહી મર્મની વાત નિજ નાથ જાણ્યો, ભાગ્યો ભેદ મનનો પછે પ્રેમ આણ્યો.
એવી ગુહ્ય વાણી બિન્તુ કોણ ભાખે, એવું કોણ બોલે નળનાથ પાખે,
થયુ ભેટવા મન મર્યાદ નાઠી, ગયુ વસ્ત્ર અંતરપટ કેરૂ ફાટી.
ગજગામની ભામની મદમાતી, ગઇ નાથ પાસે ગુણગ્રામ ગાતી,
પ્રદક્ષણા કરીને પછે પાય લાગી, બોલો નૈષધનાથ કહુ માન માગી
અપરાધ કોટી અબળાના હોય પરીક્ષહ તે કરૂણા મીટ જોય;
વનમધ્ય મૂકી અપરાધ પાખી, અરે મછઆહારના વિષ્ણુ સાખી.
તમારા ચરણમા સદા ચિત્ત ગાડું, તમો પાખે હુ પેટમા ધૂળ નાખુ;
અમો અબળા નારિમાં બુદ્ધિ થોડી, કરે વીનતી પ્રેમદા પાણ જોડી
નથી રૂપનુ કામ રે ભૂપ માગ, થઇ કિંકરી અનુસરૂ ચરણ તારા;
સુણી વીનતી નારની દીનવાણી, ઉઠ્યો બાહુક અતરે પ્રીત આણી
કરકોટક નાગનો મત્ર ભાખી, જિરણ કામળો દૂર કીધો તે નાખી,
ત્રણે નાગનાં વસ્ત્ર પરિધાન કીધા, હશી સુન્દરી સર્વે કારજ સીધ્યા
તે વેળા સુજારૂપ મહારાજે ધરીયુ, અસુર ધામનું સર્વે તીમીર હરિયુ;
તમાલ ઉપર જેમ વીંગાય વેલી, તેમ કથ કંઠે વળગી હર્ષઘેલી.

વલણ.

હરખે ઘેલી સુંદરી, ભેટી ભીડી બાથ,
જેજેકાર થઇ રહ્યો, નિરખી નૈષધનાથ રે.

કડવું ૬૨ મુ. રાગ મારૂ.

વરત્યો જેજેકાર હો, નૈષધનાથને નિરખીજી,
નળ દમયંતિની જોડ હો, દેખી દાસી હરખી જી.
સ્વાસે ભરી આહેલી હો, આવી જ્યાં ભીમક તાત જી,
રાય વધામણીદીજે હો, અદભુત સરખી વાત જી

ઋતુપર્ણનો સેવક હો, ભીમકિયો નરનાથ જી,
વધામણી સાંભળી હો, હરખ્યો સઘળો સાથ જી
બાહુક રૂપ પરહરિયું હો, પ્રગટ્યું મૂળ સ્વરૂપ જી,
એવું સાંભળતાં આપે હો, હરખ્યો ભીમક ભૂપ જી
વાજે પંચ શબ્દ નિશાન હો, ગુણિજન ગાય વધાઈ જી,
પુણ્યશ્લોકને મળવા હો, વરણ અઢારે ધાઈ જી
ત્યાં નાનાવિધની ભેટ હો, પ્રજા ભૂપને લાવે જી,
કરે પૂજા વિવિધ પ્રકારે હો, મુક્તાફળે વધાવે જી
તળિયાં તોરણ બાંધ્યાં હો, માનની મંગળ ગાય જી,
દે મુનિવર આશીષ હો, અભિષેક બહુ થાય જી,
વાજે ઢોલ દદામા હો, ભેર મૃદંગ નફેરી જી,
સહુને આનંદ વરત્યો હો, શણગાર્યાં ચોટા શેરી જી
મન ઉછાહ બહુ વ્યાપ્યો રે, ભીમક દે બહુ દાન જી,
આવ્યો અંતઃપુરમાંહે હો, સંઘાતે સુત પ્રધાન જી
માતી સૂર્ય સહસ્ર હો, વિલસે શક્ર સમાન જી,
રૂપ રંગી લાવણ્ય હો, જમાઈ જાજ્વલ્યમાન જી
પડ્યો ભીમક પૂજાને પાયે હો, હસી આલિંગન દીધું જી,
આપ્યાં આદર માન હો, પ્રીતે પૂજન કીધું જી
અર્ઘ્ય આરતી ધૂપ હો, ભૂપને પૂજે ભૂપ જી
નખશિખ ફરિફરિ નિરખે હો, હરખે જોઈ જોઈ રૂપ જી
શ્વસુર શ્વસુરપત્ની હો, રંગ શાળા હેલી જી,
દમયંતિને બહુ પૂજે હો, નાચે ગાઈ માહેલી જી
લક્ષ્મીનારાયણ હો, એવું જોડું બન્યું છે જી,
માન દેઈ સહુ બેઠાં હો, કુશળ ક્ષેમ તે પૂછે જી

વલણ.

નરનાથને પૂછિયું કુશળ ક્ષેમની વાત,
સમાચાર કહિ પરસ્પર હરખ્યો સઘળો સાથ રે

કડવું ૬૮ મું. રાગ મલાર

નળરાય પ્રગટ્યો સાંભળી મમાર સુખિયો થાય રે,
પરમ લજ્જા પામિયો દુખિ થયો ઋતુપર્ણ રાય, હવે હું શું કરું રે

સેવક કહિ બોલાવિયો, નહિ જાણ્યો નૈષધનાથ રે,
પસ્તાવો મનમા કરિ પૂરો, ધમવા લાગ્યો હાથ, હવે હું શુ કરૂં રે.
જબ મન કીધુ દેહ મૂકવા, તવ હવો હાહાકાર રે,
જાણ થયુ અતપુરમાં, નળ ભીમક આવ્યા બહાર, હવે હું શુ કરૂં રે
હાહા કરીને હાથ ઝાલ્યો, મળ્યા નળ રૂતુપર્ણ રે,
ઓશિયાળો અયોધ્યાપતિ થઈ, પડયો નળને ચરણ, હવે હું શુ કરૂં રે
પુણ્યશ્લોક પાવન સત્યસિંધુ જાય પાતક લેતા નામ રે,
એવા પુરૂષને મેં કરાવ્યુ અશ્વનું નીચુ કામ, હવે હું શુ કરૂં રે
જેહનુ દર્શન દેવતા ઇછે, સેવે સઉ નરનાથ રે;
તે થઈ બેઠો મમ સારથિ, ગ્રહિ રાશ પરોણો હાથ,હવે હું શુ કરૂં રે
શત સહસ્ર જેણે જગ્ન કીધા, મેર તુલ્ય ખરચ્યુ ધન રે,
તે પેટ ભરી નવ પામિયો, મુજ પાપિતણે ઘેર અન્ન, હવે હું શુ કરૂં રે
એના વસ્ત્રથી વિદ્યુત લાજે, ને સ્ફાટિક મૂકે માન રે,
તે મહારાજ મારે ઘેર વસિયા, કરિ કાબળો પરિધાન, હવે હું શુ કરૂં રે
મેં તુકારે તિરસ્કાર કીધો હશે પુરના લોક રે,
ત્રણુ સવત્સર દોહલે વેઠ્યા મેં નવ જાણ્યા પુણ્યશ્લોક,હવે હું શુ કરૂં રે.
અભાગીને ઘેર ગગા આવ્યા, ઊઠિ નવ નહાયો મૂરખ રે;
ભાડ્યો તે ગતિ મારે થઈ, નવ જાણ્યા મહાપૂરૂષ, હવે હું શુ કરૂં રે.
જેમ ચકલીને માળે આવે, ગરૂડ ગુણભડાર રે,
તેમ મહારે ઘેર આવિયા, વિરસેનતણો કુમાર, હવે હું શુ કરૂં રે.
જામ અધમતિતણા આભૂષણ, વૃથા જાએ સસાર રે,
જામની ગ્રીવ કાયરને કર, મરકટ કઠ મોતીહાર, હવે હું શુ કરૂં રે
જેમ કળશ અમૃતનો ભર્યો કોઈ મૂર્ખને પ્રાપ્ત થાય રે,
મૂરખ ભોગી વારૂણીનો, નવ અમૃત પાસે જાય, હવે હું શુ કરૂં રે
નિસ્વાસ મૂકે ને કંઠ સૂકે, થઇ ભૂપને વેદનાય રે,
વિચારિ અપરાધ આપણો, રૂતુપર્ણ પામ્યો ખેદનાય, હવે હું શુ કરૂં રે
પુણ્યશ્લોકને પાય લાગી, કરિ વિનવે રાજન રે
એ ક્રૂર કરમનું હોય પ્રાયશ્ચિત્ત, ભૂપ ભરે લોચન, હવે હું શુ કરૂં રે
પાવકમાહે પરજળુ કે, હાળાહળ ભક્ષણ કરૂં રે,
એ જીવન મારૂં ધિક્કાર છે, આ દેહ હવે પરહરૂં, હવે હું શુ કરૂં રે

વલણ.

દેહ હવે હું પરહરૂં, ભોજાઈ જીવી શું કરૂં;
ઋતુપર્ણનું મહા દુઃખ દેખી, સમાધાન કેઇપેરે કર્યું રે.

કડવું ૬૩ મું. રાગ મારૂ.

ઋતુપર્ણનિ પીડા જાણી, રાયનળ બોલ્યા વાણી;
ન ગઈએ કાયર આંસુ આણી, એમ કહિ લોહ્યાં લોચન પાણી.
આપત્કાળનું કર્મ શું કહિયે, જેવું દુખ પડે તે સહિયે;
કોને આશ્રયે નિશ્ચે જઈયે, પયગત્ર સેવક થઈ રહિયે.
ગુપ્ત રહેવાનું કારજ સિધ્યું, મારૂં દુઃખ નિવારણ કીધું;
જે મેં જનનીનું પય પીધું, તેણિપે આવડું સુખ નવ દીધું.
દશ માસ તે પેટમાં રાખે, અધિક થાય તો ઓછું ભાખે,
કોણ ત્રણ વરસ લગિ રાખે, તમારિ ભલાઈ થઇ જગ સાખે.
જ્યારે પ્રાણિને સંપત્તિ હોય, ત્યારે પ્રીત કરે સર્વકોય;
પડે આપદ તો શત્રુ હોય, જગમાતા તે સામું ન જોય.
જે સોને લિંપ્યા ગાથા માંડે, પરીક્ષા થાય દુખને દહાડે;
ક્ષત્રિ જણાય ઉઘાડે ખાંડે, ભૂંડા મિત્રને ભીડે છાંડે.
કર્મકથા મેં મારી જાણી, ત્યારે વર્ણું મેં પુત્ર પ્રમાણી;
વનમાં નીસર્યા હું ને રાણી, તે પ્રજાએ ન પાયું પાણી.
થયો પુષ્કર બંધવ વેરી, એકેકું વસ્ત્ર નીસર્યા પહેરી;
કીધાં કૌતક ગોરીગેરી, દીઠી દુઃખસાગરની લહેરી.
મને ભાઇએ કાઢી નાંખ્યો, ત્યારે સંસારસાગરનો ચાખ્યો;
તમારૂં દુઃખ દેખી કળપે લોક, ગુજ ચેળા આંસૂ ભરે કોક,
એવું કહિ ભેટ્યા પુણ્યશ્લોક, ટાળ્યો ઋતુપરણનો શોક.
પછે ઋતુપર્ણ કહે શીશ નામી, દુઃખ દહાડા નાંખ્યા કેમ વામી;
તમો સકળ પૃથ્વીના સ્વામી, સ્વાર્થે અંધ થયો હું કામી.
ભિમક તનયા જનેતા જેવી, પતિવ્રતા સાધ્વી તેવી;
તે પર દૃષ્ટિ કિધી મેં એવી, એથી અન્યાયની વાત કેવી.

વળણ.

કેવી વાત અધરમતણી, હવે શું કરૂં આ દેહ ધરી,
વૈદરભિ મુજ માત જેવી, વરવાની મેં ઈચ્છા કરી રે.

## કડવું ૬૪ મું. રાગ ધનાશ્રી.

સજ્જ કૂપમાં ભૂપતિ પડ્યો, ઊચું ન શકે ભાળી જી;
ચતુર શિરોમણિ નૈષધનાથે, વેળા વાત સંભાળી જી;
ભીમકરાયના પુત્રનિ પુત્રિ, સુલોચના એવું નામ જી;
દમનક કુંવરતણી તે કુંવરી, શુભલક્ષણ ગુણધામ જી;
અંગ અનંગના સરખું સુંદર, દમયંતી શું બીજી જી;
ઋતુપરણને તે પરણાવી, દમયંતિનિ ભત્રિજી જી.
પેરામણિ બહુ વિધની આપી, સંતોષ્યો ઋતુપર્ણ જી;
અયોધ્યાપતિ ચાલ્યો અયોધ્યા, નમી નળને ચરણ જી.
પરસ્પરે દીધાં આલિંગન, નળે આપી અશ્વવિદ્યાય જી;
પંચ રાત્રિ રહ્યો તે પુરમાં, પોતે નૈષધરાય જી.
શ્રેજા સરવ સંઘાતે લેઇનિ, પછી થયા વીદાય જી;
નાનાવિધનાં વાજિત્ર વાજે, શોભા કહિ નવ જાય જી.
ચતુરંગસેના ભિમકે આપી, સંતોષ્યા નરેશ જી;
થોડે દહાડે નળજોધ સંઘાતે, આવ્યા નૈષધ દેશ જી;
સમાચાર પુષ્કરને પહોચ્યા, તે વેળા ઉઠ્યો રાય જી.
પ્રજ્જ સંઘાતે લેઇને સામો, પોતે ચાલ્યો પાય જી;
હયદળ ગજદળ રથદળ પાદળ, કળ ન પડે કાંઈ કાન જી.
સકળ પ્રબળ દળ ને પુરવાસી, મળવા નળરાજાન જી;
વાહન પડધા ધ્વજા અંબાડી, મેઘાડંબર છત્ર જી.
કનક કળશ ઘંટા બહુ ધમકે, શોભે સુરીયાં પત્ર જી;
ભેરીભેર મૃદંગ દુંદભી, તાળ ઢોલ બહુ વાજે જી;
વેણા શરણાઈ શંખધ્વનિ, ઝાંઝ ઝાંઝરી બહુ ગાજે જી.
જાણે ઉદધિ પરવણિયે ઉલટ્યો, પુન્યમચંદ્રને માટે જી;
અવાણુ પડ્યું સંભળાય નહી એવી, પડી ભીડ પુરવાટે જી.
ભીમકનંદન કહે નળપ્રત્યે, અમને આજ્ઞા દીજે જી;
પુષ્કર આવ્યો સેન સજીને, કહો તો યુદ્ધજ કીજે જી.
નળ કહેછે શાળક પ્રત્યે, વ્યર્થ વિરોધ વિચાર જી;
પુષ્કરનું મન થયું છે નિર્મળ, ગયો કળિનો વિકાર જી.

સાધુ પુરુષને દુખથી આવે પુરો કરમનો દોષ જી
પુષ્કરે કીધુ કલિનુ પ્રેર્યું, કહે નિચરી પુષ્પશ્લોક જી.
ચંદ્ર અને રવિ પશ્ચિમ પ્રગટે, પાવક શીતળ થાય જી
વિધિ ભૂલે નિધિ સાતે ઉલટે, પુણ્ય ફળ ખાલી ન જાય જી
વાત કરતા પુષ્કર આવ્યો, બાંધી પટકુળ હાથ જી
દંડવત કરતો ડગલા ભરતો, ઘણુ લાજે મનસાથ જી
નળ ઉઠ્યો બાંધવને દેખી, કર ગ્રહિ ઉભો કીધો જી
મસ્તક સૂંઘી કરી પ્રશંસા, દૃષ્ટે હૃદયે લીધો જી
એક આસન બેઠા બે બાંધવ, ગોઠે કામ વચન જી
પ્રજાએ બહુ પૂજા કીધી, આપી ભેટ અનન્ત જી
પુષ્કરે બહુ દીનતા ભાખી, થયા સજળ બે ચન જી
હું કૃતઘ્ની પ્રાણ ગોઝારો, દંપતિ કાઢ્યા વન જી
વણ અપરાધે વિપત્તિ કીધુ, દીધુ દારૂણ દુ ખ જી,
સાત સમુદ્રે ન જાય શામતા, ધોતા મારૂ મૂખ જી.
પુષ્કરને તો નળે સમજાવ્યો, કહિને આત્મજ્ઞાન જી,
એક ગજે બેઠા બે બાંધવ, આવ્યા પુરમા પરમ નિધાન જી.
ધ્વજા પતાકા તોરણમાળા, નાચિયા ચિતર્યાં ગોરી જી
અગર ધુપ ને આરતિ કરતા, વાજે ભેરી નફેરી જી
ધવળ મંગળ ગીતો ગાતા, હાથે કુમ કુમ રોળે જી
ચૌટા ચૌટે રસ્તાને નાકે, પ્રજા મળી છે ટોળે જી
પુષ્પે મુક્તાફળે વધાવે, ગોખ ચડી પુરનારી જી
નૈષધની શોભા અતિસુંદર, અમરપુરી ઉતારી જી
અભિજિત મુહૂર્તે શુભ સાધી નળ, બેઠા સિંહાસન જી,
મળવાને બહુ મહિપતિ આવ્યા, બોલાવ્યા રાજન જી
સેનાપતિ પુષ્કરને કીધો, કીધા સહુ અનંદ જી
ધર્મરાજ્ય કીધુ નળરાયે, વર્ષે સહજ પર્જન્ય જી
નળ રાજાના રાજ્યમાહે, પુસ્તકને જ બંધન જી
દંડ એક ઓપાવને હાથે ધન્ય વીરસેન નંદન જી
કંપારો ધ્વજાને વસ્તે, પવન વને આકાશ જી.
કર્મત્યાગ પારધિયે કીધા, ન કરે જીવનો નાશ જી

બપગાર તરકરને કરતે, કમા ને વીસ્લેગ છે,
ધૂત ગમે ન્પતી વગદિન, ત્યાગ બ્યસનનો ભોગ છે
ચાર વરણુ તે મરવે શરી, જ્ઞાન ખડગની ધાર છે,
દેહમદ મધ્યે પટ તરકર, તેને ખડે તે વાર છે
પતિવ્રતા વ્રત પાળે નારી, શુભ કરે બહુ દાન છે;
યાજન અધ્યાપન અધ્યયન, સેવામાં આખ્યાન છે
નગરજનના રાજ્યમાહે, અમળ મૃત્યુ ન થાય છે,
માન્યા મેહ વરસે વસુધામા દૂધ ઘણું કરે ગાય છે
માતપિતા ગુરૂ વિપ્ર વૈષ્ણવની, સેવા કરે મળ કોર છે,
પરનિંદા પરનારી પરધન, કુદ્દષ્ટિએ નવ જોય છે
એવુ રાજ્ય નળરાયે કીધુ, પુણ્યશ્લોક ધર્યું નામ છે,
પુત્રને રાજ આપી પરવર્યો, તપ કરવા ગુણધામ છે
અનશન વ્રત કરિને દેહ મૂક્યો, આવ્યુ દેવ વૈમાન છે
વૈકુંઠ નળ દમયંતિ પહોત્યાં, પામ્યા શ્રીભગવાન છે
મહર્ષ્ય કહે રાય યુધિષ્ઠિર, એવો થયો નળ રાય છે,
એ દુખ આગળ દુખ તમારૂં છે શા લેખામાય છે
કાને અર્જુન આવશે રાજા, કરીને ઉત્તમ કાજ છે
કથા સાંભળી પાયે લાગ્યા, મુનિવરને મહારાજ છે
પરિતાપ ગયો મારા મનનો, સાંભળિ સાધુ ચરિત્ર છે
સ્નેહ સહિત જે કોઈ સાંભળે, થાયે પરમ પવિત્ર છે
વૈશંપાયન કહે જનમેજયને, થયુ પૂરૂં નળ આખ્યાન છે,
શિષ્ય સુણે કે આપે પુસ્તક, સર્વ તીર્થ ફળ સ્નાન છે
કરકોટક ને નળ દમયંતિ, સુદેવ ઋતુપર્ણરાય છે,
એ પાંચને સભારે ત્યાં, કળિયુગ કદી ન જાય છે
પુત્ર પૌત્ર ધન ધન્ય સમૃદ્ધિ, પામે નળિ નર નાર છે
બ્રહ્મહત્યાદિક પાપ ટળે ને, પામે ભવજળ પાર છે
વીરક્ષેત્ર વડોદરૂં, જના ગરૂઓ દેશ ગુજરાત છે
કૃષ્ણસુત પ્રેમાનંદ વાડવ, ચોવીસા વિખ્યાત છે.
ગુરૂ પ્રતાપે પદબંધ કીધુ, માબાવાના ભાખી છે
આરણ્યક પર્વનિ મૂળકથા, મહિ નૈષધલીલા દાખી છે

સુદત કીધુ સુરતમા, થયુ પૂરણ નદરબાર જી,
સવત સત્તર છોતેરના, જેઠવદ છઠ ભગવવાર જી.
તે દિવસે પરિપૂરણ કીધો, અઘપુનિત પદબધ જી,
શ્રોતા વક્તા સહુને થાશે, શ્રીહરિકેરો સબધ જી

## નળાખ્યાન સંપૂર્ણ.

## વિવેક વણઝારો રાગ પરજ.

ા સાધુને ॰ નમુ, ગેલુઝાના રે
ાડ્રને લાગુ પાય, સમજ મન મારા રે
ન્ણ કરિયે શ્રીરામનુ, વણ, પદબંધ મનોહર થાય, સમજ. ૧
યા નગર સોહામણુ, વણુ ત્યા વસત્ર કીધુ ગામ, સમજ,
ણુ ફરે ત્યા તહારી, વણ, પુરનાયક એનુ નામ, સમજ ૨
ા દશ એ ત્રણ સુન્દરી, વણ વણઝારી મળી ચોવીસ, સમજ,
માથે તુ ક્રોડા કરે, વણ તેં વીસાર્યા શ્રીજગદીશ, સમજ. ૩
ાનાણી બે પ્રેમદા, વણ તેના પ્રવત્તિ નિવૃત્તિ નામ, સમજ,
વત્તિ વખાણે ભોગને, વણ નિવત્તિ વખાણે રામ, સમજ ૪
ાાન થયા એક નારને, વણ માડ્યા જીવવા બે ઘરસૂત્ર, સમજ
વત્તિને પાચ પુત્રી થઈ, વણ વળી સાત થયાછે પુત્ર, સમજ, ૫
ાશા, તૃષ્ણા, હિંસા દીકરી, વણ વળી ભ્રાતિ અરીશયા નામ, સમજ
ભ, ક્રોધ, મ દી રા, વણ ગર્વ, મ સર મોહ, ને કામ, સમજ ૬
ાિ ચાર પ્રવત્તિનો વ યો, વણ હવે નિવત્તિના સતાન, સમજ,
ત્રા ચાર ચતુર ઘણી, વણ થયા પુત્ર પાચ ગુણવાન, સમજ ૭
ાતિ, ભક્તિ દયા, દીકરી, વણ વળી નતિ, મળી થઈ ચાર, સમજ,
ાતે ા ને વસ દીકરા વણ વૈરાગ્ય, વિવેક, વિચાર, સમજ ૮
ા સતાન નિવત્તિના, વણ હવે પ્રવૃત્તિનો વિસ્તાર, સમજ,
ાતાન જોઈને શતા થઈ, વણ પતિ રીઝ્યો જોઈ પરિવાર, સમજ ૯
ા ીમ નાર દાસી થઈ, વણ કરે પ્રવૃત્તિ ગણિનિ સેવ, સમજ,
ાર અભિમને ભર્યો, વણ એના મનમા ઘણો અહમેવ, સમજ ૧૦
નવત્તિ કહે માગ નાથજી, વણ તમે મુકો ભોગ વિલાસ, સમજ,
ાયા નગર છે કા મુ, વણ, તે જૂઠાની શી આશ, સમજ. ૧૧

નવ નાડીઓ, દશ ઇન્દ્રિયો, નિવૃત્તિ, પ્રવૃત્તિ રાજસી, તામસી, સાત્વિકી વૃત્તિ ૨૪.

બંધ બાંધ્યાછે જાળતણાં, વણુ; માંહે હાડ ને માંસ રૂધિર, સમજ;
શરીર એવું જાણવું, વણુ; માટે સમરિયે શ્રીરઘુવીર, સમજ. ૧૨
માત પિતા સુત સુંદરી, વણુ; વળિ મિત્ર સહોદર બંધ, સમજ;
તે અંતે કો તારૂં નથી, વણુ; છે જીવતાનો સબંધ, સમજ. ૧૩
ગોખ જરૂખા માળીયાં, વણુ; સાત ભૂમિના સરસ નિવાસ; સમજ;
એક દિવસ મેલી ચાલવું, વણુ; શમશાને કરવો વાસ, સમજ. ૧૪
આલ મતા વાસણ ઘણાં, વણુ, મણી માણક મોતી અનેક, સમજ,
જમ-કિંકર ગ્રહી ચાલશે, વણુ; સાથે કોડી ન આવે એક, સમજ. ૧૫
કર્મ કમાય જે આપણું, વણુ, તે જાયછે જીવને સાથ, સમજ;
વૈતરણીમાં બૂડતાં, વણુ, નકી મૂકાવે શ્રીરઘુનાથ, સમજ. ૧૬
એવું જાણીને જાળવો, વણુ; તમે પ્રવૃત્તિ રાણિના ભોગ, સમજ;
નહિ તો પસ્તાશો નાથજી, વણુ, તે તો જાણુએ કેવળ રોગ, સમજ. ૧૭
એવું જાણીને મારા નાથજી, વણુ, રખે શોક્યનો કરતા સંગ, સમજ;
શીખ મારી શ્રવણે ધરો, વણુ, તમે સમરોને શ્રીરંગ, સમજ. ૧૮
પ્રવૃત્તિ રહેશે વેગળી, વણુ, જ્યારે આવશે જમના દૂત, સમજ;
પડ મૂકી પ્રાણી ચાલશે, વણુ, ભૂતમા મળશે પંચભૂત, સમજ. ૧૯
જમરાય લેખું પૂછશે, વણુ, ત તો શો કીધો વેપાર, સમજ;
તે વેળા છે ઘણી દોહલી, વણુ, તમે ચેતજો કઇ ભરથાર, સમજ ૨૦
લીધું કોઇનું ના કીજિયે, વણુ, સદા ચાલિયે સીધી ચાલ, સમજ,
ભજન દાન હમણા કરો, વણુ, પછી કોણે દીઠીછે કાલ,સમજ. ૨૧
નિવૃત્તિનાં વાકર સાભળી, વણુ, કંઈક આવ્યો ઉર વૈરાગ, સમજ.
પ્રવૃત્તિ રાણિયે જાણિયુ, વણુ, અણે ભોગ કીધોછે ત્યાગ, સમજ. ૨૨
શણગાર સોળે અંગે ધર્યા, વણુ, તેડવા મોકલ્યા [1]પંચ-દાસ, સમજ,
કંઇ લટપટ કરી લાવિયા, વણુ, પિયુ આવ્યો રાણીની પાસ, સમજ ૨૩
પેરી પટોળી પ્રેમદા, વણુ, છે ચોળીમા ત્રગુ રંગ, સમજ,
શણગાર શુભ સુન્દરી તણા, વણુ, જોઈ વૈરાગ્ય પામ્યો ભંગ, સમજ. ૨૪
પ્રવૃત્તિ રાણી બોલિયા, વણુ, હેને નાખી ગળામાં હાથ, સમજ,
ત્યાગી વૈરાગી કેમ થયા, વણુ, કંઇક ઉંઘમ કીજે નાથ, સમજ. ૨૫

---

૧. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ.

બાળક સૌ પરણાવવાં, વણુ, જેમ લોકમા વાધે લાજ, સમજ,
ઘર ઊંચાં ઊંચા કરાવિયે, વણુ, પૂરનાયકમા કિજે રાજ, સમજ ૨૬
હસ્તિ ઘોડા સપડાવિયે, વણુ, ત્યારે જીવ્યુ તે સફળ જ થાય, સમજ,
દધિ દૂધના સુખ લીજિયે, વણુ, ઘણી લાવો મહિષી ગાય, સમજ ૨૭
શય્યા સિંહાસન પાલખી, વણુ, આગળ બહુ દાસી દાસ, સમજ,
બેબે દીપક પ્રગટાવિયે, વણુ, ભલા કીજે ભોગ વિલાસ, સુમજ ૨૮
ધધો કરી ધન લાવિયે, વણુ, તો અતે આવે કામ, સમજ,
ઠગ બ્રાહ્મણ તો વસે ઘણા, વણુ, નવ ખરચીયે કોડીદામ, સમજ ૨૯
બેન બનેવી ભાણેજા, વણુ, દીકરી દોહિત્ર જમાઈ, સમજ,
દ્વાર કેને ન દેખાડિયે વણુ, એ તો વસ્તુ સારી જાયે ખાઇ, સમજ. ૩૦
સવત્સરિ શ્રાદ્ધ ન સારિયે, વણુ, એ તો સર્વે છે આળપપાળ, સમજ,
દીકરાને જુજવા કરો, વણુ મને ગમતી નથી જજાળ, સમજ ૩૧
આપણે સુખે ખાઇ પીજિયે, વણુ, રૂડા રમતા દહાડા જાય, સમજ,
વેપાર કરી ધન લાવિયે, વણુ, તો લખેશરી નામ કહેવાય, સમજ ૩૨
પિતાંબર શુભ પેરિયે, વણુ ખાઈએ નાનાવિધ પકવાન સમજ,
ખાધુ પીધુ તે આપણું, વણુ, નવ કીજીયે કોડીનું દાન, સમજ ૩૩
લાણા લાહિયે નાતમાં, વણુ, થાય દેશ વિદેશે નામ, સમજ,
દહાડા ભોગ કમાઈના, વણુ, પછી અતે જપશુ રામ, સમજ ૩૪
પ્રવૃત્તિની શીખામણ સૂણી, વણુ, પછે રીઝયો મૂઢ અજાણ, સમજ,
નિવૃત્તિ થઈ અળખામણી, વણુ, પ્રવત્તિ વહાલી પ્રાણ, સમજ ૩૫
એકાંત બેશીં નર નારિયે વણુ, ભલી માડી કીધી ગોઠ, સમજ,
સકલ્પ વિકલ્પ બે પોઢિયા, વણુ, પછી અલાવે કુમનિ પોઠ, સમજ ૩૬
લોભ પુત્ર સાથે થયા, વણુ, ગર્વ મત્સર કામ ને ક્રોધ, સમજ,
દાસી દશ સાથે થઈ, વણુ, કરી ધર્મતણો વિરોધ, સમજ ૩૭
મન ઘોડે નાયક ચઢયો, વણુ, ગ્રહી આશા હાશ લગામ, સમજ,
મમતા આવ્યો વહોરવા, વણુ, અહકાર નગારે નામ, સમજ. ૩૮
છળ ભેદના બે ત્રાજવા, વણુ, તોળે પ્રપચ વાણોતર, સમજ,
કૂડ કપટનાં બે કાટલા, વણુ, મોટી માયા દાડી બરાબર, સમજ ૩૯
દામ દામ ટાકુ પડે, વણુ, પુરનાયક મોટું નામ, સમજ,
લાભ લેવને દોડિયો, વણુ, જોયા લક્ષ ચોરાશી ગામ,સમજ ૪૦

સંસાર દેશ સોહામણો, વણુ, તેનો જોતા ન આવે પાર, સમજ,
શ્રીફળ સોપારી એળચી, વણુ, તેમા નવ દીઠું કાંઈ સાર, સમજ ૪૧
ગોળ ખાંડ સાકર નહિ, વણુ; નવ લીધા ઘૃત ને ઘઉં, સમજ,
શાક દાળ વહોરી નહિ, વણુ, એની અવગણના કરિ બહુ, સમજ ૪૨
માણેક મોતી સોનું નહિ વણુ, નવ વહોર્યાં પટોળા ચીર, સમજ,
લાલચ લોહુ વહોરીયુ, વણુ, કોડે લીધું કપટ કથિર, સમજ ૪૩
હિંસા હિંગ વહોરી ઘણી, વણુ, સમ સીસુ લીધુ અપાર, સમજ,
પંચ પીતળ વહોરિયુ, વણુ, સંસારમા દીઠું સાર, સમજ ૪૪
મમતા મીઠું વહોરિયુ, વણુ, અને વહોરિયુ માયા મીણ, સમજ,
કુમપ મોમન વહોરિયો, વણુ, અતિ વહોર્યું વિષય અફીણ, સમજ ૪૫
અન ચાગ વહોર્યો, એળિયો, વણુ, વહોર્યો આળસ ટંકણ ખાર, સમજ,
ભ્રાંતિ ભાંગલિધી ઘણી, વણુ, વછનાગ વહોર્યો વ્યભિચાર, સમજ ૪૬
વહોરી અરીસ્યા આમલી, વણુ, કુલક્ષણી વહોરી લાખ, સમજ,
કપટ કાપડ તે વહોરિયુ, વણુ જેનો રંગ ઘણો અભિલાખ, સમજ ૪૭
લઘુતા વહોરી લોબડી, વણુ, વહોરી કાંબળી કાળે રંગ, સમજ,
છળ છાયલ વહોર્યા ઘણા, વણુ, લોભ પુત્રને રાખી સંગ, સમજ ૪૮
નિંદા ગળી વહોરી ઘણી, વણુ, અતિ વહોર્યું મધ અજ્ઞાન, સમજ,
આડિ તાડી વહોરી ઘણી, વણુ, ભર્યું પાત્ર તે કંઠ સમાન, સમજ ૪૯
ખુનસ ખાડી વહોરી ઘણી, વણ, વળી વહોર્યા અવગુણ ઢાર, સમજ,
પોઠી ગુપર અવગુણે ભરી, વણુ, હાંકિ પોઠ તે વસમી વાટ, સમજ ૫૦
મન ચિંતવન બે વેંઢિયા, વણુ, સંકલ્પ વિકલ્પ વેપાર, સમજ,
અભિમાન ઊંટે નાયક ચઢ્યો, વણુ, તેને દેખે શી સમાર, સમજ ૫૧
પ્રવૃત્તિને માન દીધુ ઘણુ, વણુ, પ્યારી તુ મારા પ્રાણ સમાન, સમજ,
નિવૃત્તિ આવી પૂઠે પડી, વણુ, એને દીધુ ઘણું અપમાન, સમજ ૫૨
પ્રવૃત્તિ આભૂષણે ભરી, વણુ, મોઈ નાયકે સુધ બુધ સાન, સમજ,
જરા શણગાર નિવૃત્તિનો, વણુ, વળી વસ્ત્ર બિરાજે જ્ઞાન, સમજ ૫૩
સાથે લઈ બાળક બાળકી, વણુ, ચાલે પ્રવૃત્તિ પિયુને સાથ સમજ,
નર સંતાન નિવૃત્તિના, વણુ, એ તો ચાલે જેમ અનાથ, સમજ ૫૪
જ્યાં જ્યાં ટાડુ ઊતરે, વણુ, પિયુ પોઢે પ્રવૃત્તિનિ પાસ, સમજ,
નિવૃત્તિ આવી ના શકે, વણુ, દ્વારે ઊભા છે પંચ દાસ, સમજ ૫૫

પ્રવૃત્તિ કહે પિયુ સાંભળો, વણ; રખે શોક્યનો કરતા સંગ, સમજ;
પળ એક પાસે જો બેસશો, વણ; કરશે ઘર વેપારનો ભંગ, સમજ. ૫૬
વેષ એના ભીખારીતણા, વણ; જોગી કીધાનો અભિલાખ, સમજ;
એની શીખામણ માનશો, વણ; તો તે તમને ચોળાવશે રાખ, સમજ. ૫૭
દેખીતી મંદભાગણી, વણ; જ્ઞાન વૈરાગ જેના તન, સમજ;
વેષ સર્વ વિધવાતણા, વણ; કરે તમને માનશકુન, સમજ. ૫૮
નાયક કહે સૂણ સુંદરી, વણઝારી રે;
તારા વચન તે સુધા સમાન, સતિ સુખકારી રે,
તારી શીખામણ શુભ ગણું, વણ; મેં તો તને કિધા ભગવાન, સતી. ૫૯
નિવૃત્તિ દીઠી નવ ગમે, વણ; તુજ સાથે બાંધ્યો પ્રેમ, સતી;
નિવૃત્તિ સાથે બોલુ નહી, વણ, મેં આજથી લીધો નેમ, સતી. ૬૦
કોલબંધ એવો કર્યો, વણઝારા રે;
પ્રવૃત્તિનો વાધ્યો ગર્વ, સમજ મન મારા રે;
નિવૃત્તિ દાસી થઈ રહી, વણ, એની શોક્યે કિધુ વશ સર્વ, સમજ. ૬૧
હું ચલાવ્યા ચોદિશે, વણ, જોયો દેશ સરવ સંસાર, સમજ;
આગળ લાભ દિઠો ઘણો, વણ, આવિ અને ખોટ અપાર, સમજ. ૬૨
કાળ દાણી આવી લાગિયો, વણ, એણે રોકીછે સઘળી પોઠ, સમજ;
વસ્તુનું મૂલ આવ્યું નહિ, વણ, થઈ લાખ કરોડનિ ખોટ, સમજ. ૬૩
જમ કિંકરે આવિ બાંધિયો, વણ, ત્યાંયે નાશિ ગયો પરિવાર, સમજ,
પ્રવૃત્તિ પણ વેગળી રહી, વણ, નહિ કોય પાણી-પાનાર, સમજ ૬૪
જમરાયકને બાંધી આણિયો, વણ, વેપારિયે કીધી રાવ, સમજ;
કેક ખાતાં ખોટા નીકળ્યા, વણ; જ્યારે જોયા મેળ હિસાબ, સમજ. ૬૫
બાંધ્યો માર્યો બહુ ભાતથી, વણ; વળી નાંખ્યો નરકકુંડમાંય, સમજ;
વણિવાગ દેવાળું કાઢિયું, વણ, નહિ લાજ્યો કરતાં અન્યાય, સમજ. ૬૬
કારાગ્રહનું દુઃખ ઘણું, વણ, કોણ કાઢે ત્યાંથી બહાર, સમજ,
પેરી સાડી સુધ બુધની, વણ, પાસે આવી નિવૃત્તિનાર, સમજ. ૬૭
નાયક જોઈને રોયો ઘણો, વણ, દેખી સતીનું તે સમે મુખ, સમજ,
નીચુ જોઈને કહે સાધવી, વણ; તેં પાપે ભોગવ્યું દુઃખ, સમજ. ૬૮
આશું લોહ્યાં નાથનાં, વણ, વળી બોલી નિવૃત્તિનાર, સમજ;
પ્રવૃત્તિ તારી ક્યાં ગઈ, વણ, સાત પુત્રી ક્યાં પંચ કુમાર, સમજ. ૬૯

એક અનોપમ સુરલતા, વાધે વધતે રૂપ લલનાં;
બીજી બીજતણી પરે, ઈંદુ-કળા અભિરૂપ લલનાં; દેશ. ૯
વેદ વિચક્ષણ વિપ્રને, સોંપે મોહનદેવ લલનાં,
સકળ કળા ગુણ શીખવા, સુરસુંદરીને હેવ લલના, દેશ ૧૦
ચતુરકળા ચોસઠ ભણી, બેઉ બુદ્ધિ નિધાન લલનાં;
શબ્દશાસ્ત્ર સહુ આદર્યા, નામ નિંઘંટ નિદાન લલનાં; દેશ ૧૧
મયણાની માતા હવે, જિનમત-પંડિત પાસ લલનાં;
સાર વિચાર સિદ્ધાતનાં, આદરવા અભ્યાસ લલનાં; દેશ ૧૨
કવિત કળા ગુણ શીખવા, વાજિંત્ર ગીત સગીત લલનાં;
જ્યોતિષ વૈદક વિધિ જાણે, ગગરગ રસ રીત લલના; દેશ ૧૩
સોળ કળા પૂરણ શશિ, કરવા કળા અભ્યાસ લલનાં;
જગતી ભમે જશ મુખ દેખી, ચોસઠ કળા વિલાસ લલનાં; દેશ ૧૪
મયણાસુંદરિ મતિ અતિ ભલી, જાણે જૈન સિદ્ધાત લલનાં;
સ્યાદવાદ તસ મન વસ્યો, અવર અમત્ય એકાત લલનાં; દેશ ૧૫
નય જાણે નવ તત્ત્વના, પુદગળ ગુણ પરિયાય લલનાં;
કરમ ગ્રંથ કંઠે હવે, સમકિત શુદ્ધ સુહાય લલનાં; દેશ ૧૬
સૂત્ર અર્થ સંઘેણના, પ્રવચન સારોદ્ધાર લલના,
ખેત્ર વિચાર ખરા ધરે, એમ અનેક વિચાર લલનાં; દેશ ૧૭
રાસ ભલો શ્રીપાળનો, તેની પહેલી ઢાળ લલના;
વિનય કહે શ્રોતા ઘરે, હોજો મગળ માળ લલનાં; દેશ ૧૮

દોહરા.

એક દિન અવની પતિ હરખ્યો, આણી મન ઉલાસ,
પુત્રીનું જોઉ પારખુ, વિદ્યા વિનય વિલાસ. ૧
કરિ સણગાર સભા મહી, બોલાવી બેઉ બાલ;
આવી અધ્યાપક સહિત, મોહન ગુણ મણિમાળ ૨
અર્થ અગોચર શાસ્ત્રના, પૂછે ભૂપતિ જેહ,
બુદ્ધિ બળે બેઉ બાળિકા, આપે ઉત્તર તેહ. ૩
અધ્યાપક આનદિયા, સજ્જન મળે સુખ પાય;
ચતુર લોક ચિત્ત ચમકિયા, ફળ્યા મનોરથ માય ૪

વિનય વલભ નિજ બાળની, શાસ્ત્ર સુકોમળ ભાખ,
સરસ જેવિ સહકારની, સાકર સરખી સાખ.

ઢાળ ૨.

## રાગ ધોરણી

પ્રશ્નોત્તર પુછે પિતા રે, આણી અધિક પ્રમોદ,
મન લાગે અતિ મીઠડા રે, બાળક વચન વિનોદ રે,
વછ વિચારજો, દેઈ ઉત્તર એહ રે, સાસો વારજો, આંકણી ૧
કુણ લક્ષણ જીવત તણુ રે, કુણ મનમથ ઘર નારિ,
કુસમ કેણુ ઉત્તમ કહિયે રે, પરણી શું કરે કુમારી રે, વછ ૨
એક વયણે એહનો રે ઉત્તર એણિપરે થાય,
સુરસુંદરી કહે તાતજી રે, શુણજો સંસ રહી જાય રે,
નૃપ અવધારજો અર્થ કહ્યો અમે એહ, રે, મોટ વધારજો, નૃપ ૩
મયણાને મહિપતિ કહે રે, અરથ કહો અમ એક,
જો તમ શાસ્ત્ર સભાળતાં રે, બાધ્યો રુદય વિવેક રે, વછ ૪
આદી અક્ષર વિણ જેહ છે રે, જગ જીવાડણહાર,
તેજ મધ્ય અક્ષર વિના રે, જગ સંહારણહાર રે, વછ ૫
અંત અક્ષર વિણ આપણો રે લાગે સહુને મીઠ,
મયણા કહે શુણજો પિતા રે, તે મેં નયણે દીઠ રે, (કાજળ) નૃ ૧ ૬

સુરસુંદરી કહે માયુ પિતા રે, એમા કગો સદેહ;
જગ ઉત્રાડણુ હોય છે રે, એક મહિપતિ દુજો મેલ રે, વ૦. ૧૩
સાચો સાચો સહુ કહે રે, સકળ સભા તીણુ વાર,
એ સુરસુંદરી જેહવી રે, ચતુર ન કો સંસાર રે, વ૦ ૧૪
રાજા મયણા મન રંજિયો રે, કહે સુંદરી વર માગ,
વાંછિત વર તુજ મેળવી રે, દેઉં સકળ સોભાગ રે, વ૦ ૧૫
તિહાં કુરૂ-જંગલ દેશથી રે, આવ્યો અવનીપાળ,
સભા માહે મોહે ઘણું રે, જોબન રૂપ રસાળ રે, વ૦ ૧૬
શંખપુરી નયરી ધણી રે, અરીદમણુ તસ નામ,
તે દેખી સુરસુંદરી રે, અંગે ઉપનો કામ રે, વ૦ ૧૭
પૃથ્વીપતિ તમ ઉપરે રે, પરખી તામ સનેહ,
તિલક કરી અરિદમણુને રે આપી અંગજા તેહ રે, વ૦ ૧૮
રાસ રચ્યો શ્રીપાળનો રે, તેહની બીજી ઢાળ,
વિનય કહે શ્રોતા ઘરે રે, હોજ્યો મંગળ માળ રે વ૦ ૧૯

દોહરા.

# ઉદયરત્ન.

## ખંભાતનો ગોરજી.

સંવત્ ૧૭૮૩ સન ૧૭૦૭ માં હતો.

### શિયળની નવ વારો વિષે. દોહરો.

શ્રીગુરુને ચરણે નમી, સમરિ સરસ્વતિમાય;
નવવિધિ શીલની વાડનો, ઉત્તમ કહું ઉપાય.

ઢાળ.

પહિલું ને પાર્શ્વ-એ દેશી.

પેહેલી ને વાડે હોજી, વીર જિનવરે કહ્યો;
સેવો હો સેવો વસ્તિ વિચારિને જી;
સ્ત્રી પશુ પન્નગ હોજી વાસો વસે જિહાં;
ત્યાં નહિ રહેવું શીળ વ્રતધારિને જી.
જિમ તરૂ ડાળે હો જી વસતો વાનરો,
મનમાંહિં બિહે જે રખે ભૂયે પડું જી,
માંજાર દેખી હો જી પંજરમાંહેથી,
પોપટ ચેતેરે રખે દોટે ચડું જી.
જિમ સિંહલંકી હો જી સુંદરી શિર ધરી જી;
સ્હેવું-બેડું જુગતે જાળવે જી;
તિમ મુનિ મનને હો જી રાખે ગોપવી,
નારિને નિરખી ચિત નવિ ચાળવે જી.
જિહાં હોવે વાસો હો જી સહજે માંજારનો
જોખમ લાગે તિહાં મુષકની જાતને જી;
તિમ બ્રહ્મચારી હો જી નારિની સંગતે,
હારિ રહે શિળ સુધાતને જી.

ઢાળ ૨ જી.

"ચૈત્ર્ય દેશકુડ" એ દેશી.

સુરપતિ સેવિત ત્રિભુવનધણી, અજ્ઞાન તિમિરહર દિનમણી,
શીળરત્ન યતના નિતનિતે, ભાખી વાડ બિજી ભગવંતે ૧

ત્રુટક

ભગવંત ભાખે સવ શાખે, શિયળ સુરતરૂ રાખવા,
મુક્તિ મહાફળ હેતુ અદભુત, ચારીત્રનો રસ ચાખવા ૨
મીઠે તે વચને માનનીશુ, કથા ન કરે કામની,
વાડ વિધિશુ જેહ પાળે, બલિહારી તસ નામની ૩
વાત વ્રતને ઘાતકારી, પવન જિમ તરૂપાતને,
વાત કરતા વિપત વ્યાપે, તે માટે તજો વાતને. ૪
લિંબુ દેખી દુરથી જિમ, ખટાશે દાઢો ગળે,
ગગન ગર્જારવ સુણીને, હડકવા જિમ ઉછળે ૫
તેમ વ્રતિના ચિત્ત વિણસે, વેણ સુન્દરિના સુણી,
કથા તજો તે કારણે, એમ પ્રકાશે ત્રિભુવનધણી ૬

ઢાળ ૩ જી.

"તટ જમુનાનો રે અતિ રળિયામણો રે" એ દેશી

ત્રીજી વાડે રે ત્રિભુવનરાજિયો રે, એણિ પેરે દે ઉપદેશ,
આસન છાડો રે સાધુજિ નારિન રે, મૂર્તલગે મૂનિરેષ ૧
હુ બલિહારી રે જાઉં તેહને રે, ધન્ય ધન્ય તેહનિ માત,
શીળ સુરંગે રે રંગણી રાચ્યુરે, જેની સાતે હો ધાત હુ બ ૨
શયનાસન રે પાટ ને પાટલા રે, જ્યા જ્યા બેસે હો નાર,
બેઘડિ લગે રે તિહા બેસે નહી રે, શિળવ્રત ગખણહાર, હુ બ ૩
મોહલાકેરી રે ગધ સયોગથી રે, જિમ જાય કણુઅનો વાક,
તિમ અબળાનૂ રે આસન એવર્જી રે, વિણસે શીળ સુરગણ પાક હુ બ ૪

ઢાળ ૪ થી.

"હુ વારી રગ ગેનણા" એ દેશી

ચોથી વાડે ચેતજો હો રાજ, ઇણિપેરે ભાખે શ્રીજિનભૂપ રે,
સવેગી મૂષા સાધુજી.

21

ઢાળ ૨ જી.

" કંઅંજ દેશડુક " એ દેશી.

સુરપતિ સેવિત ત્રિભુવનધણી, અજ્ઞાન તિમિરહર દિનમણી,
શીળનું યતના નિતને, ભાખી વાડ ત્રિજી ભગવંતે ૧

ત્રુટક

ભગવત ભાખે મન રાખે, શિયળ સુરતરૂ રાખવા,
મુક્તિ મહાફળ હેતુ અનુપમ, ચારીત્રનો રસ ચાખવા
મીઠે તે વચને માનનીશુ, કથા ન કરે કામની,
વાડ ત્રિવિધશુ નેહ પાળે, બલિહારી તસ નામની ૨
વાત નરને ધાનકી, પવન જિમ તરૂપાતને,
વાત કરતા વિરહ વ્યાપે, તે માટે તજો વાતને ૩
લિંબુ દેખી દુગ્ધ જિમ, ખટારો લાગે ગળે,
ગગન ગરવ સુણીને, હુલકના જિમ ઉળે ૪
તેમ વ્રતિના ચિત્ત વિણસે, વેણ સુણી નારી તણી
કથા તજો તે કારણે, એમ પ્રકાશે ત્રિભુવનધણી ૫

નયણકમળ વિકાશિને હો રાજ, રખે નિરખો રમણી રૂપ રે,
સંવેગી સુણો સાધુજી.
રૂપ જોતા રઢ લાગશે હો રાજ, હેના ઉનશે અનગ રે, સવેગી
મનમાહી લાગશે મોહની હો રાજ, ત્યારે હોગે નતનો ભગ રે, સવે
દિનકર સામુ દેખતા હો રાજ જગમા નયણે ઘટે જિમ તેજ રે, સ
તિમ તરૂણી તનુ પેખતા હો રાજ, હીણ થાય શિયળ સુહેજ રે, સ

## ઢાળ ૭ મી

"ગઢ બુદીરા વાલા" એ દેશી

સાતમિ વાડે વીર પયપે, સુણો સયમના રાગી હો,
શિયળ રયના હો ધોરી, સુધા સાધૂ વૈરાગી,
સુજ આણ્યા કરિને બ્રહ્મચારી, વિષયરમના ત્યાગી હો શિયળ ૧
સરસ આહાર તજજે મહજે, વિગય થોડી વાવરજે હો, શિયળ
મોદક આહારે મનમથ કોપે, તેજાનો પરિહરજે હો શિયળ ૨
સન્નિપાતે જિમ ઘૃત સયોગે, અધિક કરે ઉછાળા હો, શિયળ
પાચે ઇદ્રી તિમ રસ ભોગે, ચારીત્રમા કરે ચાળા હો શિયળ ૩

## ઢાળ ૮ મી

"ઝરમર ઝરમર હોસીના મારૂ વરસાવો મેહા" એ દેશી

ત્રિશલાસુત હો ત્રિગડે બેશી એમ, આઠમિ વાડ વખાણી શીળની;
અતિમાના હો આહાર તજે અણગાર, લાલચ રાખો સયમ શીળની ૧
અતિ આહારે હો આવે ઊંઘ અપાર, સૂપનમાહિ કરે શીળની વિરાધના,
વળી તેણે હો થાય મદમતી દેહ, સયમ નવિ થાયે આરાધના ૨
જિમ શેરના હો માપ માહિ ખરોર, ઓરીને ઉપર દીજે ઢાકણુ,
ફાટે તોલડી હો ખિચડી એરૂ થાય, તિમ અતિ માત્રાયે વ્રત બગડે ઘણુ ૩

## ઢાળ ૯ મી

"અણ સમજતીરે વિરહ અનાહક દીધ" એ દેશી

નવમી વાડે નિવારજો રે, સાધૂજી શણગાર,
શરીર શોભાયે શોભે નહિ રે, અવનીતળ અણગાર ૧
ઇમ ઉપદેશે વીરજી રે, મુનિવર ધરજો રે મન,
શીખામણ એક માહારી રે, કરજો શીળ યતન ૨
સ્નાન વિલેપન વાસના રે, ઉત્તમ વસ્ત્ર અપાર,
તેલ તમોળ આદી તજો રે, ઉદઘટ વેષ સફાર ૩
ઘોઈને ધરણી ધર્યે રે, જિમ રત્ન હાર્યુ કુમાર,
તિમશીળ રત્નને હારશો રે, જો કરશો શણગાર ૪

## ઢાળ ૧૦ મી

દેશી ભટિયાણીની

એકલી નારી સાથે, મારગે ન જાવુ હો, વળિ વાટે વાત ન કીજિયે,
એક શેજે નર દોય, શીળવત ન સુવુ હો, સહેજે ગાળ ન દીજિયે ૧

ન સુવારે નિજ પાસ, સાડાઠ વરસની હો, પુત્રીને પણ સેજમાં,
સાત વરસ ઉપરાત, સુતને પણ ન સુવારે હે, શીયળ સતી શેજમા
ભાગે શીયળ જે કાંઈ, સજ્જન જાણો હો, અદકુ પાપ નથી ઈશુ;
કરતા વિષય સભોગ, સમૂર્છિમ પચેંદ્રી હો, હણાય ઘણું કહિયે કિશુ
ઈમ જાણી નર નારી, શીયળની સદહણા હો, સુધી મનમાં ધારજો,
સે દુર્ગતિનું મૂળ અબ્રહ્મ સેવાથી હો, જાતા મનને વારજો.
તપગચ્છ ગયણ દિણું, વાછિત ફળ દાતા હો, શ્રીહિરરત્ન સુરીશર;
નામી તાસ પસાય, વાડ વખાણી હો, શિળની એહ મનોહર
ખભાત રહિ ચોમાસ, સત્તરસેં ત્રેસઠ હો, શ્રાવણ વદ બિજ બુધે ભણે,
ઉદયરત્ન કરજોડ, શિળ જે પાળે હો, તેહને જાઉં ભામણે
નમુ રે નમુ સો વાર

## સ્ત્રિયોને શીખામણની સઝાય.

એક અનૂપમ શીખામણ ખરી, સમજી લેજો રે સઘળી સુન્દરી

ત્રુટક

સુદરી સેજે હૃદય હેજે, પરસગે નવિ બેશિયે,
ચિતથકી ચૂકી લાજ મૂકી, પરમદિર નવિ પેશિયે,
બહુ ઘેર હીંડે નિર્લજ, શાસ્ત્રે પણ તજવી કહી,
જિમ પ્રેત દૃષ્ટે પડ્યુ ભોજન, જમતુ પણ જુગતુ નહીં

ઢાળ

પરશુ પ્રેમે રે હસિ નવિ બોલીયે, દત દેખાડી રે ગુઝ ન ખોલીએ.

ત્રુટક

ગુઝ ઘરનો પરનિ આગળ, કહો કેમ પ્રકાશિયે,
વળિ વાત જે વિપરીત ભાખે, તેથિ દૂરે નાશિયે,
અસુર સવારે અને ગોચર, એકલા નવિ જાઈએ,
સહસાતમરે કામ કરતાં, સહજે શીળ ગમાઇએ

ઢાળ

નટ વિટ નરશુ રે નયણ ન જોડીયે, મારગ જાતા રે આ ઘુ ઓઢીયે

ત્રુટક

આઘુ ઓઢીયે વાત કરતા, ઘણુજ રૂડા શોભિયે,
સાસુ અને માના જણ્યા વિન, પનક પાસ ન થોભિયે

સુખ દુ ખ સરજ્યું પામિયે, પણ કુળાચાર ન મૂકિયે,
પરવશે વસતા પ્રાણ તો પણ, શીળથી નવિ ચૂકિયે. ૩

ઢાળ.

વ્યસનિનિ સાથે રે, વાત ન કીજીએ, હાથોહાથે રે તાળિ ન લીજીએ,

ત્રુટક

તાળિ ન લીજે નજર ન દીજે, ચચળ ચાલ ન ચાલિએ;
વિણ બુદ્ધે વસ્તુ કેની, હાથ પણ નવિ ઝાલિયે,
કોટિ કદર્પ રૂપ સુંદર, પુરૂપ પેખી ન ગોહિયે.
તણખલાને ગણો તોલે, ફરિ પાછો નવિ જોઈએ. ૪

ઢાળ.

પુરૂપ પિયારો રે વળિ ન વખાણીએ, વૃદ્ધ તે પીતા સરીખો જાણીએ;

ત્રુટક

જાણિયે પિતુ વિણુ પુરૂપ, સગળા સહોદર સમોવડે;
પતિવ્રતાનો ધર્મ જોતા, નાવે કોઇ તડોવડે;
કુરૂપ કુટી કૂબડો ને, દુષ્ટ દુર્બળ નિર્ગુણો,
ભરતાર પામી ભામની તમે, ઇદ્રથી અદકો ગણો. ૫

ઢાળ.

અમરકુમારે રે તજિ સુરસુંદરી, પવનકુમારેરે અજના પરિહરી;

ત્રુટક

પરિહરી સીતા રામે વનમા, નળે દમયતી વળી,
મહા સતી નિર્મળ કષ્ટ પાડે, શીળથી તે નવ ચળી,
કસોટીયે જિમ સુવર્ણ કસતાં, કતશુ વિછંડે તહી,
વન મન વચને સત્ય રાખે, સતી તે જાણો સહી. ૬

ઢાળ

રૂપ દેખાડી રે પુરૂપ ન પાડીએ, નિર્લજ થઈને રે મન ન બિગાડીએ.

ત્રુટક.

મન ન બિગાડિયે પુરૂપ પરનું, જોગ જોતા નવિ મળે;
કલક માથે ચડે કૂડા, સગા સઉ દૂરે ટળે,
અણુસરજ્યો ઉચ્ચાટ થાયે, પ્રાણ તિહા લાગી રહે;
આ લોક પામે આપદા, પરલોકે બહુ પીગ સહે. ૭

ઢાળ

રામને રૂપે રે સુર્પણખા મોહી, કામ ન સિધ્યું ને ઇજ્જત ખોઈ

ત્રુટક

ઇજ્જત ખોઈ દેખી અભયા, શેઠ સુદર્શન નવિ ચળ્યો,
ભરતાર આગળ પડી જૂઠી, અપવાદ મગજે ઉછળ્યો,
કામની બુદ્ધે કામનીએ, વક્રબુદ્ધિ વાળો ઘણું,
પણ શીળથી ચૂક્યો નહી, દષ્ટાંત એમ દહેતા ભણું

ઢાળ

શીળપ્રભાવેરે જુઓ સોળે સતી, ત્રીભુવન માહીરે તે થઈ છતી

ત્રુટક

છતી થઈ જે શીળ રાખ્યું કલ્પના કીધી નહી,
તે નામ તેહના જગત જાણે, વિશ્વમા ઊગી રહી,
વિવિધ રત્ને જડીત ભૂષણ, રૂપ સુન્દર કિંનરી,
પણ શીળ વણુ શોભે નહી, તે સત્ય ગણજે સુંદરી

ઢાળ

શીળે સુરનર સઉ સેવા કરે, નવે વાકુ રે નિશ્ચળ જે ધરે

ત્રુટક

ધરે નિર્મળ શીળ ઊજ્વળ, તાસ કિરતી ઝળહળે
મન કામના તે સિદ્ધિ પામે, અષ્ટભય દૂરે ટળે,
ધન્ય ધન્ય તે જાણો ધરા, જ્યા શિયળ ચોખુ આદરે,
આનન્દ તે બોધ પામે, ઉદયરત્ન જશ વિસ્તરે ૨

## સોળ સતિયોના નામવિષે ચોપાઈ

ઉઠ રે પ્રાણી સતો જાગ, ધર્મતણે મારગ તુ લાગ,
સોળ સતીના લીજે નામ, જ્યમ પામીજે ઉત્તમ ઠામ ૧
પહેલી સમરૂ બ્રાહ્મી સતી, ચદનબાળા બીજી ભગવતી,
રાજેમતિ જાણો મનરગ, ચોથી દ્રૂપદી શીળ સુચગ ૨
કોશલ્યા ને મૃગાવતી, સુલસા સીતા વદુ ગુણવતી,
સુભદ્રાને શિવા સુજાણ, કુતા શીળવતી મનઆણ ૩

નળ દમયંતી[13] મહા ગુણવતી, પુષ્પચુલા[14] ને પ્રભાવતી[15],
પદ્માવતી[16] પ્રમુખ સુન્દરી, સોળ સતી જાણો ગુણ ભરી 4
સોળ સતી જગમા અભિરામ, કર જોડીને કરૂં પ્રણામ,
ઉત્પન્ન મુનિવર એમ ભણે, મતિ નામે નવનિધ આગળે 5

# અખો ભક્ત.

## ગુરૂ અંગ ૩

ગુરૂ થઇ બેઠો તુરી કરી, કહે પાણ શકે કયમ તરી,
નજાની નારી હતુ પ્રસૂત ફળની વાધ નહિ અદ્ભૂત,
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા તે મુળગેથી ગયો 1
પોતે હરિને ન જાણે લેશ, કાઢી બેઠો ગુરૂનો વેશ,
બાપને ઘેર પરણો સાપ, ચાટી મૂખ રગે ઘર આપ,
એવા ગુરૂ ઘણા મમાર તે શુ અખા ઉતારે પાર 2
તુ તારૂં સમઝીને બેશ, કા ચોળે ડિલ પિયારી મેશ,
જો તુબડુ માટીથી મરે, તો જે વઈ પેસે તે તરે,
તરૂવર ફળ આપના ન જાય, અખા આવિ ચડે તે ખાય 3
પેહેલો તો પરમારથ પ્રીછ, પછે ગુરૂ થવાને ઇછ,
પારો મુઓ તે રોગ નિગમે, ભોજન પછે બહોળુ જમે,
નિરાશિથી ન મળે નારાણ, અખા એમ ખરેખર જાણ 4
તુ તારૂં મન નહાનુ પ્રીછ, નાને મોટપ લેઠે શીશ,
ઝીણ મળીને મોટુ થાય, મોટુ કણકા થઇને જાય;
અખા વાત વિચારો વિગ્ગે, રિદ્ધિ ઘણી રહેછે નિગ્ગે 5

* * * *

## અષ્ટપદી

જ્યા જોઈએ ત્યા કૂડે કૂડ, સામાસામી બેહા ધૂડ,
એક વાત સરજની કરે, તે આગળ લેઇ ચાચજ ધરે,
હજાર વર્ષે અધારે ગયા, તમે આવા ડાહ્યા ક્યા થયા,
મોટાની તો એવી જાણ, મૂકી હિરો ઉપાડે પહાણ 1

નિના વૃક્ષને ઓઠે રહે, જયમ પારધી પશુને ગ્રહે,
હરિને ઓરે ધૂતા ઘણા, કરે ઉપાય ધન સ્ત્રી તણા, ૨
અખા ગુરૂ શુ મૂકે પાર, શિષ્ય ગધ્ધન ને ગુરૂ કુમાર
અગ આળસ ને તપસી થયો, ઘર મેલીને વનમા ગયો,
કામ બાણ ન શકયો જાળવી, ગડગડતી એક આણી નવી,
શ્વાન ભમાવે લીડે છકયો, હગ્યો નહી ને ઘર નવ રખ્યો ૩
ગોગીના ગોરીપણુ ભાગ, માતા પાસે આજ્ઞા માગ, ~
બળતનિ તે યમ થાયે ગય મૂરખ મિથ્યા કરે ઉપાય,
જ્ઞાન વિના તે માધન એવા, અખા તેમા નહિ લેવા ને દેવા ૪
સો અધામા મણો રાવ, અધાને કાણાપર ભાવ,
મઉ।। નેત્રો ફૂટી ગયા, ગુરૂ આચાગ્જ કાણા થયા, ૫
શાસ્ત્રતણી છે એક જ આખ્ય, અનુભવની ઉવડી નહી ઝાખ્ય.
સુ૦ મુડાવી હરિને કાજ, લોક પુજે ને કહે મહારાજ,
મન જાણે હરિયે કૃપા કરી, માયામા લપટાણો ફરી,
સઉને મન તે કરે કલ્યાણ, એને હરિ મળવાની હાણ ૬
જ્ઞાતાનો એવો ઉપદેશ, પચના ગુરૂ તે મગળો વેષ,
ઘરઘર મહાત્મ્ય વધારતા ફરે, દામ ચામનુ જતનજ કરે,
તે જ્ઞાતાની ન માને વાત, સાચુ કહેતા છીજે ગાત ૭
હરિને કાજે ઘાટ જ ઘડે, નિજ સ્વરૂપથી પાછો પડે,
પર્વત મ્હે પહાણને લહું, એ અચરત તે મ્હેને કહુ,
અખા થકી તે બીજો હરી, પર્વતમાથી પાણ જ ખરી. ૮

# શામળ ભટ.

## શ્રીગોડ માળવી બ્રાહ્મણ.

### અમદાવાદ પાસે વેગણપુર, જેને હાલ ગોમતીપુર કહેછે, ત્યાંનો.

### સંવત્ ૧૭૮૧ સને ૧૭૨૫ માં હતો.

### તેના પ્રસિદ્ધ ગ્રંથ.

સિંહાસનબત્રીશી, શિવપુરાણ, શુકબહોતેરી, રણછોડજીના શ્લોકો, રેવાખંડ, વૈતાળપચીશી, નંદબત્રીશી વિગેરે.

### સમસ્યાઓ વિષે છપા.

સાઠ નારિયેં[1] નાર[2], નાર આઠે નર[3] જાણું;
આઠ નરે નર[4] એક, પુરૂષ એ ત્રીશ પ્રમાણું.
બાર પુરૂષ[5] બળવંત, એક નર[6] નરપતિ જેવો,
એવા નર દશસહસ્ર, તરતિએ ભોગવ્ય તેવો.
સ્વામી જે સત્યાવીશનો[7], કશ્યપ[8] સુત જોગ જોગવે;
શુભ આશિષ શામળભટ ભણે, ભૂપતીનું સુખ ભોગવે.

ઉત્તર—પળ[1], ઘડી[2], પહોર[3], દિવસ[4], માસ[5], સંવત્સર[6], ચંદ્ર[7], સૂર્ય[8].

---

ત્રણ અક્ષર નિજ નામ, પગ વિના છે પાંગળિયો;
બે છે બાહુ વિશાળ, અંગમાં નહિ આંગળિઓ.
શીશ વિના છે શરિર, મોજ ઝઝેરી મહાલે;
અવનીથી અંતરિક્ષ, ચરણવિના તે ચાલે.
છે સુખ કરણ સંસારમાં, લક્ષ વસા શુભ લાજ છે;
દાતા આપે જન દીનને, કષ્ટનિવારણ કાજ છે.

ઉત્તર—ડગલો.

વૃક્ષ[1] એકનાં ડાળે[2], બાર ભલિ ભાત ભણી જે;
પાંખડિ[3] ત્રણ સેં સાઠ, ગુણીજન જોઈ ગણી જે.

ચતુર જુઓ ચોપીઇ, સરસ ફુળે તેને ફળિયાં;
એકવીસ મદન્ન છ મેં, પત્રે કવિલોકે કળિયાં.
પણ ચોથ ભાગ એ પત્રનો, ગૃહસ્થ સિર શોભિત ઘણો;
તે આપે માગણને અધિક, વેણીદામ રખિયલ તણો.

ઉત્તર-પાઘડી.

વર્ષ, મહિનો, દિવસ, પખવાડિયાં, ઘડી, પોં ઘડી.

---

ભાત ભાતના રંગ, લિલો પિળો કે રાતો;
લોહ લકડ વૃક્ષ વેલ, રાવ રંક દુર્બળ માતો.
કનક રુધિર મણિ રત્ન, મેર મોટમ ત્રુણ તરણાં;
જીવ જંતુ પશુ પક્ષિ, સિંહ નર હસ્તી હરણાં.
વળિ જડ ચૈતન નર નારિયો, લાયક જન લેખી લિયો;
શામળ કહે ચેતો ચતુર નર, એક રંગ સૌનો કિયો

ઉત્તર—પડછાયો.

તરૂણી અક્ષર ત્રણ, પાતળી સોટા સરખી;
રસમય રૂડું રૂપ, પતિતે પ્રીતે પરખી.
સપુત ત્રણ સંતાન, દેવને દુર્લભ દીઠાં,
ત્રણ લોકમાં તત્વ, મહોના અમૃત મીઠાં.
માનનિ મન માને તે થકી, આણ આણ રે આ ઘડી;
શામળ કહે સહેજે સમજજો, કહેશો કામની શે લડી.

શેલડી.

નવ ગ્રહમાંહી નામ, કામ કાશદનું કરતો;
પૂરણ જશ પરતાપ, તાપની હરકત હરતો.
ભાગ્યશાળિને ભોગ્ય, રોગ દુખ દાઝે દેહે;
સારંગ નામ સરદાર, સારંગપર વાહન સ્નેહે
તેને નામે જે નામ છે, તે આવ્યાથી દુ:ખ જશે;
એ શીઘ્ર સ્વામીજી લાવજો, તો વળતી સોળે થશે,

ચાંદલો.

કણુરૂડા કહેવાય, જમે નહિ જન પણ કોઈ;
મરદ વધારે માન, માનની રહે મન મોહી.
માર ગણે સંસાર, ભૂપ પણ ગણે ભલાઈ;
અતિશે ઉજ્વળ અંગ, સંગ શોભિત સદાઈ.
ગોળાકારે ગુણવંત છે, પ્રસન્ન મન પૂરણ કરે;
જો સ્વામી શીઘ્ર તે લાવશો, શામળ કહે સોળે સરે.

## મોતી.

નાર મગી દશ વીશ, પુરૂષ પરહાણો જેનો,
સુરપતિ વાહન જાત, તાત જાણે સઉ તેનો
નામ એક નર હોય, આવરદા બેનો સરખો;
વસે વેગળે વાસ, પંડિતે પૂરે પરખ્યો.
તે તાવેવંત તરૂણી તણું, હસ્તક રૂડો નર હશે;
પડ્યાજી પેહેલો લાવજો, ત્યારપછી સોળે થશે

## ચૂડો.

સપુત તણું છે નામ, સભામા શોભે ગેહેલો;
રજની કેરૂ રૂપ, પૂજન શિવ કરતા પેહેલો
નેહ કરે નર નાર, દેહ શુભ આપે દાખે;
તરકરને મન તાપ, ભના જન તો શુભ ભાખે.
તે નરના તનથી નીપજે, કરૂપ કહે છે કામની,
શામળ કહે સ્વામી લાવશો, તો ભજશે શુભ ભામની.

## દીવાનું કાજળ અથવા મેંશ

સાઠ નારિયે નાર, નાર આડે નર જાણું;
આડ નરે નર હોય, પુરૂષ જે ત્રીશ પ્રમાણું
બાર નરે નર નામ, ભાગ ત્રીજો લે તેનો;
અત્ય મધ્ય ને આદ્ય, અમન જોરાવર જેનો.
હરઘડિ તેને હરનાર છે, દુ:ખ ટાળે જે દેહનું,
વળિ જે મારે કોરવ હણ્યા, તરત કામ છે તેહનું.

## ચીર.

કાયા કૂંપણુ સ્વરૂપ, સુઘટ પણુ સારો સહુથી;
ભોગી નરને નામ, ઉગ્રે તે એહેક બહુથી.
પાખડિયે પરવેશ, કરે અતરિક્ષથી આપે,
પખી સૂણ ગણાય, પાય ખટની છે છાપે.
એ નર જેને અડકે નહિ, ભાવ ધરીને નવ ભજે;
તે લાવ કથ લેખાવિના, તો સુંદરિ સોળે સજે.

ચપાનાં ફૂલ

ત્રણ અક્ષર તરતીબ, તેર ગુણ શોભા સારી;
રાજદ્વાર સનમાન, માન દે નર ને નારી.
નપુસક છે નિજ નામ, પુરૂષ બે શોભે સગે,
કામ વધારણ કાય, રંજિત તે સૌને રગે.
ફળ ફુલ વિના છે ફૂટડું. કથ લાવ કહે કામની,
તો શામળ કહે, સોળે સજે, જોખ કરતા જામની.

તાંબુલ

સરસ સરોવર એક, ભર્યું છે નિર્મળ નીરે,
પિયે નહિ કોઈ પથિ, હસ નવ બેસે તીરે.
તે સર સમિપ જાય બુડે જન જોતા ઝાઝા,
દુ ખ ન પામે દેહ, રહે તરતીમે તાજા
કવિ શામળ કહે કે કારણુ, હોશીજનને હિત હશે,
સ્વામી લાવો સોહામણુ, તો સોળે પુરા થશે.

દર્પણ

અર્દ્રબિબ આકાર, નામ બે અક્ષર નારી,
સ્ત્રી શગાર શોભીત, બહુ ગુણની બલિહારી
સુખ મડન મહારૂપ, અનૂપમ દીસે દેહે,
તેથી શોભે નાર, કાન શુણી નર નેહે.
લક્ષ્મી ખરચી તે લાવજે, એ વણુ અડવુ દીસશે,
શામળ કહે, શામા જો સજે, તેથી હયડુ હીસશે.

કાનની ઝાલ

ચાર પુરૂષ પરમાણ, નેહે પરણ્યા બે નારી,
તેને બે નપુંસક તન, વધૂએ જુઓ વિચારી
એ આઠેનો હાર, પુરૂષ પરમાણો એકે,
નારે ત્રિયો નન્હેહ, સુખે નીહાળે નેહે
તે લાવ કથ ભામણા, સ્થિર થાવર નિત્ય શોભને,
કવિ શામળ ભટ સાચુ કહે, ભેળ મન્યા તે ભોભને

પલંગ

બાળા અક્ષર બેન, નાર નીચી ને નારી,
નહિ કરપદ નહિ નેન, સરવેને મન માની
નારિ સાથે નેહ, રહે નારિને સંગે,
ઉદર એહને ગર્ભ, ગર્ભે સા તેને અંગે
તે નારી નારીને ગળે, તો દશ રૂડી દીપશે,
શૃંગાર સોળમા શોભને, તો જશ તારો છતશે

વીંટી હીરા સુદ્ધાં

સરોવર સુંદર સાર, તેમાં નીર ભર્યું છે,
નહિ આરો નહિ પાળ, સ્થીર પણ ઠામ ઠર્યું છે
વનસ્પતિ સ્થિર વેલ, વિના પગ મૃગ ચરે છે,
વિના ધનુષ્ય ને બાણ, વિના કર ચોટ કરે છે
તે મારનાર નથિ દીશતો, મૃગ તેને મારી મરે,
તે લાવ્ય કથ મ્હે કામની, જેણી મન મરૂ હરે

દીવો પવનથી હોલવાયછે તે

ભામી નાર કુરૂપ, અનુપમ ઓપે આઝી,
ભાવી ઓંધે સુન, ત્રણે પખ તેની તાજી
નરથી ઉપજી નાર, અરણ્યમાં એ તો નરખી,
મહિપ સભામાં માન, પવિત્ર પંડિતે પરખી
છાની રાખી જો છળ ભરી, પ્રસિદ્ધ પોતે થાય છે,
શામળ કહે સ્વામી લાવજો, એ ગયા શિર રાય છે

કસ્તૂરી

જીર વિનાનો સાપ, બેય પાસેથી સરખો,
જરાય મુખ નહિ ઝેર, પકિને તેને પરખ્યો
નર નારીની કમર, રહે વીંટી તે વાર,
વસ્ત્ર તણો વિવેક, સુશોભા સઘળી સાર
એ દર તેના બે પામ છે, બહાર ગયો દીસે બહુ,
શામળ કહે, સમશા સેહેલ છે, સુણ્યા થકી સમજે સહુ

નાડુ

એક નાર મુખ દોય, ભૂપ સભામા ભાળુ,
ગૌર વરણ મુખ એક, એક કુરૂપી, કાળુ
નહીં હાથ પગ નહીં, ઘણેરી તરતિબ તોને,
મારે મહોકમ માર, બૂમ પાડી તે બોલે
વળિ ભુકુ અન્ન ભાવે નહિ, કાચુ કચર્યું ભખ કરે,
ડાહ્યા દાતા મનમા ધરે, મહિપતિ કેરા મન હરે

પખાજ

વહાન વૃષભ વહત, પરાક્રમ અધિકુ ઓટે,
રૂંઢમાળ વિશાળ, કારમી દીઠી કોટે
મસ્તક ગગ તરગ, ચહૂ પાસે તે ચાને;
કરતી હણુહણુકાર, ભૂપ સઉ નજરે ભાળે
એ સમશા છે પણ શિવ નહિ, સમજુને મન સેહેલ છે,
જો વાટે ઘાટે દશ દિશે, અહિપતિ કેરે મેહેલ છે

પાણીની ઘટમાળ

ચોમુખવાળા ચાર, પુત્ર પરાક્રમી પરખ્યા,
ન કો ઉંચ કે નીચ, શોભિતા ચારે સરખા
ચાર વચ્ચે બે નાર, પ્રીતની રીતે પરણ્યા,
બેય નપુસક તન, આઠ એ વેગે વરણ્યા
થાગે એકે અળગુ આઠમા, તો સાને નહિ કામના,
નર એક થાય એ આઠથી, કહો અરથ એ નામના

પલગ

નામે કહિયે નાર, અધર અવનીથી આંધી;
વનિતાને વણુ વાંક, લોકને પાશે બાંધી.
માનવિ જાણુ એ ચાર, ચડી રૂદયાપર બેસે;
આવી પાછી જાય, ઠરી ઠેકાણે પેસે.
ચામો પાટે ચારે મુખે, દયા ન આવે દેહમાં;
શામળ કહે, પંડિત પારખો, નર નારીના નેહમાં.

## હિંચોળાખાટ

કાષ્ઠમય ગોળાકાર, અધિક અમૃતનો ભરિયો;
સ્ત્રીઓ સદત્ર દશ વીસ, કસુવ તે નરને કરિયો.
જો કોઈ પાસે જાય, નાર દુઃખ તેને દે છે,
અહો નિશ આડે જામ, અધર રસ તેનો લે છે.
તે નરને મારે પારધી, રૂધિર સરવ જન ખાય છે;
શામળ કહે, માંસ રૂધિર સદા, ચોટામા વેચાય છે.

## અન્નપૂરો.

મોતીને અનુમાન, પૃથ્વીપર આવી પડિયો;
કો જાણે કેવો મોલ, કંથ મારાને જડિયો.
સોંપ્યો મારે હાથ, બના ભોજનમાં ભળિયો;
ચોરી ગયો કો ચોર, કોઇ નર નારે ગળિયો.
ફરિ કોટિ જતનથી નવ જડ્યો, લખજન જોતાં સીઝીએ;
શામળ કહે, શોધ્યો નવ મળે, તો શો ઉત્તર દીજીએ.

## પાણીના કરો.

અચરત સરખું એક, સાંભળ્યું છે સૌ કરશે;
જતા દિસ જશવંત, તોલથી જન તો તરશે
ખટ પગ ને ખટ હાથ, નેત્ર બે દંતત દેખે,
બે ચરણે ચાલંત, લલિત લક્ષણુથી લેખે.
તે કાનને નામે નામ છે, સતવાદી શોભિત સદા;
કવિ શામળ કહે, શોધી જુઓ, કૂડ કથન ન કહું કદા.

## શ્રવણુ, કાવડવાળો.

વૃક્ષ નહી નહિ વેલ, નહી પત્રે નહિ ફૂલે;
નહી બીજ વાવેત્ર, કહે કણ અતી અમૂલ્યે
ગુણ જશ અપરમપાર, દેશ બાધામાં દીઠો;
દેવ દનુજ નૃપ રંક, ગણે અમૃતથી મીઠો.
છે મોઘાગુણ મોતી થકી, સોંઘામાં સોંઘો સદા,
કવિશામળ કહે, શોધી જુઓ, કોઈએ નવ તજ્યો કદા.

## લવણ અથવા મીઠું.

નારી નિરખી નીચ, જુઓ લક્ષણ કહું જેના,
અંગે ઉજળી આપ, બાપ મા કાળા તેના
નહી હાથ નહિ પાગ, કુલક્ષણ તેની કાયા,
મુખ નાસા છે નેણ, નહિ મમતા કે માયા
તે નહિ પશુ પક્ષી માનવી, નહિ જીના જેની જદા;
શામળ કહે, સુમતિ સલક્ષણા, તે શોધી જોશે સદા

## સર્પની કાંચળી.

એક બાળ બે મુખ, એક ઉપર એક હેઠું;
ઉપર પાતળું છેક, કેડથી પહોળું પીઠું.
તળે મુખ તેમા ઝભ, તેહ બોલાવ્યુ બોલે;
હલાવતા હાલત, વળી ડોલાવ્યુ ડોલે
ઈશ્વર આગળ અધિકું રહે, ગુણવતા જનને ગમે;
શામળ કવિ કહે, તે ઊચરે, જગત લોક તેને નમે

## દેવની ઘંટા.

રથ દીઠો સમરથ્ય, અધર અંતનીમા ચાલે,
બ્રહ્મા નામે નામ, મંદિર તેનામા માલે
અપરમપાર અપાર, પ્રગટ પેદા સદા થાય
વેડે આગી આંગ, માર પણ શાક્રો ખાય.
આવે અમુલ્ય કામે અરથ, મૂલ અલ્પ માટે મળે;
શામળ કહે છે, શોધી જુઓ કવિ રથ, તો તે કળે.

## કુંભારનુ ચાક.

નીચ ઘેર છે નાર, દેશ બાધામા દાખે;
મુખમાં મોટી જીભ, ગીઝથી બાહાર રાખે.
નહી હાથ નહિ પાગ, શીશરિના મુખ બોલે,
ફરે છત્ર તે શીશ, જમે કણ અધિક અનોલે.
ઘરધણી તો ગીનો ગાયછે, પવિત્ર નર પુરે ફરે;
શામળ કહે, એહું એહનું, મોટા જન મસ્તક ધરે.

ઘાણી.

ચતુર નર તુ ચેત, એક અચરત મેં દીઠું,
સુંદર રૂપ સ્વરૂપ, અધિક અમૃતથી મીઠું
કાયા ઉપર હાડ, હાડપર વાળ ભણીજે,
વાળ ઉપર છે રૂધિર, સુગ્રણ તેનાજ ગણીજે.
ખરી તે ઉપર તો ખાલ છે, ખાલ ઉપર વાળજ નથી;
વળિ મુખમાથી અમૃત ઝરે, શામળ કહે, કહો કથી.

કેરી

પ્રમદા એક પ્રચંડ, અધર અવનીપર રાચે
ઉપર ઉભા બે ચાર, જેમ નચવે તેમ નાચે.
ત્યમ હોય જોડી મલ, ફનેર ઝાઝેથી ઝુઝે,
બોલે બોલ બળવંત, ઘરા બાધી ત્યા ધ્રૂજે.
પાણી તો તેહ પિયે નહી, અન્ન અનેખે ખાય છે;
વળિ ચરણ નથી પળુંચાય છે, એહું એનુ મોં ચકાય છે

જે વડે પુંવા ખુદાયછે તે હીંકણી

ભર્યું નારિમા નીર, પુરૂષ એક પીતા આવ્યો
બે નારિયે બળવંત, અવળા સવળી બાધ્યો.
અવનીથી અંતરિક્ષ, નાર નચવે ત્યમ નાચે,
ચારૂ ઉત્તમ વેશ, રિદ્ધિ રૂડીથી રાચે
પરભાતિ રાગ રૂડે સ્વરે, ગુણ્ય જેહેરા ગાય છે,
શામળ કહે, ઘેર શ્રીમંતને, જરૂર એહ જણાય છે.

વલોણું.

કહું, વસ્તુન આકાર, છત્ર જેવી છત છાજે;
રાજુ સરીખા ગાલ, ભામની દેખી ભાજે.

વસ્ત્રાભરણ વિવેક. ફૂલ ભરિયાં ભલી ભાતે;
મોંઘી છે મહામુલ્ય, જોઇ જોરાવર જાતે.
શુરામાંહિ શૂરી ઘણી, સૌથી આગળ સંચરે,
અરિગંજણ રક્ષણ દેહની, અર્થ કવી શામળ કરે

ઢાલ.

મસ્તક પાખી મૂખ, દીઠો મેં તેનો ડમર;
ગુદ્ધળો સમરથ, હસ્તિ નહિ કાળો ભમર.
મોહુ દીસે પુઠ લાબી એક પાસે ચોટી;
મેહ સમોવડ માન, મૂલ મર્યાદા મોટી.
આહાર અન્ન ઓપે નહિ પેટ ભરી પાણી પિયે;
શામળ કહે મત ઘણા કરે, કહો અરથ કારણ કિયે.

પાણીનો કોસ

ચતુર ચોત મુખ ચાર, નહીં બ્રહ્મા બ્રહ્માણી,
વૃષભારૂઢ વાહન, નહીં રૂદ્ર રૂદ્રાણી
જળ પૂરણ જશવંત, નહીંજ નવાણ નવાણી,
સેવક શોભે સાથ, નહી રાજા કે રાણી.
એ અકલ્પન અંતર ધરો, શું વળિ વળી વખાણિયે,
ઉપમરા કવી શામળ તણી, જશવંતા જન જાણિયે

ઘાડકડો તે રિપુ લોકને, જે છે જમકિંકર જસો;
કવિ શામળ કહે, શોધી જુઓ, કહો અરથ એ તે કશો.

## કીર

સુકે કાટ ફળ લાગ, તેનિ શોભા છે સારી;
ત્રણ અક્ષરમા તોન, નામ કહેતામા નારી.
નાભિ પાતળી લાર, કનક કાયામા કુડી;
જુવાનિનું છે જોર, બહુ જન કહે છે રુડી.
ઝાઝુ તે ફળમા ઝેર છે, ચપળ લોક શુ ચાય છે;
શામળ તે ફળ આરોગતા, જન જમપોકે જાય છે.

## બરછી

લાબડ પુછ લખાય, નહિ વાદર કુકડિયો;
ગતી માજર શીશ, નહિ માકડ કુકડિયો
અતિશય ઝેરી અગ, નહી વીંછી નહી સાપે;
વૃષ્ટિ સમે વાધંત, તરુણ તો થાયે તાપે.
વનમા વસ્તીમા પણ વસે, તોલ કાઈ તેમા નથી,
કવિ શામળ કહે, જે સમજશે, કહું ડાહ્યો તેને કથી

## કાચંડો

નારી એક અનૂપ, સરસ શોભંતી સેહેલી;
બે અક્ષરમાં નામ, મૂઢ રૂદયામા મેલી.
ઉદર વચે એક શીંગ, એક આખે દિન દેખે;
પવિત્ર સગ પેસાય, ડાહિ દુનિયા પુર પેખે.
તે મુખથી જળ પ્રાશન કરે, શિંગેથી આખે ઝરે,
કવિ શામળ કહે, શોભે તદા, જ્યા વરને કન્યા વરે.

## ઝારી.

છેન કુદનો છેક, એક કહે એ તો ધોરી,
શિંગ નથી તે શીશ, કહે ત્યારે તો તોરી.
પીઠ નથી પલાણ, ત્યારે તો મેડક માણુ;
નથિ રહેતો તે નીર, જરૂર કોઈ શશાનો જાણુ.

પણ શશલાને પગ ચાર છે, પગ વિણ આતો પરવરે,
શામળ કહે, અર્થ સહેલ છે, રંજન રૂચે ધરે

ચાંચડ

પુણ્ય સુપાત્ર પવિત્ર, કૂડા એવાની કન્યા,
કિધો પિતાનો કાળ, એહ પણ મોટો અન્યા.
વરી વડાઉત્રા સાથ, જગત જડો તે જાણી
કોઈ ન ચડયુ કનક, વડા લોકોએ વખાણી
કહો કવણ નાર પીતા કવણ, કવણ વડાઉત્રાને વરી
વળિ કવણ ફૂળ પેદા થઈ, શામળ કહે તે સુંદરી

છાશ

નહિ નપુસક નાર, નહી નરને છે નામે
અમૃત તુલ્ય આહાર, કરતા ન ઠરે ઠામે
નિર્મળ નીર ઝરત, પૂર્ણ ગુણ અપરમ પારી,
દુર્લભ જાણે દેવ, સકળ ગુણ શોભા સારી
છે તત્વ તેહ ત્રણ લોકમા, ભાગ્યશાળિ જન ભોગવે,
શામળ કહે તેથી નીપજે, જે જર ગાડે જોગવે

કોલ, સોલડી પીલવાનો

જળમા રહિ જીવત નહિ મેડક નહિ મચ્છી
ચારે દિશ ચાલત; નહિ પશુ કે નહિ પક્ષી
પગ વિણ વહે પ્રવાહ, પવન પણ વહિ નહિ પાણી;
લક્ષ્મી લીલા લેહેર નહિ રાજા નહિ રાણી
છે તત્વ તોલ તારણ તરણ બુડતાને રાખે બહૂ,
વળિ પાર ઉતારે પલકમા, શામળ કહે સમજો સહૂ

નાવ

એક માત સતાન, નપુસક ને એક નારી,
તે બેના સતાન અલેખે અપરમ પારી
નપુસકના સંતાન અરથ અધિકે નર આવે,
વડે મૂલ વેચાય, ભૂપ જોવાને ભાવે
બાળક જે તેની બેહેનના, સર્વ અરથ તેથી સરે,
શામળ કહે, પણ સોધા સહુ, કોડિ મોડિ કરતા ફરે

મોતી અને માટી

શામા છે. શામળી, .. સ્વરૂપે પણ સોહંતી;
અમરાળી ભરપૂર, મરદ મોટમ મોહંતી.
વપુ વરણાગણી વેશ, વળી વળવાળી વંકી;
દુશ્મન ગંજણ દાખ, સાર શોભિત સિંહલંકી.
તે નાર વડે નર શોભશે, તે વિણ ભૂખ લન્નમણાં;
કહે શામળ, એ સમશા કહો, બલિ રીતે લેઉ ભામણાં.

મૂછ.

પંખણિ એક પ્રમાણ કોડથી નારી કહાવે.
જ્યાં મોકલિયે જાય, આપ તેગાવી આવે.
ઉડે તે આકાશ, નહિ સમળી નહિ ગરજણ;
સૂત્રસહિત શોભંત, નહિ દાઇ કે દરજણ.
ગંભીર ઘોષથી ગરજતી, ધજા ફરકે બારણે;
શામળ કહે, શાણા સમજજો, કવણ નાર તે કારણે.

પડાઇ.

પ્રતાપવંતો પુરૂષ, જનોઈ અગ ધરે છે;
પ્રૌઢ પેખિયે પેટ, સિંગ એક શીશ સરે છે.
ચરતો સાતે ચાંચ, કોટિધા નૃત્ય કરે છે;
બાળક તેડ્યું બાંહ, હામને હામ હરે છે.
ફરિ જાણે છે તે કૂદડી, ઘોર સ્વરે ગુણ ગાય છે;
શામળ કહે, તેના સંગથી, વધતે મુલ વેચાય છે.

રેશમનો રેંટિયો.

અચરત એક અપાર, વપૂ જોતાં વાંકડિયું;
પાછળ પેડ વિશાળ, શોભતું મુખ સાંકડિયું.
રૂપ બહૂ બહુ નામ, ધણી બાજત મુખ બોલે;
છત્રિશ રાગનિ છત્ય, દશે દિશમાં તે ડોલે.
બોલાવ્યું બોલે નીચ ઘેર, ઉંચ અમિરને વશ કરે;
શામળ કહે, સમશા શોભની. ધારક રૂપ મન ધરે.

શરણાઇ, સુઇ, બણગુ.

નિરખી નહાની નાર, કાંઇ ઉજળી કાંઈ કાળી;
કપટી કૂડ કલંક, પેડમાં પોઢી પાળી.

પગ લાંબા બે બાહુ, બંધ બાંધી છે બેડી;
અનમી નર અહંકાર, ટેક રાખંતી તેડી.
તે ભામનિ ભોંઇડું ભોગવે, ભૂપતિની પાસે ભજે,
દુશમન તેને દેખી ડરે, શામળ કહે, શોભા સજે

કટારી.

શીશ વિનાની નાર, મૂખ મોટું સુખ માણે;
બોરિંગનો જે ભક્ષ, જમી તે ઝાઝું જાણે.
પલક ન રાખે પેટ, વળી ઊઠે વળિ બેસે;
પાતળું થઈને પેટ, તેહ પૃથ્વીમાં પેસે.
વાંકાં કહુણને વશ કરે, બળતાંને બાળે બહુ;
સમજ્યા કેડે તો સેહેલ છે, શામળ કહે, ગોધો સહુ.

ધમણ.

નૌતમ નિરખી નાર, જુલમવાળી ઝળકંતી;
નહિ હાથ નહિ પાગ, લાડ ઝાઝે લળકતી.
મંદિરમાં માલત, ઓપતી ઓઢી પેહેરી;
નાસે થઈ નિરમાલ્ય, વાદ કરતો જે વેરી.
છે નારિ જાત નિરબળ નહી, કળી જરૂપ કાયા થકી;
શામળ કહે, શાણા સમજશે, કહું કાલા તેને નકી.

તરવાર.

આવ્યો સોદાગર એક, માલ લાખેણો લાવ્યો,
ગરથ કમાવા કાજ, ભલો સહુ જનને ભાવ્યો.
હય હાથી સુખપાલ, લક્ષધા લાખે લેખે;
જેને જેવું કામ, દ્રષ્ટિએ દુનિયા દેખે.
પુછિ તેજઘડી ને તે દિવસ, રહ્યો ન પૈસે રોકડો;
હુંડી પત્રી તો હોય શી, ફિસે ન ગાડે દોકડો.

માટીનાં રમકડાં પડ્યાથી ભાગી ગયાં.

નહિ પુરૂપ, છે નાર, નિહાળી જોતાં નામે;
ચંદ્રબિંબ આકાર, નથી તે કામે હામે
ગજદ્વાર રહત, અધર અવનીથી બાધી;
જોતિષ વિદ્યા જાણ, સમય દેખીને સાંધી.

ને માર ખાય મહોકમપણે, બૂમ પાડી બોલે બહુ;
નાનાં મોટાં નર નારિયો, શામળ કહે, શુણે સહુ.

### ઘડિયાળ.

એક નારી નિર્માણ, પ્રમાણિક જને પ્રમાણી;
વીશ પુત્ર બળવંત, વિવિધ શું કહું વખાણી.
તેને સુત ચમ્માર, સુતા બે બે વળિ તેની;
પુત્રીનો પરિવાર, જગતમાં શોભા જેની.
ચંચળ સુત તો ચમ્માર છે, તેહ સવાયા શેર છે;
કવી શામળ કહે, શોધી જુઓ, મહિમા મોટો મેર છે.

### વીશ મણની ખાંડી.

પુરૂષ એક વયવૃદ્ધ, ખરી તેને ખટ નારી;
તેને બે બે તનુજ, તનુજને સુંદરિ સારી.
એક શ્વેત એક શામ, પુત્ર પછિ તેના ઝાઝા;
પંદર પંદર પ્રમાણ, તેહ વળી કહિયે તાજા.
જે નામમાત્રનો નાશ છે, કોડ શાસ્ત્ર કહે છે કવી;
પણ શામળ, એ પરિવારનો, નાશ કોઇ કાળે નથી.

### સંવત્સર અથવા વર્ષ.

પુરૂપ એક પવિત્ર, પરાક્રમિ દીસે પોઢો;
ચંચળ ચારૂ ચાલ, જાણુ જશવતો જોડો.
રાજમારગે રોજ, મોજ ઝાઝેરી માલે;
જર વિઘાની જોસ, ચહિ ચોખુટે ચાલે.
નર એક નારિ મે નિરખિયે, અધર ઉપાડીને લિયે;
છે નામ એક એ નારનું, કહે શામળ કારણ કિયે.

### પાવડીનો જોડો.

બ્યંડળ મળી દશ વીશ, નપુસક ટોળું કીધું;
ઓપક નાની નાર, બંધને બાંધી લીધું.
નવરાવ્યું ધરિ નેહ, રૂદેમાં રાખિ રમાડ્યું;
પરમેશ્વરથી પ્રથમ, જુગતથી તેને જમાડ્યું.

તેનું જાદું, સૌ કો જમે, ગુણ તેના પણ સઉ ગણે.
સામળ, એ સમશા શોધશે, ઘટમાં જે ડહાપણ મણે

## પત્રાળું

નારી છે નવ રંગ, નહિ મા બાપનિ સૃષ્ટી,
નહી બીજ વાવેત્ર, નહિ નિપજાવે વૃષ્ટી
રહિ અંતરની આકાશ, નહી કોઇ તેનું જોડુ,
છે મુખ નાસા નેણ, પુછ પણ પરઠ્યુ પોહ્ડુ
તે નારિ નારિયે નથિ જણી, સ્વરૂપ ઉજળે સાચગી,
પરઓ તો પેહેરો પાઘડી, નહી તો પેહેરો કાચળી

## સપની કાંચળી

અતિશય મોહુ મુખ, બેય પાસાથી સરખુ,
બેજ સીંગ અનૂપ વિના પાણી'તે પરખ્યુ
લક્ષ હજારો લોક, સૌ રહે તેને શરણે,
નિરમળ સાથે નેહ, ચાલ ચાલે વણ ચરણે
સમશા છે સાગર જેવડી, અક્કલવંત કહે આવડયુ.
સામળ કવિ કેહે છે, શીખવુ, નહી કહો જો નાવડયુ

ત્યાં કોઇનુ મહા રાખે નહી, લાય મોઇની નવ લિયે,
શામળ કહે, તે સતવાદિયો, દેખે તેવુ કહિ દિયે

### દશરોરો

ખાટ પુરૂષે એક નાર, નાર ત્રણે નર જાણ્યું,
સોળ નરે નર હોય, પરાક્રમિ તે પરમાણ્યું,
એ પુરૂષે એક પુરૂષ, ભાગ દ્વાદશને નામે,
ફરી વાયદો કથ, ગયા ગુણવતા ગામે
રખવા તો પીશક વહી ગયા, વરષા તહા કે વાગમા,
શામળ કહે છે, તે સુરી, અતિ દીઠી ઊચાટમા

(છ ચોખાની, રતી ત્રણ રતીનો વાલ સોળ વાલનો
ગદિયાણો, બે ગદિયાણાનો તોલો, તોલાનો
બારમો ભાગ માસો એટલે મહિનો)

ખાટ પગ તો છે ખરા, ભમર તો નહિ તે ભાઇ,
એક વાસો બે શીશ, કહું શી તેની કમાઈ
વિધિ બંનેગમ નાક, નાથ ઘાલી ઘણિ મોટી
જુઓ કરમના જોગ, ચોટિ વાસા વચ મોટી
વાજુ કહેછે સૌ તેહને, છે જુનુ જો જોષમાં,
શામળ કરિ કહે, સદા વસે, સાહુકાર ઘેર શોખમા

### તાજવુ

અતરિક્ષ નાર અનૂપ, તેહ ઊનાવી ઊને,
મહોકમ ખાયે માર, બહુ બકવા કરી બોને
મુખવિણુ મોઢુ શીશ, જનોઇ કડે ઘાલે
બાઘેલી બનત્રતિ, મોજ મંદિરમા માને
તે હસ્ત પ્રહારે જેહને, તે શોભાવે સર્વને,
શામળ કહે, એ શમશા કહો, કે મૂકો મન ગર્વને

### પીંજરાની તાંત

મસ્તક મોઢુ હોય, મૂખ તેનુ નવ દીઠુ,
અન્ન નીર નવ ખાય વદે અમૃતથી મીઠું
પોઢા પગ ને પેટ, પ્રીતથી પચ પ્રમાણે,
રાજદ્વાર રહત, કદી મોટા પરમાણે

સારંગ નામ શોભીત છે, વરમે સારગ વાણિયે;
સમજે સમશા શામળ તણી, તે જશવંત જાણિયે.

## તંબુરો.

બસેં હાથની બાળ, કહું શી તેની કરણી;
પાંચ હાથનો પુરૂષ, પ્રીતથી તેને પરણી.
કામનિ વશ કરિ કંથ, બળે કરિ બાંધી લીધો;
ત્યારે પામ્યો માન, કબુલ સહુ લોકે કીધો.
નર નારિ બિજાં તે ભોગવે, લંપટ કોઈએ નવ કહે;
કવિ શામળ ભટ સાચુ કહે, રૂચિ મૈં ટાને નિત્ય રહે.

## ખાટલો અને ભરવાની પાટી.

એક નાર ખટ ચરણ, પાખવાળી રસ ગચે,
જાત જોરાવર જાણ, વદનથી અમૃત સાચે.
ઉત્તમ અધમ આહાર, ઉચ નીચે જઈ પેસે;
દિવસે તે દેખંત, નિશા અધી થઈ બેસે.
કોઈ એની આભડછેટને ગણે નહી ભમતા ભવન;
સમજ્યા કેડે તો સહેલ છે, કહો, નાર એ તે કવણ

## સાખી

નારી બહુ બળવત, રહે પોઢી પુર પ્રીતે,
કરે અહાર અપાર, નદી તે રૂડી રીતે.
પુંછળ આખ ને કાન, બહુ જોગવર બોલે,
શત્રૃ કેરૂં માલ, દેખિ તેને દુર ડોલે.
તે રાજદ્વાર રોખેં રહે, અજિત કહાવે આપમા;
શુરા પણ કાયર થાય છે, તે નારીના તાપમાં.

## તોપ.

નપુંસક સરખું નામ, મહિપને મંદિર મહાલે,
નર નારી બે જોડ, ચડી વાહન તે ચાલે
શાહ સુબા સુલતાન, માન પામે તે મહિમા;
ત્રિવિધી પાડે ત્રાસ, ગર આમઃ ને સામા.

છાનું રાખ્યું તે નવ રહે, બોલાવ્યું બોલે બારણે;
શામળ કહે, સમજે સુલક્ષણા, કવણ અર્થ એ કારણે.

નગારૂં.

વૃક્ષ ઉપરે વાસ, માન પદવી છે મોટી;
જટા બિરાજે શીશ, ચાર તે ઉપર ચોટી.
ત્રણ નેત્રો તનમાંહિ, નહી શિવજીનો સંગે;
અમૃત સરખું નીર, નહી ગુણવંતિ ગંગે,
તે જગત જાગમાં જશ લિયે, ઓચ્છવ મગળમાં અતી;
છે નરમ હાડ કાયા કઠણ, શામળ કહે, શોધો સતી.

નાળિએર.

નગર એક નવરંગ, દિસે ચારે દરવાજા;
વરણ ચારનો વાસ, જગત જશ મહિમા ઝાઝા.
મંદિર છન્નુ મહાન, પડે પાદર ત્રણ પાસા;
કરે રાજ બે વીર, ક્ષત્રિવટથી તે ખાસા.
સુંદર સાહેલી સોળ છે, રમત રમે તે શું નિત્યે,
તે કવણ નારિ, ને નગર શું, ચાતુર જન ચેતો ચિતે.

સોગટાંબાજી.

અગ્નિ તણી બહુ આંચ, એક મરદે શિર માણી;
બીજે દીસે હાડ, ગાળ્યા વરવાને રાણી.
ત્રિજે કરવત લીધ, કપાવી કટે કાયા;
ત્રણ પામ્યા એક નારિ, માનની ઉપર માયા.
છે ત્રણ નામ તે નારિનાં, નપુંસક નર ને મેરિઓ;
કવિ શામળ ભટ સાચું કહે, લઘ્ગીપતની લહેરિઓ

પાન, તબોળ, નાગરવેલ, ચૂનો, કાથો, અને ફોફળ.

અતિશે ઉજ્વળ અંગ, થયો કાળો તે કરમે;
ખટ્ દર્શન ખટ શાસ્ત્ર, ધરે અતરમાં ધરમે.
પોતે જાત પવિત્ર, ન્હાના ધોવાથી નાસે;
જળ પિધે જીવે નહી, પલક ન રહે જળપાસે.
પરમાર્થી પરાક્રમી ઘણો, પરમૂલકમાં પરવરે;
શામળ કહે, શાહ સુલતાન સહુ. અધિક આશ એની કરે.

કાગળ

## અભાગિયા વિષે

છપા.

નિર્ભાગી જાય ગંગ, કષ્ટ પામે લૂંટાય,
જો તે રળવા જાય, લાભ સુદ્ધાં લૂંટાય
અભાગિ પરણે નાર, જાય નિમરી કે મરશે,
અભાગિ પામે ગરથ, ચોર કે હાકમ હરશે
નિરભાગી બેસે ઘોડલે, પડશે કે પગ ભાગશે,
નિરભાગીને મંદિર મળે, પડશે કે દવ લાગશે
અભાગિ જમવા જાય, ભુખ્યો રહે કે વળે નાસી
વદે સરસ જો વાત, લોક કરશે સઉ હાસી
અભાગી ડાહ્યો થાય, ઘણા જન તો કહે ઘેલો,
જો નવ બોલે બેલ, કહે હઈયાનો મેલો
સઉ કર્મહીન કૂટાય છે, ગરથ જ્ઞાનનો ગૂટકો,
શામળ કહે છે, નિર્ભાગિનો, કશિ વાતે નહિ છૂટકો
અભાગિ બહુ આદરે, થયો કહે શે હડકાયો;
જો ઉદ્યમ નવ કરે, અકર્મી એ કહેવાયો
જો તે ઝાઝું ખાય, થયો કહેશે અકરાંતો;
જો તે ગાણું ગાય, થાય વિસ્તારે વાતો
આપે કો સિધુ અકર્મિને, પડિયો કાણો નીકળે;
શામળ કહે સઉ એ સમજજો, ખોટ અકર્મિને ખળે

---

## ધનવાદિ અને વિદ્યાવાદીનો સંવાદ.

પ્રથમ ધનવાદી બોલ્યો

છપા

જરનુ જ જગતમા જોર છે, દુરિજન જરે નમે સહુ;
શામળ કહે છે, જર જોરથી, "બાપો" એમ કહે બહુ.
જર માતા ને તાત, જાત તે જરથી જાણો;
ડહાપણ પણ છે દામ, દામ રાજા ને રાણો.
સગા સહોદર સર્વ, દ્રવ્ય વણજે વેપારી,
રંગ ને રૂપ અનૂપ, દ્રવ્ય તે ધીરજ ધારી.
સૌ જગત વશ્ય છે જર થકી ગરથમાહિ ગુણ બહુ ગણ્યુ,
શામળ કહે સ્વર્ગે સચરે, જોર હોય જો જર તણુ.
વિપ્ર ભણે છે વેદ, જઈ જરને તે જાચે,
સાધક ને વળિ સિદ્ધ, રૂદે જરથી તે રાચે.
ધરા બાંધે શસ્ત્ર જરથકી તે કર જોડે,
અનમી ને અહંકારિ હાથ જર આગળ ઓડે.
ગામી નામી ને મહિપતિ, જરને વશ વરતી રહે,
શામળ કહે છે, સંસાર સૌ દમડાને "ડાહ્યો" કહે.
જરથી પામે જોખ, જરે ઇન્દ્રાસન આણે,
જરથી જગ જીતાય, જરથકી મોટમ માણે.
જરથી લાખ કરોડ, હોડ હઠીલા હારે,
જરથી રાજ્ય થપાય, જરે આગ્નાને મારે.
એમ જગત વશ્ય છે જરતણે ચિંતવે તે ગુણ ગણે,
જગદીશ ઈશ વશ જર તણે શામળ ભટ સાચુ ભણે.
ઘણો જેહ ઘર ગરથ, રૂપ તેને ઘેર રહે છે;
ઘણો જેહ ઘર ગરથ કુલિન પણ તેને કહે છે.
ઘણો જેહ ઘર ગરથ રહે વશ તેને રાજા,
ઘણુ જેહ ઘર ગરથ સુજશ એને જન ઝાઝા.
જર તો છે જીવનથી અધિક, બુદ્ધિ નિધાન પ્રાક્રમ બહુ,
શામળ, સેવક શ્રીમતના શત પ્રકાર શોભિત સહૂ.
જર વિના જેહ જોખ, શોખ તે તો નહિ સાચો,
જર વિણ તનમા પ્રાણ કહુ કરતુ તે કાચો.
જર વિના જે રૂપ દેહ કુરૂપી કૂડો,
જર વિણ મદિર માલ, ભર્મ રાખે તે ભૂડો.

જર વિણ ડહાપણુ છે જેટલુ, તે ઘેલાપણુ જાણવું;
શામળ કહે, સવળી ચીજ તે, જગમા જર પરમાણુ.
જરથી શોભે સર્વ, વેદના જરથી વામે,
જરથી જીતે ન્યાય, જરે મન વાછિત પામે.
જરથી સગપણુ સાથ કરે જરથી સૌ કાજે,
જર ઓપવે હાથ, જર થકી સરવે લાજે.
જર તરણાનો મેરૂ કરે રાજ્ય અપાવે રકને,
કવિ શામળ કહે છે, જરથકી, પામર લુટે લકને
ગાઠે જેને ગરથ, ભણી તે વિદ્યા ભણિયો,
ગાઠે જેને ગરથ, રહે નહિ કોઈનો રણિયો
ગાઠે જેને ગરથ, તેજ પડિત છે પૂરો,
ગાઠે જેને ગરથ, તેજ છે સામદ શૂરો
વળિ ગાઠે જેને ગરથ છે, પરાક્રમી પરમાણવો,
શામળ કહે છે, સંસારમા, જરવિણ મૂરખ જાણવો.
જર છે સૌનો જીવ, જરે લે મહાસુખ માણી,
કરે પરાણે પ્રીત, રક રાજા ને રાણી.
જર વશ બધુ જગત, જરે જુવતી વશ થાય,
જર આગળ કર જોડી, રહે મોટા ઋષિરાય.
જર જગલમા મગળ કરે, જુગતી સરવે જોગવે,
શામળ કહે, ધનથી ધનપતી બારે સુખ તે ભોગવે.
ડહાપણુ દમડામાહિ, રહે દમડામા યારી,
દમડામાહી રૂપ, ભેદ દમડામા ભારી
જો દમડામા જોર, રહે વશ થઈને રાજા,
દમડે ઉચ્ચ અધિકાર ગુણ દમડામા ઝાઝા.
દમડો છે મોઘો દેવને, વણ દમડે સૌ વામણા,
શામળ કહે છે, દમડાતણા, ભાત ભાત લેઉં ભામણા
જર દેખી જશવત, ગુણને જ્ઞાન ગમાવે,
ધન દેખી ધનવત, નીચને શીશ નમાવે.
સોનુ દેખી શ્રીમત, કપટનું કામ કરે છે,
ગરથ દેખિ ગુણવત, હેતથી હાથ ધરે છે

રાજા કે શું રાંકની, નિર્મળ કુળની નારિયો;
શામળ કહે છે, મસ્ત જાણજો, જર દેખી કરે જારિયો.
શીર કપાવે શીશ, ચતુર ચાકરી ચલાવે;
નાચે છે નૃત્યનત, ગીત ગુણિજન થઈ ગાયે
ફિરાવત વિદેશ, જાચવા કાગળ જાયે,
મજુર વહે શિર ભાર, કષ્ટ કારણ મહે કાયે
જે જે ઉપાય અન્યાય જે, બુદ્ધિ બગાડે બારણે;
શામળ કહે, શાણા સમજજો, દ્રવ્ય કમાવા કારણે.
જર પાખી જગમાહિ, મોજ એકે શી માણે;
જર પાખી જગમાહિ, આપ અક્કલ શી આણે
જર પાખી જગમાહિ, સ્વાદ એકે નવ સૂઝે;
જર પાખી જગમાહિ, બડાઈ કશી ન બુઝે
જર પાખી તો જખ મારતા, ફરે બિજુ બૂઝે બહુ;
શામળ કહે છે, જર જોરથી, શુભ વાતો સૂઝે મહ.
દમડા પાખી દરિદ્ર, કુલિન તે કિંકર કહાવે;
રિદ્ધિ વિના તે રંક, પ્રતિષ્ઠા માન ગમાવે
વિદ્યા અને વિવેક, દામ આગળ સૌ ડૂલ્યા,
જે જે કરવા જાય, ભરમથી સરવે ભૂલ્યા.
જે શૂર પૂર શાણા ઘણા, વપુ વર ગુણી વાંકડા,
શામળ કહે, સૌ સંસારમાં, રિદ્ધિ વિનાના રાંકડા
જેને જરનું જોર, જુલમ ઝાઝો કરિ ઝુઝ,
જેને જરનુ જોર, બિજાને તે નવ બૂઝે
જેને જરનુ જોર, અહંપદ અતિશે આણે;
જેને જરનુ જોર, જગત ઉજડ તે જાણે
વળિ જેને જરનુ જોર છે, છાકયો રહે અમલે અતી.
શામળ કહે છે, સદબુદ્ધિ વણ, રૂડુ ન થાય તેથી રતી
એ હાથીનુ જોર, બાહુ બે માહિ બિરાજે,
વાઘ સિંહની પેર, ગરથ ગાંડે તે ગાજે
ભુખ તડકો કે ટાઢ, નહી જર પાસે જાય,
વ્યંતર ભૂત કે પ્રેત, કદી ચેટક ન ચહાય

મન મદીરા શેર સગાતણી, કેદ્ય સદા આવી વસે;
શામળ કહે, દુખિયો દુખ કહે જરવાળો હૈડે હસે
નિરધન બેલે સત્ય, કહે જરવાળો જૂઠી;
નિરધન ગાણું ગાય, જાય જરવાળો ઊઠી
હાહા કરે સઉ લોક, વદે જરવાળો જૂઠ,
રિદ્ધિ ઉપર સઉ રાજી, રિદ્ધિ પાખી મઉ રૂઠું
ચૌદ વિદ્યાની ચાતુરી, ગરથ સાથ વાસો રહે;
વળિ કર્મ ધર્મ ને શર્મ સઉ, કવિ શામળ જરને કહે.

## દોહરા.

દશધા દરિદ્ર ઘર વિષે, દરિદ્ર ઘર ઘરસૂત્ર;
અર્થ સરે કેમ ગય વિણ, પરણે ક્યાથી પુત્ર
શુ કરે વિદ્યા બાપડી, શુ કરે રૂડુ રૂપ,
લક્ષણ તે લક્ષ્મી વિના પડે કારમે કૂપ
શુ કરે ખિચારૂં શાણપણ કરે શુ વારૂ વર્ણ;
ધન વિના ધાતો ફરે, તુચ્છ છેક જ્યમ તર્ણ.
જેવુ સુખ શમણા તણું, નદી મૂળ નહિ ડાળ;
મનોરથો નિરધન તણા, સરવ આળ પંપાળ
દરિદ્ર સરખુ દુખ નહિ, શ્રીમન સમુ નહિ સુખ.
લક્ષ્મીવત લીલા નહિ, ભાગે ભારે ભૂખ
લાયક સૌ લક્ષ્મી વડે, લક્ષ્મી પાખી લીન,
જરવિણ જશ જુતે નહી. દેહ દામણા દિન
લક્ષણ બત્રિશ લક્ષ્મી વિના, શબવત્ સર્વે શૂન્ય,
બોતેર કળા બેશી રહે, નિર્ણય કરતા ન્યૂન
દરિદ્રિ હોય ડાહ્યો ઘણો, ગાતા આવડે ગાન,
એ ગુણ કોઇને નવ ગમે, કહે શીદ ફોડે કાન.
મેલો મલિન હિંડે ઘણો, દઢ ગાઢે હોય દ્રવ્ય;
વિશ્વ વખણે તેહને, સારો કહે જન સર્વ.
ભોશરિયો ને કુલક્ષણો, કાયર કપટી કૂડ;
જર હોયે જશ દે સઉ, પરાક્રમી એ પ્રૌઢ.

વેદ પાત્ર વિદ્યા નિધી        સકળ શોભાય સાર્થ;
લક્ષ્મીવંત આગળ જઈ,        હેને જોડે હાથ.
જોરાળા જમ દૂતથી,        ધારાળા મહા ધીર;
જર કારણ જશ ગાય છે.        શોંપે શીર શરીર.
કવિતા હોય સવિતા સમો,        ને તમ નામ ગણાય;
લોભે લક્ષપતિ કને,        જર જાચણ તે જાય.
નગરતણો હોય નરપતિ,        અનમી કરે સહુ અર્જ;
કોડપતિને કરગરે,        કાઢવા માગે કર્જ.
કળાવંત કળા કરે,        ગુણ રૂડા સહુ ગાય;
રાગ સંભળાવી રીઝવે,        જરપતિ પાસે જાય.
વાંકા ને વરણાગિયા,        કોકટ મારે ફૂલ્ય;
મૂકે પુત્ર ગોસાળમાં,        ધનવિણ કડાપણ ધૂ!

કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે;
કરે નીચનો સંગ, નીચની રીતી રાખે
વળિ નીચ કામ નીચા કરે, નિચ કહેવાશે ઉચ જન
શામળ કહે, સંગત નીચની, ભાઇ ન કરશો કોઇ દન.
પંડિત પંડિત પ્રીત મૂરખને મૂરખ વહાલા,
રૂડો રૂડી રીત, ચતુર ચતુરાઈ ત્યાં ચાલ્યા
૫૮ ૧૭ સુગરે વહાલો સુગ, દાનને દાતાને દાતા,
જોગીને વહાલો જોગ, ગુણી જનને ગુણ ગાતા ૨૧
શુરાને વહાલા શુર નર, કાયરને કાયર ગમે,
જશવંત ગમે જશવંતને શામળ કહે સદા સમે
મળે ઊંચને ઊંચ, મળે ભગીને ભગી;
મળે નીચને નીચ, મળે રાગીને રગી
મળે ભગતને ભગત, મળે પાપીને પાપી
મળે જ્ઞાનિને જ્ઞાનિ, મળે જાપકને જાપી
વળિ વ્યસનીને વ્યસની મળે, મળને મળતા ગુણ મળે,
જળમળતણુ મળે છે તકમાં, શામળ, પય શાકર ભળે

## મોતવિષે છપા.

કોઇ કહે આવ્યો તાવ કોઇ કહે થયું કોગળિયું,
કોઇ કહે કરડ્યો નાગ કોઇ કહે વરી વળિયું
કોઇ કહે વાધ્યો રોગ કોઇ કહે શોકજ વાગ્યું,
કોઇ કહે મારી મૂઠ કોઇ કહે પાપજ લાગ્યું
ઇશ્વર મને લેતો નથી, જગતમાહિ મહિમા જુઓ
શામળ કહે છે સૌ સાંભળો મોત આવ્યું તેથી મુઓ
૧ પેસે અરણ્યમાં નીર, તીર ગંગાને બેસે;
ચડે જો પર્વત મેરુ કહી પાતાળે પેસે
પર્વતમાહિ પ્રવેશ, કરે આપે એકાંતે,
ખોરાક અમૃતાહાર જમે ભૂના બહુ ભાંતે
ફિકર રાખે કઇ માંદિધા, સચ પ્રપંચ ઘણા કરે
શામળ કહે છે સૌ સાંભળો મોત આવ્યો નિશ્ચે મરે

કોઇ આજ કોઇ કાલ, કોઈ દિવસે કોઇ રાતે,
કોઇ જોબન કોઇ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે
કોઇ તાવે તરફડી, આપ ઘાતે કોઈ મરતા,
કોઇ ભોગ કોઈ રોગ, કોઇ તો સરપ કરડતા.
કોઇ વાશિ શિકાર કે હડકવા, કોઈ મમતે લડિને મુઓ,
પણ કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુયે
રાખે લખ રખવાળ, લોહ પિંજરમા પેસે
અરણ્ય વિચ આસન, ગાળીને જો કોઇ બેસે
વજ ગુફા ગંભીર, માહિ કોરાની માણે;
ઈંદ્રજાળ વિધાય, જુગતથી જો વળિ જાણે
સંભાળિ સાચવી સાચરે, કોટિ જતન કોડે કરે,
જાળવતા પણ જીવે નહીં, મોત વખત નિશ્ચે મરે
ચિરંજીવિ નહિ કોઇ, ગયા મનુજેવા અધિપત,
ચિરંજીવિ નહિ કોઇ, ગયા વહિ અગણિત અધિપ
ચિરંજીવિ નહિ કોઇ, ગયા અધિકારી ઇંદ્રે,
ચિરંજીવિ નહિ કોઈ, ગયા કઇ સૂરજ ચંદ્રે
વળિ ગયા રામને રાવણા, ગયા દેવ ને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા કોણ માત્રમા માનવી
કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે ખટ માસે,
કોઇ નવે દશ બારે, કોઈ પચીસ પચાસે.
કોઈ સાઠ શીતેર, કોઈ પોણોસો એશી,
જે જાયુ તે જાય, નથી રહેવાનું બેશી.
જે નામ તેહનો નાશ છે, ધર્મજ એવો ધારવો,
કવિ શામળ કહે મૂરખ કરે, ગદી દેહનો, ગારવો
ઘડી પલક કે પહોર, સાંજ સવાર કે વહાણું,
એ દીપકો ઓલાય, ન આવે સાથે નાણું
રહે ઘરમા કે ગામ, દેશ પરદેશે પડશે,
જળ પરપોટો જેમ, એક દિન નિશ્ચે નડશે

રાખી કોઈની રહેશે નહીં, દિવસ નથી નહિ દેહનો,
શામળ કહે કાચો કુંભ છે, તો ભરમો શો તેહનો.

## સ્ત્રીના ગુણવિષે છપા.

રામા રજનિ ખાણ, જાણ એ રંભા રૂડી,
ધરે સોળ શણગાર, હાર કંઠે કર ચૂડી,
શોભે જળ હળ ગેહ, દેહ ગેમત શુભ સાજ;
શોભા કેરૂં સદન, મદન હસિ રાખે રાજ
ભડ ભોજ કરણ વિક્રમ અને, હરીયંની હાર ા,
પંડીત ચતુર પુત્ર પાટવી, નૃપતિ નેક સુત નારમ.
જે ઘરમાં ઘરનાર, કામ કુધારે દેશે,
જે ઘરમા ઘરનાર, પિંડ પિત્રી પણ લેશે
જે ઘરમા ઘરનાર, તેજ એણ શિર ટળશે,
જે ઘરમા ઘરનાર, માન માણસમા મળશે
ઘરનાર જેહને ઘર થશે, શોભિત શાહ રમ જસો
ઘરનાર વિના નર નિંદ્યો, શાહ તોય તસ્કર તસો
નાર વિના નર રંક, શક રાખે નહિ કોઈ,
નાર વિના નર ચોર, જોર જર એસે ખોઈ
નાર વિના નર નિર્મળ, સબળ રાખે નહિ સગે,
નાર વિના નર દીન, હીનસુખ એકલ અગે.
ચતુરા વિન તો ચાને નહીં, જગતમાહિ રહે જાહેર.
શામળ કહે છે, શામા કરી તજે જગત ના તાહરે
બાળપણે થઇ માત મટાડે પીડા મનની,
જોબનમા દે રંગ, સગ સુખ દાયક તનની.
સુખ દુખમા સમભાગ, રાગ રૂડે ગુણ ગાતી,
ચતુરા ચિત્ત હરનાર, ગાર ઉરમા મદમાતી.
વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુખ ટળે
એ અંતકાળ અળગી નહીં, બહુ સ્નેહ મ ધે ભજે.
મામ આગોર મેદ, જેહને વિશ્વ વખાણે,
પાછળ પરે દુકાળ, કોણ તે જુગતી જાણે

મોતી મોંઘે મૂલ્ય, વેહ પાડતાં તૂટે;
કસ્તુરી હોય કતાર[૧], શેલભ[૨] ખાતાં તે ખૂટે.
પણ લાભ મરમ ગોથો તનુજ, વદ વઢેગ જાણિયે;
ત્યમ એહ મોતિ ને મેની, નર નીવડે વખાણિયે
પશુ ચરેછે તરણ, રહેછે રણમા રમતાં;
નર નારીની જોડ, ભાળિયે સાથે ભમતાં;
દેરૂ ગુપ્તિ આકાશ, જુઓ તેનું પણ જોડું:
કોણ ઉંચ કે નીચ. ગધાડું કે કાં ઘોડુ
સુર અસુર નાગકિંનર વિષે, દેવી, નાગણ, દાનવી;
ગન ગરદ ક્યાંછે ગેરિયે, કોણમાત્રમા માનવી.
નાર વિના નર રંક, દામણો દીસે દેહ,
નાર વિના નર રંક, દિસે ગુણહીણો ગેહ
નાર વિના નર રંક. નહીં ધન ધીરે કોય.
નાર વિના નર રંક, હરિ પૂજન નવ હોય.
નિર્બળ છે નર નારી વિના, ભોગ કશા તે ભોગવે;
નારાયણ અર્દ્ધ અપુતો ગણ્યા, જુવતી વણ નર જોગવે.
નારી નરનું અંગ, સુખ દેયણ કર સેવા;
વળી પુણ્યમાં ભાગ લાભ જશ લાખો લેવા
જ્યામથી સંતાન, ધર્મ પુંહી તે ધારે;
પ્રગટે પુત્ર સપૂત, કુળ ઇકોતેર તારે.
જો શુદ્ધ મળે જો કામની સ્વામીને સુખ દે મતી,
લહુ જોય વિચારૂ આંપથી, પુણ્યવંત તેનો પતી.
માતાનિ મોટે મુલ્ય મહામાયા એ મોટી;
જિતવા ધકે જેહ, તેહની ખાતજ ખોટી.
સ્વર્ગ મૃત્યુ પાતાળ, ભેદ ભારત જે ભણિયા;
ઉંચ નીચ ને અમીર, સર્વ જુવતીએ જણિયા,
સ્ત્રી પારા રત્નની ખાણ છે, મોટિ પુરુષથી પ્રીછજે;
ઋદ્ધ શાસ્ત્ર સાહિ, શામળ કહે, અતરમાં સઉ ઇછજે

---

૧ હાર અથવા પંક્તિ ૨ તીડ.

નિર્મળ મનની નાર,  સ્વામિને સ્વર્ગ પમાડે;
યુવતી જોબનમાંહિ,  રીઝથી રંગ રમાડે.
ટાંડે કૂળ કલંક,  સરસ ચલવે ધરસૂત્ર;
વધે તેહથી વંશ,  પરસવે પુત્ર સપુત્ર,
વળિ હોય સતી શુભ સાધવી, પુણ્યવંતી તે પારખી;
એ નીચ કોઇક જ નારિયો,  સ્વભાવે સઉ નહિ સારખી.

## જુવાનીના જોર વિષે છપા.

કઈ જોબનને જોર.  જગતમાં બનિયા જોગી;
અડસઠ તીરથ અટન,  ભાવ ભરપૂરે ભોગી.
કઈ જોબનને જોર,  પ્રસિદ્ધિ પામ્યા પ્રાણી;
કઈ જોબનને જોર,  ભણ્યા વિદ્યા રસ વાણી.
જે સત્ય અસત્ય ભુંડું ભલું,  જોબનમાં સ્થિર થાય છે;
શામળ કહે જોબન જોરમાં,  વેગે જન વહિ જાય છે.
ધોળા થાશે કેશ,  ડાહિ કહેવાશે ડોશી;
વિપરિત થાશે વેશ,  તનુ પાળીને પોશી.
થર થર ધ્રુજશે થૂળ.  નમી જશે બે નેણાં;
પડે દેહમાં વેહ,  વદાશે વિપરિત વેણાં.
વળિ લીટ ચુશે બહુ નાકથી,  બેય કાન બેરા થશે;
સેવો પ્રભુને, શામળ કહે,  જોબન જોર વહી જશે.
જેમ વાદળની છાંય,  ચાર પળનો છે ચટકો;
મનમાં ચેતો મનુષ્ય,  ખરો રાખીને ખટકો.
રાખ્યું તો નહિ રહે,  રૂપ ને જોબન રૂડું;
વૃદ્ધ થઈ જશે વેષ,  કલંક રહેશે કૂડું.
છે કોણ રંક કે રાજિયો,  રૂપ વૃદ્ધ ને બાળનું;
શામળ કહે, રાખ્યું નવ રહે. સર્વે ચવેણું કાળનું.

## સોબતવિશે છપા.

હસ્તિ સિંહને પ્રીત  પ્રીત વાઘણ ને હરણી;
ગરૂડ સરપને પ્રીત.  પ્રીત તીમીર ને તરણી.
ઉંદર બલાડી પ્રીત,  પ્રીત મીની ને શ્વાન;
પ્રીત સરપને નોળ,  પ્રીત લંપટ ને ધ્યાન.

## પિતાના હેત વિષે છપા.

પુત્ર કરે જો પાપ, પિતા તે પુણ્ય જ જાણે;
પુત્ર કદિ દે દુઃખ પિતા તે સૂખ પ્રમાણે.
પુત્ર કરે જો હાણ, પિતા તે લાભ જ લેખે;
પુત્ર વદે જો જૂઠ, પિતા દિલ સત્ય જ પેખે
અવગુણ અસંખ્યધા પુત્રના, પિતાને મન તો લાડ છે;
શા ગુણ ઓશીંકળ કીજિયે, પૂર્ણ પિતાનો પાડ છે.
પુત્રતણો વીજોગ, તેથી દાવાનળ રૂડો;
પુત્રતણો વીજોગ, તેથિ શુભ જળમાં બૂડો
પુત્રતણો વીજોગ, તેથિ શુભ ડસવો સાપે;
પુત્રતણો વીજોગ, તેથિ શુભ તપવું તાપે.
મહાદુઃખ નહીં મરવા તણું, દુઃખ નહીં તન રોગનું;
પણ કોડ દુઃખ શામળ કહે, મોટું પુત્ર વિજોગનું.
પ્રીતી બહેરી તાત, મહાપ્રીતી માતાની;
પ્રીતી સગાં સમસ્ત, પ્રીત બારે ભ્રાતાની.
પ્રીત ઘણી મોશાળ, પ્રીત પણ શ્વસુરે પુખાન
પ્રીત ઘણી પ્રિયનારિ, પ્રીત શુભ સ્નેહિ સખાન
છે પ્રીતિ અધિક પ્રકારની, કહે શામળ કોડે કથી;
પણ અધિક પ્રીત અતરતણી, સપુત સમાન સરસ નથ
જેણે ચડાવ્યાં આળ, બાળ રમતાં રોવરાવ્યાં;
સ્ત્રીવધ ગોવધ બ્રહ્મ, હત્યાદિક પાપ કરાવ્યાં.
પ્રિય માય કરિને વેર, ઝેર દેઇને જર હર્યાં;
કથા ગર્ભ કઇ પાત, ઘાત કૂટંબે કરિયાં.
પાડ્યા વિછોહ નર નારિને, ભંગ કર્યાં ઘરસૂત્રનો;
પામે પોતે તે પાપથી, વિજોગ પ્યારા પુત્રનો.

## મોટા લોક વિષે છપા.

મોટા કેરૂં છિદ્ર, કાઢશે તે દાઝશે,
મોટા સાથે વેર, કરે તો સ્ત્રી રડાશે.
મોટા સાથે પ્રીત, પિડા કોઈક દિન કરશે;
મોટા સાથે મમત, કિવે વણુ મોતે મરશે.

વળિ મોટાને જે ખુબ કર, તે આટાનુંશે ત્યે,
તેમનિ કિરતિ રાજ સુનિ, કરશે તે દુખિયો થશે.
મોગ પામે ગેહ, કિજે તો થોડા બાધે,
અગપણુ મોગ સાથ, કિજે તો કાળજુ નાપે.
મોગ આવે ઘેર, અવાસ્થને તો તાકે,
મોટાથી વેહેવાર, કરે તે ગાભર થાય
જે મોગ જન મુરખમના, તે ગાયે ના ઓનિયે,
શામળ કહે, એવા આગજે, ગન પડે ના ખોનિયે
મોગ સાથે વેર, કરે તે કાગજ કુડુ,
મોગ નાથે વેર, કરે તો ભાગજ બુડુ
મોગ નાથે વેર, થયુ તો છુટજ લેશે,
મોગ સાથે વેર, કરે તે કેર ન્હશે
માનિયે વાત મોટાતણી, કદિ નિંદા નવ કીજીયે,
શામળ કહે, પ્રીતી પૂર્ણ જો, પણ મોટાથી બીજીયે
કરે ચોરી જે ચોર, એક દિન શીશ કટાવે,
કરે જારી જે જાર, માન મરજાદ મગાવે.
કરે ચાડી જે ચાડ, સુજશ જોતામા જાય,
નિર્ધનનો વેપાર, કદી દેવાળુ થાય,
જે મોગ સાથ મમત કરે, મોત વિના જિવે મરે,
નીગરા ગ્જાથી પણુ નઠી, કેમ અગથ એકે ગરે

## સહજ વેર વિષે છપા.

વેર રૂપણુ દતાર, દેખિને દિલમા દઝે
વેર સતિપ્તને વિપ, પરસ્પરના મત બાજે
વેર શ્વાન માજાર વેર તો ગરૂડ અહીને,
વહુ સાસુને વેર, વેર ગજરાજ સહીને
વળિ વેર પાપિ પુન્યવતને, વળિ ઓરમાયા ભાઇને,
એ સહજ વેર, શામળ કહે, બેહેન અભાગણિ બાઇને
વેર ભર્મને કર્મ, વેર સોકયો જ્યા સરખી,
પાપી પર પરેન, વેર ઈર્ષા કરખી

વળિ પ્રીત વિ  ને વરતિયા  પ્રીત અસુર સુરલોકની,
શામળ કહે, એવી પ્રીત સઉ, સકળ સૃષ્ટિમા લોકની,
પ્રીત તેતરા બાજ,  પ્રીત કાગળને પાણી,
પ્રીત સતિ ગુણિકાય,  પ્રીત આટા ને ઘાણી.
પ્રીત અગ્નિ ને નીર,  પ્રીત સાચા જૂઠાની,
પ્રીત ચોર ને શાહ,  પ્રીત રિઝવણ રૂઠ્યાની.
એ પ્રીત વૈર લાખો ગમે, કહે શામળ કહું શુ કથી
સૌ દુઃખમા દુખ અસારમા, સોકય સમાન કશુ નથી
અંધાને દુખ આંખ,  સારૂ નરતુ નવ દેખે,
બેરાને દુખ કાન,  રાગ પૂરણ નવ પેખે
રોગીને દુખ રોગ,  ભોગ એકે નવ ભાવે,
ભિક્ષુકને દુખ એક,  છેક ભીખારિ કહાવે
એવા તો દુખ અનેક છે  પગાને દુખ પગ તણું,
શામળ કહે, સ્ત્રીને સોક્યનું, છે દાવાનળ દુખ ઘણુ

પતિની સાથે રહેવાવિષે છપા

કાકાને સુત પાય, ગૂણ હિણુ મૂર્ખ ગણાયા,
ભોજ પરાક્રમ પ્રૌઢ, સુજસ જગમાહિ જણાયા.
કાકે પરદયે શિર કાપવા, વ્યાઘ્રે ત્યા વનમા કહ્યુ,
તુ સમર ભા શ્રીરામને જાણુ ભોજને ત્યા થયુ
લખ્યો પત્ર એક તત્ર ગયા માધાતા મહિપત,
ગયા રામ રાવણે, ગયો દુરજોધન ધનરત
ગયા પાડવો પાય, ગયા સુરનાયક ઇંદ્રે,
ગયા નળ નદૃ ગયો હુશી હરિચદ્રે
પૃથવી ઉપર કઇ પ્રગટિયા, પૃથવીમા સર્વ કો શમ્યા,
મ સાથે પૃથ્વી નવ ગઈ, ગુણ કોઇનિ પણ નવ ગમ્યા

## ભોજની સભા વિષે.

સભાપડિત શત સાત, વદે વ્યાકરણ સુવાણી,
જોશી આઠ હજાર, અગમની જુગતી જાણી
વૈદિક વેદ હજાર, એક ભારતના ભાળે,
અગ્નીહોત્રી અયુત, આનસત પ્રયુતજ પાળે
નાટક ચેટક નિત્ય નવનવા ચારણ ભાટ કવિત ભરયા,
ભરપૂરણ ભોજ સભા ભણી, શામળ કહે છે નહીં મણા
એમ્સયો કાળિદાસ, બેસયો માઘ પ્રમાણ,
નણુસનો નૃપ ભોજ, ચોસથી સભા વખાણ
નવુ કવિત ક શ્લોક, નવી કા વાત બનાવે,
મના લાખની મરસ, ભોજ મનમાની લાવે
બડ રથકી પાછો વળ્યો તો તેને ભમણ્ જણ્,
શામળ કહે, તેથી ભોજનુ, ભમણ ભોજ નામ જ પડયુ
દિવ્ય દેવાશી દેહ, મેહ જેવો મન ગરવો,
કરણ સમો દાતાર માત સાગરરત સરવો
નિર્મળ શશિવત નામ, કામ હરિચદ્રજ સત્યે,
પૂરણ રવિ પ્રતાપ, આપ રાજા બળિવતે
છે જોડ જુધિષ્ઠિર સરિખો, લાયક જન લક્ષમાં લહે,
તે ભોજ ભલો [illegible] ની, કવિ શામળ કોડે કહે

વેર સગુણ અવિવેક, વેર ભિક્ષાપર ભિક્ષા,
વેર મૂર્ખને મિત્ર, શાણપણથી દે શિક્ષા
એવા વળિ વેર અનેક છે, નાઇ ઉતરે નાઇ જશે,
વળિ સદા વેર શામળ કહે, સદગુણને દુર્ગુણ ગિને.
પિતા તણો હણનાર, એહ પણ વેર અનેરૂં,
હણે નારિ કે પુત્ર, નેહ પણ વેર ઘણેરૂં
કરે નિત્ય અપમાન, કનક ચડાવી કોપે,
હરે ભૂમિ ધરસૂન, લાજ લોકોમાં લોપે
પણ હાડવેર એથી અધિક, શામળ ભટ સાચુ ભણે,
જે જુલમ વેર તો જાતિનું, હત્યા કરતા નવ ગણે

તેડું ભર્યું શત્રુનું, ભ્રમ જામે દબાવે,
તેડું ભર્યું મેં દુષ્ટ, દેશ છળ કરી છડાવે
તેડું ભર્યું યમરાજ, જીવ જલદી લઈ જાય
તેડું ભર્યું લેણુ ાર, તેણું લઈ મારગ થાય
શુભ તેડું તાત તરિયાતણું, મિહ સર્પ વિષપાનનું,
શામળ કહે, ભટ્ટ સવળી દુખ તો તેડું દિવાનનું.
કોઈ સમે દે દ્રવ્ય, કોઈ વેળા મન મેને,
કેઈ સમે કરે કોપ, કોઈ વેળા ખુશિ ખેને
કોઈ સમે શિરપાવ, કોઈ વેળા લે લૂંટી
કોઈ સમે રહે રંજ કોઈ વેળા રહે રૂઠી
જુવા ઘડી ઘડીમા ગુણ ઘણા, શામળ સત્ય કહે મહી
બહુ દીઠા ને બહુ સાભળ્યા, ટપતિ મિત્ર કોના નહીં

## વાણિયા વિષે છપા.

જીવ દયા પ્રતિપાળ, આળ એકે નવ મોને,
ન્યાવટ શાવર નેમ, ધર્મની ધારણ તોળે
સદાવ્રતની સાખ, લાખ ઠેકાણે લહિયે,
પુણ્ય વાતમા પૂર નૂર કુળ શું કહિયે
આનેછે મોટા મહિપતી, દેશ વિદેશ કાઠી કરે,
શામળ કહે, શા સુલતાનસમ એમા નર અતર ધરે
અધર્મ કે અભિમાન, ગાન કે તાન ગમે નહિ,
નિંદા નીચ સ્વભાવ, ભટ્ટ મુખ વેણ ભજે નહિ
ક્ષણિકખાદિ ગુણ વીશ, રીમનો ન ગમે રો
ચોરી ચાડી જૂઠ, અલ્પ૦ ધરે ન અગે
કદિ આળો કોઈક દે ઘણી પાછી વાળિ ન જાણિયો,
વળિ ચુક ન જોને પારકી આચારી જર નહિ નો
વીશ વસા નહિ વણિક, જિભે જો જૂઠ રોવે,
વીશ વસા નહિ વણિક પેટો પડ્યો ખોવે
વીશ વસા નહિ વણિક ઉતાવળિયો જો મારો,
વીશ વસા નહિ વણિક, વનિતા શું વહેવારે

વળિ વીસ વસા તે વણિક નહિ, ચડ્યો રાવણે જાણિયો;
જે સત્ય તજે શામળ કહે, વીસ વસા નહિં વાણિયો.
વાસ નહીં જ્યાં વણિક, નગર તે ઉજડ કહેવું;
વાસ નહીં જ્યાં વણિક, રાતવાસો નવ રહેવું.
વાસ નહીં જ્યાં વણિક, કશો વેપાર ન કરવો;
વાસ નહીં જ્યાં વણિક, તહાં ભંડાર ન ભરવો.
વિદ્યા વિવેક બુદ્ધિ નહીં, વસે નહીં જ્યાં વાણિયો;
એ અધિક અક્ષર વરણ વિષે, શામળ જુગતે જાણિયો.
ભોગી ભૂપ સમાન, દયાળુ દાતા દાનો;
વણુજ વજીરી વકીલ, મહીપતિનો મન માનો;
નાણાવટમાં નેક, કોઇ કરોડ કહિયો;
દોશી દાસ દલાલ, બનો બજારી ભણિયો
ગુણ સાગર દિલ ગરૂઓ ઘણો, લેણ દેણ લાયક લલો
વિચારિ વિવેકી વાણિયો, શામળભટ કવિયે કહ્યો
...હયાનો ધીર, નીરમાં નાણાં નાંખે;
...નો ડાહ્યો દીક, તોતળી ભાષા ભાખે.
...જે આગળ બુદ્ધિ, સમા પરમાણે સૂઝે;
...રે લાખનો વણુજ, ઘણો નાણા વિણ ...
...શેર કોડી કેરી કરે, ખરચ કોડ જશ જા...
... ચાર વરણમાં ચતુર નર, વિવેકી જોતાં વાણિયે
...વો નિરદય નીચ, એવો વમનદયા વાહુ;
...વો કોઈ અકરમિ, ખાત્ર પાડુ કે ખાડુ
...વો ભાંડ ભવાઈ, એવણે જાચક જોગી;
એવો વરણ અનરણ, એવણે ભીક્ષા ભોગી.
એવણે કાઢિયા માઢિયા, ઠગ ગોરા કે ઠણિયા;
શામળ કહે, અર્થ સરે નહીં, નખાણિ એવણે વાણિયે.

## દાતા વિષે દોહરા.

દાતાથી મોટો નહિ, દાતાથી નહિ શૂર,
દાતાથી ડાહ્યો નહી, પ્રતાપ જેને પુર
બહોતેર કળા બુદ્ધિ વધે, ચઉદ વિદ્યા ચિત્ત ચ હાય,
દાતાગુણ જેમા વસે, બહોળો જશ બધાય
ફેળ વિફળ જાણે નહી, દીનથી હોય દાતાર,
વિશંભરને વહાલો ઘણો, ધન્ય એનો અવતાર.
સોમા શુરો મોર્ઇક નર, લક્ષે કોઈ દાતાર,
પડિત નર પરખી શકે, ધન્ય એનો અવતાર.
શરીર આપવુ સોહ્યલુ, દોહલો દેવો દામ,
દાતા ધન ધુળવત ગણે, તે નહી દામે દામ
જીવત જગતે જશ વધે, સ્વર્ગસમુ સુખ થાય,
કૃપણ હોય મોટી પતી આપ હાથે ન ખાય.

## કૃપણ વિષે દોહરા.

અગ્નિ ચોર હાકમ લિયે રહે કર્યો દાટ્યો દામ,
કરપિ છોરા કરગરે, ન મળે વપુ વિરામ
એને ધન શત સહસ્રધા, ગાય કરોડો લાખ,
નિરખી હરખે સુમ નર, રહે છે અતે રાખ

### છપા.

જેમ ઘાંચિનો બળદ, રાત દિવસે તે ફરિયો,
જ્યમ ગદ્દો ગુણ હીણ ભાર અગુતેખે ભરિયો
પાડો જેમ પખાલ પુઠ પર પરડે પાણી,
વેડે પન્ક્યો વીર, તરફડીને તે તાણી
જર રળ્યો રોજ થઈ રાકરો, વેઠી દુખ વધારિયો,
શામળ,નવ ખાધો ખરચિયો, જીતી બાજી હારિયો
જર જોતામા જાય, ચોર કે હાકમ લૂટે,
જર જોતામા જાય, જુઓ જર ખાતા ખૂટે
જર જોતામા જાય . ઉડે જો આગ સજોરી,
જર જોતામા જાય, ચડે ચાડી કે ચોરી.

જર જાવા બેસે જે સમે, રાખ્યું ઘડી રહે નહીં;
શામળ કહે, જાય સમૂળગું, કહો મૂખ જોતું કહીં.

## લોભ વિષે છપા.

લોભ ઘટાડે લાજ, કાજ બગડે જો જાગે;
વળિ ઘટે વેહેવાર, ભાર શોભા પણ ભાગે.
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે;
લોભે સૌ સંતાપ, છાપ ચોંટે કુળ કર્મે.
સન્માન માન મોટમ મટે, શુદ્ધ કુળમાં શળ છે;
શામળ કહે, શાણા સમજજો, લોભ પાપનું મૂળ છે.
વાણું સાંજ સવાર, મધ્ય સંધ્યા મધ્ય રાતે;
ઘડી પલક ને પહોર, આજ કાલે પરભાતે.
રવી સોમ શનિવાર, ત્રીજ તેરશ ત્રયવેળા;
શરદ શિશીર વસંત, ભુવન ભૂવનમાં ભેળા.
કૃત આદિ યુગઅંતે કળી, શુદ્ધ વદ સર્વે સમાયછે;
શામળ, આશા તો અમર છે, જુગ બાધા વહિ જાયછે
જાય લોભથી જીવ, દૈવ પણ લોભે રહે;
ભવન કરી દે ભસ્મ, લોભનો અસી ઉડે.
હોય લોભથી હાણ, જાનપણું લોભે જાય;
લોભે હીમત હીન, દીનપણું લોભે થાય.
લોભે લક્ષણ લાખો ઘટે, લોભે સંકટ શળ છે;
કવિ શામળ ભટ, સાચું ભણે, લોભ પાપનું મૂળ છે
લોભે તુટે પ્રીત, લોભથી જીત ન હોય,
લોભે ચોરિ ચાડિ, કરે કુળવંતા કોય.
લોભે બોલે જૂઠ, લોભથી હત્યા થાય;
લોભે જાય વિદેશ, લોભથી ગાણાં ગાય.
લોભી સઘળો સંસાર છે, હોય જોયિ પણ દીનતા;
શામળ, બહુ લોભી બે જણાં, વિપ્ર અને વળિ વીનતા.

## આશા.

આશા છોડી ખાણ, પહાડયિ થાય ન પૂરી;
હેમ મેરૂ સમ હોય, તોય પણ રહે અધૂરી.

આશા નીર અધાત, બહુ જન તેમા બૂડ્યા;
કોણ રાય કે રંક, કોણ રૂડા કે ભુડા
શૂરા પૂરા પંડિત સઊ, ભણ્યા ગણ્યા ભૂલા ભમ્યા,
આશારૂપી અરણ્ય જળે, શામળ કહે સઊ શમ્યા.
ગળે અઢારે અંગ, ગળે નાસા ને નેણાં,
પળે મુંડ ને તુંડ, વદાયે વિપરિત વેણાં.
અસ્થિ રૂધિર ને માંસ, સુકાય ચલાય ન ચરણે,
ધાતુ સરવગો ધ્વંસ, કશુ સભળાય ન કરણે.
ઇંદ્રિયો બંધિયે અડવડે, આહાર નિદ્રા પણ ઘટે,
શામળ કહે, તૃષ્ણા શતગુણી, મનમા વધે, નહિ મટે
અર્થી ન ગણે પાપ, અર્થી જગને નવ જૂએ,
અર્થી ન માને શાપ, પાણી પરિયાનું ખૂએ
અર્થી કૂડા કામ, કરે બેકે નવ બીહે,
અર્થી બોળે નામ, લાખ લાછન શિર લિયે
અર્થી તો જિર આપે ખુએ, આથ અવગુણ નવ ગણે,
અર્થી આખે દેખે નહી, શામળ ભટ સાચુ ભણે.

## અંધ કોણ?

કામી કહિયે અધ, અધ લક્ષ્મીનો લોભી,
અંધ સવારથ સર્વે, અધ મેરો મન મોભી
અધ અદેખો આપ, અધ ચોરી ને ચાડી;
અધ અહપદ ઊર, અડાવે વાતો આડી.
એવા અનેક તો અધ છે કા નર ને કા નારિયો,
શામળ કહે અધ અતી ઘણા, જે જન દીઠે જારિયો
લોભ કરાવે કષ્ટ, લોભ મરજાદ મટાડે,
લોભ કપાવે શીશ લોભ ગુણ જ્ઞાન ઘટાડે
લોભે જાય તણાઈ લોભ સુખ સર્વ શમાવે,
ઉત્તમ અધિપતિ આપ, નીચને શીશ નમાવે
દુખ દાવાનળ તો લોભ છે, કરે ગુણીને ગરકમા,
કવિ શામળ ભટ સાચું કહે, લોભી પડશે નરકમા

## ભીખ વિષે છપા.

ભીખમાહિ નહિં ભોગ, ભીખથી જોગ ન સાધે,
ભીખમાહિ નહિ માન, ભીખથી ભાગ્ય ન વાધે.
ભીખ નામ નિર્માલ્ય, ભીખથી ભાર જ ખૂએ,
ભીક્ષુક ઓછુ પાત્ર, ભીખ સામુ કો જૂએ
છે વરણુ તુછ તે સરનથી, ભીખ હોય હલકી બહુ.
કવિ શામળ કહે, શાણા ગુણો, ભિખથી ભુડુ શુ કહુ.

દોહરા

મોતથી ભુડુ માગવુ, ધર્યો જન્મ તે ધીક,
કહેવો દાતા સૂમને, ભુડી સૌથી ભીખ
કાયર શૂર વખાણુવો, કૃપણ કહી દાતાર,
નીચને ઊંચ વખાણુવો. ભારે ગ્રહેવો ભાર.
અધર્મિ હોય અભાગિયો, અધિક જણાવે હર,
રીઝવવો રાજા કહી, ભીખને માથે ભર
ગુણી કહેવે ગુણહીનને, સ્વલ્પ નાની શક;
ન રહે બોલ જાચક તણો, ભીખને માથે ભક.

---

## પ્રશ્નોત્તર વિષય છપા.

પ્રશ્ન

કોણ પૃથ્વિથી પ્રૌઢ? કોણ અણુથી પણુ નાનો?
કોણ પવનથી પહેન? કોણ દેવોથી દાનો?
કોણ વિધુથી વિમળ? કોણ અગ્નીથી તાતો?
પયથી ઉજ્વળ કોણ? કોણ મદિરાથી માતો?
વળિ કવણુ તેજ તરણીથકી? કોણ શર્કરાથી ગળી?
કવિ શામળ કહે, ઉત્તર ક્યો, પૂરણ પહેચે મન રળી
સ્વર્ણથિ શોભે કવણુ? કવણુ કુશમથી સોંઘો?
કવણુ તરણુથી તુચ્છ? કવણુ મણિથી છે મોઘો?
કવણુ બરાસથિ બેહેક? કવણુ કાજળથી કાળો?
કવણુ લોહથી કઠણ? કવણુ બાળકથી બાળો?

## નહારૂં શું?

બાળ મુરખશું મેળ, બાળ જે પાપે રળવું;
બાળ નિર્લજ વેપાર, બાળ અણમળતે મળવું.
બાળ ગુણ વિણ રૂપ, બાળ વગડામાં વસવું,
બાળ બહુ બકવાદ, બાળ દરદમ જે હસવું.
વળિ બાળ ઉપાસન ભૂતનું, બાળ વિદ્યા વિણ નામને,
વળિ બાળ દેહ દાતાર વિણ, બાળ વૃદ્ધ વિણ ગામને
બાળ વસવું મેસળ, બાળ સ્ત્રીવણ સુખ વરવું,
બાળ બનેવી ઘેર, વસીને ભરવું ઉદરનું
બાળ દિકરિના દામ બાળ શત્રુઘર શરણું;
બાળ કુંડળો કાન, કથા ન શુણી કદિ કર્ણે
બાળો પરવશ પેટાગથી, અન્ન વિણ ઉદર બળે,
શામળ કહે, બહુધા બળ જે, સપુત વસે અમગ વરે
બાળ માગવી ભીખ, બાળ કાશદિયુ કરવું;
બાળ ચોરિનૂ ચિત્ત, પારકુ ધન જે હરવું
બાળ વૈતરૂં વેઠ, ભાર લેવો નિત શીરે,
બાળ પુરૂષ પરવશ, દીનતા નિશદિન દીસે
વળિ બાળ પથ જે પાપનો, બાળ એકલ શ્રૃંગ થવું.
શામળ, તે ધંધો બળ જે, વિદેશ જનમારો જવું

વાધા વિજોગ ભોગ, ભોગ વાામોને ભગ્નુ
મહાભોગ પ્રેમ પરનારીશું, ભોગ ભમન મુરખપણું,
મહાભોગ બન્નિ આવે નહીં, ભોગ એમ નાને બાણુ.

કોણ મુઓ ?

મુઓ મુરખને જાણુ, મુઓ જે નરિ કુનારી.
મુઓ દેહ ક્ષયરોગ, મુઓ જે રણશિર ભાગી
મુઓ ચડેલ કલંક, મુઓ અપજશ લે આપે.
મુઓ ખેપ કરનાર, મુઓ જે ગળુ પાપે,
જન મુઓ જેહ પરવશ પડયો, મુઓ જે વનિતાવશ હવો.
કવિ શામળ ભટ સાચુ ભણે માનહીણ માણસ મુઓ

કોણ જીવ્યો ?

જીવ્યો જશ લેનાર, જિવ્યો પરમારથ પૂરો,
જીવ્યો દાતા દેહ, જિવ્યો જે સામદ શૂરો
જીવ્યો ભાવિક ભક્ત, જિવ્યો જે જગને જાણ્યો,
જીવ્યો કિરતીવત, જિવ્યો કવિજન વખાણ્યો
જીવ્યો જન તે તો જાણવો, જેનિ આશ સઉકો કરે,
શામળ કહે, જીવ્યો તેહ જન, જે સકટ પરના હરે

પ્રશ્ન

પ્રથમ પાણી કે પવન ? પ્રથમ ક્ષીતી કે ખગ્ગા[1] ?
પ્રથમ બીજ કે વૃક્ષ ? પ્રથમ ઔષધિ કે અગ્ગા ?
ઘણ કે એરણ પ્રથમ ? પ્રથમ મરદન[2] કે મેરી ?
પ્રથમ વૃષ્ટિ કે સૃષ્ટિ ? પ્રથમ આબો કે કેરી ?
વિદ્યા કે વિપ્ર પ્રથમ, કહો ? પ્રથમ દિવસ કે જામની ?
શામળ કહે, જાણો તો કહો ? પ્રથમ કથ કે કામની ?

ઉત્તર

નહિ પાણી કે પવન, નહી ક્ષીતી કે ખગ્ગા.
નહીં બીજ કે વૃક્ષ, નહિ ઔષધિ અગ્ગા
નહીં એરણ ઘણ નહી, મરદ કે નહિ નહિ મેરી,
નહીં વૃષ્ટિ કે સૃષ્ટિ નહીં આબો કે કેરી

૧ પક્ષી ૨ પવૈન

નહિ વિદ્યા કે નહિ વિપ્ર પણ, નહી દીવસ કે જામની;
શામળ કવિ કહે છે, સમજજે, કથનિ સાચે કામની.

### ખાવાના છ રસ.

ગુણનિધિ ગોરસ એક, બિજો ઇક્ષુરસ બાળા;
ત્રીજો રસ તાંબુલ, મધુ ચોથો રસ માળા.
પ્રિયા આંબરસ પાંચ, છઠ્ઠો સબરસ તે મીઠું,
વિશ્વવિષે વિખ્યાત, કેને દુર્લભ દીઠું.
સપ્તમ રસ શોધ્યો નર મળે, ખરી જ રસની ખાણ છે,
જ્યમ હીરો કોઇક હોય છે, પોઢા તો બહુ પાણ છે.
ગાવાના રસ ગણુ, કર સૂકી પહેલો,
બીજો રસ બહુ તાન, ત્રિજો રસ વાજા વહેલો.
ચોથો રસ ચતુરાઈ, ચઢી જે બુદ્ધિ બોને;
પવિત્ર રસ પાંચમો, નામ ઇશ્વર અણુ તોને.
છઠો રસ સઉનો છત્રપતિ, જે વેગાનું ગાન છે,
શામળ કહે રસિક શિરોમણી, મોટા જનને માન છે.
દર્શન પેહેલુ વિપ્ર, પ્રભૂને યજ્ઞે પૂજે,
શુભ દર્શન શ્રીપાત, સચ્ચિદાનંદજ સૂઝે.
નિર્મળ દર્શન નાથ, શક્તિ પૂજનનો સગમ;
વર્તિક દર્શન વેદ, પાચમુ જાણો જંગમ
દર્શન છઠ્ઠુ દરવેશનુ, એક જ સઉનો ઇશ છે,
શામળ કહે છઠો એકના, પા ખડો છત્રીશ છે.
સસ્કૃત ભાષા સરસ, માગધી મોટે મુલ્યે,
ગ્વાલેરી ગુણનીધ, અપભ્રંશી તે તુલ્યે
દેશી ભાષા દાખ, પિશાચી પઢજો પ્રીતે;
ચારણુ ચોથી ભાખ, નાજકારે શુભ રીતે.
એ ખટ ભાષા જે ખોળગે, ધારી જોતા ધર્મ છે,
કવિ શામળ ભટ માસુ કહે, ભોગી તેના બ્રહ્મ[1] છે.
ન્યાયશાસ્ત્ર નવરગી, બિજુ વેદાત વખાણું,
મીમાંસા મહામુલ્ય, જુગતિ પાતાજલિ જાણુ.

---

૧ બ્રાહ્મણ

સાંખ્યશાસ્ત્રની સાખ, ભના જન તે તો ભાગે,
વૈશેષિક ગુણવાન મનનો સશય ટળે
ખટશાસ્ત્ર કહ્યા તે ખોળશો, વિવેકતા તો થશે,
કવિ શામળ ભટ સાચુ કહે, નહિ એમા સશય કરો

## જીવતાને મધણુ મળે

વાઝણિ પ્રસવે પુત્ર, મુખ પણ કવિજન થાશે,
નીર ભરાય નવાણ, રક શિર છત્ર ધરાવે
વળે કોઈ દિન વેર, ઝેર વળિ જાય જરૂરી,
ગુણકા જેવિ ગમાર, સતી તે થાય જ રૂડી
એ રીત અનેક થયા થશે, શાસ્ત્ર સાખ દે છે સહી,
શામળ કહે, સાચુ શુ કહુ, જીવ ગયો આવે નહી
જિવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી,
જિવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી
જિવતો માડે જગન, સુકીરતિ જીવતો સાહે,
જિવતો પહેરે નગ, જીવતો લાણુ લાહે
વહાલાનો હોય વિજોગિયો, તે સજોગી થાય છે,
પણ મુઆ કોઈ દેખે નહી, શામળ ભટ ગુણ ગાય છે

## સુખ દુખ વિષે

દુખે જાય સદબુદ્ધિ, દુખે ભણતર નવ ભાવે,
દુખે ડહાપણ દૂર, દુખ કુડ કપટ કરાવે
દુખે દેહમા રોગ, તેજ તનનુ તો નસે,
દુખમા લીના લેહેર, પથક નવ આવે પાસે
દુખ દાવાનળમા ડૂબિયો, જરિયે શાતી નવ જડે,
હસવુ નવ આવે હેતથી, ફુલ મુખમાથી કયમ પડે
સુખે સાભરે સર્વ, વ્યસન બહુ વિધિના બૂઝે,
રમવુ હાસ્યવિલાસ, સ્નેહની જુગતી સૂઝે
બાગ બનાઇના બાગ, જાન જોણુ ને જાતર,
ખટરસ ભોજન ખેલ, મહાસુખ મહિમા માતર
દુખ દાવાનળમા જે પડ્યો, સુખ સર્વે એનુ ગયું,
હસવુ ક્યમ આવે હેતથી, પિંજર બળી પ્રલે થયુ

## ઈશ્વરની કૃપા તથા આપત્તિ વિષે.

દિકરી કરે દામ, ખરચિ જોબનમા રાડે,
જન્મ કુવારા જાય, પછી ઘડપણ ઘર માડે.
મૂકે નિરમા નાવ, બને એવુ કે બૂડે,
ઘણિ પકવે બહુ ધાન, આવિ ગામોતર ગૂડે.
મનના મનસ્યા મન રહે, વિચાર્યું વાયે જાય છે,
મન મમત ઘણો મુરખ કરે, કર્તાનું કર્યું થાય છે
જે બેસે ગજશીશ, ચરણ અણવાણે ચાલે,
ન જુએ તડકા ટાઢ, ફરે દાવાનળ ઝાગે
જે ઘેર લાખ કરોડ વ્યાજ ભરતા તે દીકા,
સુતા પુષ્પની શેજ, કાશદા કરે વરીદા.
છે એવિ અકળ ગતિ દૈવની, સુખ ત્યા દુખ આવી અડે,
શામળ કહે સઘળા માનવી, સામે દુખ જે શિર પડે

### દોહરા

ભર્તા કહે શુણ ભામની, તજ મન ચિંતા શોક.
ગમ્યુ થાય જગદીશનું ડહાપણ કરવુ ફોક.
કો વેળા નગનિ‍ંય ધરે, કો વેળા નહીં દામ,
કો વેળા સેવક મહુ કો વેળા પરકામ
કો વેળ ખટરસ સહિત, પેર પેર પકવાન,
કો વેળા કષ્ટે મળે, મઠ કુશકા ખડધાન
કો વેળા ગજ ઘોડના. છત્ર ચમરની છાય
કો વેળા પગ પાદત્રે, તાતી વેળુ માય
કો તક મદિર મહેલમા, સુખ સજ્યા ફૂળ ફૂલ
કો વેળા આલોટણુ. ધરણી કટક ધૂળ
કો તક પટકુળ પામરી, મોંઘે મૂલ્ય મગન,
કો વેળા રણુ રખડતુ. નિર્લજપણે નગન
કો વેળા પરવત ટપે, સમરથપણે શરીર
કો વેળા દેહ દામણી, ન પીએ હાથે નીર
કો તક કેસર અરગજા, વપૂ ઓપાવે વર્ણ,
કો વેળા કિંકર થઈ, ચાપે પરના ચરણ

| | |
|---|---|
| એ તન માણક મોતીના, | દેખે હાટે હાટ, |
| કરે એ સઘળે રગડુ, | જાણે માથે ભાર. |
| એ વેળા અર્ક ચડે, | દિવાન થઈ દિન દીશ, |
| એ વેળા અર્ધર મરે, | પડે મોજન સીસ |
| એ વેળા ધ્વજ ધર્મની. | નદાવતની શીખ, |
| કગાળ થઈને કરગરે, | જાચકી માગે ભીખ |
| ન તક પચ પ્રમાણમા, | મોટા આપે માન, |
| ને તક દેશરોગ દિયે, | કથન સુણે નહી કાન |
| અમા અમાની ધારડી, | સુખ દુખ અપરમપાર, |
| પુણ્ય પાપ બે જોડલે, | એમા શો અહકાર |
| સાત અપૂત શોભિત સદા, | મોટા જન દે મગ, |
| વધુ ધનના તે વાઝિયા, | કોઈ ન મૂકે આગ |
| ભા, ભાઈ મૂરખ કહે, | તારૂ ન મળે તન, |
| પુણ્ય પરવારે રણુ અટે, | દિવસ પાધરે ધન |
| પુણ્યાર્થનું ફળ સુખ છે, | પાપ દુખની પેર, |
| પૂરુ કોઇ અમૃત પીએ, | કોઇ હળાહળ ઝેર |
| સુત અમૃદ્ધિ શરીરનો, | કરશો ગર્વ ન કોય, |
| ભલે મળ્યુ તે ભોગવો | છાયા ફરતી હોય |
| રાણી દાશરથી[1] તણી, | અમારે દાસિ શરીર, |
| અરણ્યમા અર્ભક જણ્યો, | ન મળે અન્ન કે નીર |
| ધણાઈ રઝળી રણુ વિષે, | જળ કારણ તે જાય, |
| પડત પડે, ચડતે ચડે, | ગતિ કહેવાય |

## હિંમતવિષે છપા.

| | |
|---|---|
| હીમત મૂકે હાણુ | હિમત મૂકે તન ધ્રુજે, |
| હિમત તજે જિવ જાય, | સરમ રસ્તા નર સૂજે |
| હિમત મૂકે હમેશ, | જરૂર જર ને જશ જાય, |
| હીમત મૂકે દામ, | લેણુના દેણુ થાય |
| હીમત મુક્યાથી હરિયે, | ભડકી વેણુ ન ભાખિયે, |
| કવિ શામળ કહે છે, સર્વ। | રુદે હીમત રાખિયે |

---

[1] રામ

## ગરજ વિષે છપા.

ગરજે જાય વિદેશ, ગરજ શિર ભાર ઉપાડે;
ગરજે વાજાં વાય, ગરજ તરવાર વજાડે.
ગરજે ગૂણુ ગણાય, ગરજથી ધન પણ ધીરે;
ગરજે મોંઘો માલ, નાંખશે ઉંડે નીરે.
પામર જનને પીતા કહે, માહા સંગ રહે મળી;
કવિ શામળ ભટ સાચું કહે, ગરજ જ સાકરથી ગળી.
ગરજે ઘેલા સાથ, જાય ડાહ્યા પણ દહાડી;
ગરજે નિત્ય ઘર જાય, લે જ લાખેણી લાડી.
ગરજે પંડિત રાય, મુરખની માને સેવા;
લક્ષપતી તજી લાજ, ગરીબ ઘેર જાયે લેવા.
વળિ ગરજે ગુરૂ ઘટે, ઘણો, ગરજે રોષ મુકી રહે;

કરમે કરમે હીરા નહિ,  પુરપુર પોહા પાણ છે;
જાણો વિરલા જશવંત નર,  અસખ્ય પુરૂષ અજાણ છે.
શેરી શેરી બહુ શ્વાન,  સિંહ સાંભળિયે કાને;
સપુત સહસ્રે એક,  કપુત કોટી અનુમાને
સદવિદ્યા ક્યાંઈ શેષ,  અવિદ્યા અતિ આડંબર,
ધાતુવાદિ કો ધીર,  ધૂર્ત જૂઠા જગ ડંબર.
હરિજન સાચો તો કોઈ ક, મૂર્ખ કવી બહુ માણતા.
શામળ બહુ લોક સવારથી,  પરમારથ કો જાણતા.
બહુ બાંધે હથિયાર,  તાણવા વેળા ત્રાસે;
બોલે બોલ અતોલ,  નાણું ખરચ્યાથી નાસે.
ખાય પિયે જન ખૂબ,  હોય ખવરાવે ખાંપણ;
મસ કોઈ સાહુકાર,  ઓળરે આપી થાંપણ.
બકવા કરિ બોલ બકે બહુ,  પાળે કોઈક પુરપતી;
નુર રાખે નરપતિ નામનુ,  રૂડી કરમની જો રતી.

## પાપપુણ્યવિષે છપા.

પાપે પાપની બુદ્ધિ,  પાપ અતિશે દુખ આણે.
પાપે મિત્ર કુમિત્ર,  પાપ જુગતી નવ જાણે.
પાપે કૂળ કલંક,  પાપથી પુણ્ય પળાયે,
પાપે વટલે વંશ,  પાપ સહુ અવગુણ ગાયે.
પાપે સુધર્મ ધારે નહી,  પાપ ભગાવે ભોગને,
શામળ કહે પાપે પામશે  રગતપીત સમ રોગને.
પાપે પુજે પાખંડ,  પાપિ કુળ હીણ કહીજે,
પાપે સુખ વિછેદ,  પાપથી ફેર રહીજે
પાપે અંધ અપંગ,  પાપથી દુર્બળ દેહે;
પાપે અપજશ પૂર્ણ  પાપ અવગુણનું ગેહે.
પાપે પરિગ્રહ પ્રિછાય નહિ,  રગ રગ વેહે રોગને,
શામળ કહે ફળ એ પાપના,  પાપ ન જાણે જોગને.
પુણ્યે નાસે પાપ,  પ્રજા શુભ પુણ્યે પામે,
પુણ્યે પ્રસરે કીર્તિ,  વેદના પુણ્યે વામે.

પુણ્યે નહિ ગ્રહ દોષ, પુણ્ય સજ્જનનું ભૂષણ;
પુણ્યે દેહ ન દંડ, પુણ્ય નિર્મળ નિર્દૂષણ
વળિ પુણ્યથકી લક્ષ્મી મળે, પુણ્યે પાપ બધું બળે,
શામળ કહે, પુણ્ય પ્રતાપથી, તાપ ત્રિવિધિ તનના ટળે.
છાનું કરિયે પાપ, જગત બાંધું તે જાણે,
છાનું કરશે પુણ્ય, મોજ મહિમા તે માણે
છાનું ખાયે ઝેર, ઝેર તે વેળા લાગે,
છાનો કરડે નાગ, પનક પાણી નવ માગે.
જપ તપ કે સાધન જોગનું, તે છાના કરવા ઘટે;
અન્યાય અધર્મ જુગત કરે, તેનું માન તુરત મટે.
છાનો કરડે નાગ, જોરથી ઝેર ચડે છે,
છાનું વામે વેર, પોઢિ પછિ વિપત પડે છે
છાનો કરડે વિંછિ, ચિત્તમા લાગે ચટકો
છાનો પાતક પડે, ભયાનક લાગે ભડકો
જે છાના પાપ જગત કરે, જરૂર તે દુખ જોગવે,
પણ છાના પુણ્ય પ્રતાપથી, બધા સકળ સુખ ભોગવે

## બહોતેર કળા વિષે

ચિત્રકળા[1] પોશક[2], પાગબંધન[3] કૃતિપાક[4],
જમવું[5] તરવું[6] નીર, સ્નાન[7] જિતવું વદિ પાકે
ભરવે ભાત[9] પતંગ, બેસવું[10], સુવું[11] રોજે,
ગાનવું[12] ફિરવું[13] હોડ[14], દેવપૂજન[15] અતિ તેજે.
ધરવા અંગે શણગાર[16] શુભ, તિલક[17] કરે દીઠું[18] કરે,
ભખવું[19] ને સેવું[20] લાજવું[21], કળા એહ કો મન ધરે
કરવા લેખા[22] કામ, કામ રમવું[23] જન રીઝે[24],
ખેતી[25] વણજ[26] વિવેક, સત્ત[27] શુરાપણું[28] લીજે
ચડે[29] ઝાડપર જુગતિ, પારધી[30] પરઠે પાપે;
પંખી[31] પાડે પલક, કરી મહેનત[32] કરિ આપે
રૂપ સાધન[33] કરે વિવેકથી, હાંમી જાણે હોડથી,
ઓગડ[34] ને અમલ જ કેળવે, શામળ, સુકળા જોડથી.

પરખે નરખે[૩૫] નેહ, બોલ મઠ અમતા[૩૬] બોલે;
ન્યાય[૩૭] ચૂકવે નેટ, ધર્મની ધારણુ[૩૮] તોળે.
ગાયે[૩૯] વાય[૪૦] વિવેક, ચાહે[૪૧] ચોપગને ચિત્તે;
ઉપાસન[૪૨] આસન[૪૩], મંત્ર[૪૪] જંત્રો[૪૫] જપ નિત્યે.
પોષણુ[૪૬] દોષણુ[૪૭] ને દિલહરણુ,[૪૮] શરણાગતને[૪૯] રાખવું;
ચોરવું[૫૦] ચિતમાં[૫૧] ચેતવું, બણી કળા સત્ય ભાખવું[૫૨]
દાન[૫૩] માન[૫૪] અપમાન,[૫૫] જૂઠું[૫૬] જાણું પરખાવું;
સચ[૫૭] પ્રપંચ પાખંડ,[૫૮] દંડ દેવું[૫૯] ચિત[૬૦] ચહાવું.
તજવું[૬૧] સજવું[૬૨] મેવ,[૬૩] દેવ[૬૪] દર્શન પ્રિયમળવું;[૬૫]
કળવું[૬૬] રમવું[૬૭] રમત, દુઃખ[૬૮] સુખ શરિરે સહેવું.
વળિ પ્રીત[૬૯] રીત પગ કાઢવો,[૭૦] ખળ નવ[૭૧] જાયે ખેતરી;
નિત્ય સત્યનામ[૭૨] દિલ રાખવું, શામળ કળા બહોતરી.

## છત્રીશ વાજાં વિષે

તાલ[૧] મૃદંગ[૨] ગુધ[૩] ઢોલ[૪], રવાજ[૫] મારગિ[૬] મતારી,[૭]
વેણુ[૮] વંશી[૯] જંત્ર,[૧૦] તબુરો[૧૧] ને ગોનારી[૧૨]
ડાંમી[૧૩] નરઘાં[૧૪] ભેર,[૧૫] નફેરી[૧૬] ડફ[૧૭] શરણાઈ;[૧૮]
ઘુઘળ[૧૯] શગિ[૨૦] કરનાટ,[૨૧] ડાક[૨૨] ડમરૂ[૨૩] ગોમુખાઈ[૨૪]
ખંજરી[૨૫] મંજિરા[૨૬] મોરચંગ,[૨૭] શંખ[૨૮] ઉપંગ[૨૯] નોબત[૩૦] ભણી;
એક[૩૧] બે[૩૨] ચો[૩૩] ખટ[૩૪] નવ[૩૫] બારના,[૩૬] તારતણાં છત્રિશ મળી.

## સ્વભાવ વિષે છપા.

કેસર ક્યારા માંહિ, બરાસ કસ્તુરિ બેહેકે;
પાછળી કનકનિ પાળ, લક્ષધા મોતી લેહેકે.
ગંગા ગોમતિ નીર, ઝવેર જડીત્રજ ઝારી;
ગોળ ધરી શણગાર, સિંચે નરપતિની નારી.
એવી રીતે કદિ ઉગિયો, લસણુ છોડ ગંગાતટે;
બદબોઈ ઊડે પણુ બહુ ઘણી, શામળ, સ્વભાવ નવ મટે.
જળ તરવાને તુંબ, અગ્નિ હોલવવા નીર;
ભુખનું ઓષડ અન્ન, બાળનું ઓષડ ક્ષીર.
તાવ ઓષડ ઉપવાસ, ગૂમડે ડામજ દેવા; '
વિવેક તો વશિકરણુ, સમસ્ત પ્રકારે સેવા.

ઓષડ છે એક એકના, મોડે મોડે કહું કથી,
ભુંડા કે રૂડા સ્વભાવનું, શામળ કહે ઓષડ નથી
કોઈ સ્વભાવે શીળ, તથા કોઇક તો તાતો,
કોઈ સ્વભાવે ઉદાર, કોઈ કરપી મદ માતો
કોઈ જાર કો જુલમિ, કોઈ દંભી કે ડાહ્યો,
કો પાપી પુણ્યવંત, કોઈને વ્યસને વાહ્યો
કો હરામિ ને કો હેતુવો, કો હસમુખો હરી ઘડ્યો,
શામળ સ્વભાવ જે જાતનો, પ્રથમ પડ્યો, તે તો પડ્યો
કોઈ વરણવે વેદ, એક કો ભારે ભણિયો,
કો મૂરખ મહિપત્ય કોઈ જ્ઞાનીમા ગણિયો
કોઈ કરે બહુ પુણ્ય, કોઈ કહેવાણા પાપી,
કોઈ સમજ્યા નહિ સત્ય, કોઈ જપમાળા જાપી
કો સુખદાતા સંસારને કોઈ નીચ સહુને નડ્યો,
શામળ સ્વભાવ પલટાય નહિ, પ્રથમ પડ્યો, તે તો પડ્યો

## કણબી વિષે છપા

પટલ પાસ પતશાહ, આપ જઈને કર જોડે,
પટલ પાસ પંડીત, જાચવા જઈ જશ જોડે
પટલ પાસ મઠ ગામ, માન મૂકીને માગે,
પટલ પાસ લખપતિ, લાલચે પાયે લાગે
આ તો છે પટલ પસાયતા, જગ જીવાડણ જાણિયા,
પાતશાહ વડો નહિ પટલથી, વખાણિયે શા વાણિયા
શેઠ હોય શ્રીમંત, હોડ કણબીથી હારે,
કણબી જેવો કોઈ, ધર્મ રૂડો નવ ધારે
વણિક કોટિધ્વજ હોય, તોય ગણશે લખિ લેખુ,
દુરંગ કણબિ દાતાર, ડાહ્યો એ મેતો દેખુ
જે આપ્યું હશે તે જાણશે, અભિમાની મદ આણશે,
શામળ, સીમા આશ્ચર્યતણી, મગણ મોજે મણશે
કણબી જેવો કોય, ન દીઠો મનનો મેહેરી,
અજબ આપે અન્ન, સારનિશ સાંજ સવેરી

સુપડે આખું સુરત,    ખાય ખરચે ને ખેલે,
પરબોળી પરકાજ,    રિદ્ધિ ખરચે રમ રેલે.
એવો કણબી ભૂમડળે,    દેતા પાછું નવ જુએ;
શામળ કહે, બીજા બાપડા,    રિદ્ધિ ખરચ્યા કેડે રૂએ.
એવો કણબિ જો કોઈ,    જાચકો તેને જાચે,
રિઝે હોય બળવંત,    રખે કો તેને રાચે.
ન કહે કણબિ નકાર,    ગરમમાં એ શરમાશે,
જો કદિ નહીં અપાય,    તોય કાયા કરમાશે.
બળદની પેરે બળ કરી,    ના પોકારી નહિ કહે,
શામળ કહે, ભૂનો ભાર તો,    ધોરી કે કણબી વહે
ભાવુક જે જશવંત,    સુજશ કણબીના જોડે,
આગણુ જે મહામૂલ્ય,    હાથ હળપતિને ઓડે.
નર્તકી જે નવરંગ,    નેક કણબી પ્રતિ નાચે,
બ્રાહ્મણ ચારણ ભાટ,    જરૂર કણબીને જાચે
બ્રિજ મેવ વણિકને વેગળા,    એથિ અર્થ તો નહિ સરે,
કર જોડ જઈ કણબી કને,    હળપતિ કોડ પતી કરે.
રામથી બળિયો બળદ,    પૃથ્વિનો ભાર ઉપાડે,
વાઘ હણે છે જીવ,    બળદ તો જગત જિવાડે
સ્રષ્ટાયે રચિ સૃષ્ટિ,    પ્રથમ તો કણબી કીધો;
ધોરી સરજ્યો ધીર,    બનેને ત્યાં વર દીધો.
ઉપાડો ભાર અન્નનિતણો,    કરો કામ ખડ અન્ન જમો;
છત્રપતિ આદિ સઉ છોકરા,    બા બા થઈ ભૂત ન ભમો

સોરઠો

" કણબી કેડે કોડ,    કણબી કોઈની કેડે નહિ;"
બરી એક છે ખોડ,    ઉદ્ધતુ ઓવડ નહિ

જુદી જુદી નાતો વિષે છપા.

આળોદ-વાળદને ઉર વાત,    રહે નહિ છાની છપની,
વાળદને ઉર વાત,    રહે નહિ ખોટી ખપની
અદ્દાર વરશે એહ,    અતીશે જાતજ ઓછી,
ન ગણે પુણ્ય કે પાપ,    છકે તેની મતિ છોછી.

' શીખામણ દઉં છું સર્વને, દેશે વાગશે કુહિયો,
જે વાળદ આગળ વારતા, કહી રૂડી કે ભુંડિયો॥

**ભાટ**–કરે જમાની કોઇ, દસોંદી કોઈ કહાવે;
કોઇ વળાવે વાટ, કોઈ કિરતી ગુણ ગાવે.
કો પિંગળના પાઠિ, કોઈ મીરાશી મહોની,
કો પસાયતાં ખાય, કરે નહિ સેવા કોની
સનમાન મળે તો સાહેબી, અપમાને દિલમા ડરે;
કવિ શામળભટ કોડે કહે, ભાટ ભલી મોજ્જે કરે.

**કોળી**–કોકિલ તો દાતાર, સ્વભાવે કોકિલ સગરો;
કોળિ વળામણ વાટ, ન હોયે કોકિલ નગરો.
કોકિલ કોકિલમાહિ, કદી નહિ થાયે કૂડો;
જઇ ચોરે પરરાજ્ય, રાજ્યમા તો રહે રૂડો.
બેટે ભુપતિભડારને, શરણાગત સોઇ સહી;
શામળ, જાતિ કોકિલતણી, દિઠી વસ્તુ મેલે નહી.

**સોની**–ચાહન કોળી ચોર, લહે તે ખાતર પાડી,
યુગલ લોક પણ ચોર, લહે તે કરિને ચાડી.
વણિક જાત પણ ચોર, લહે મરડી દાડીને;
કુબિક જાત પણ ચોર, લહે ખેતર માડીને.
એમ કસબ ચોર કઈ કોટિધા, એ તો અપરમપાર છે;
પણ દહાડે ચોરે દેખતા, સત્ય ચોર સોનાર છે

ચોપાઈ.

સોની કેરો એ જ સ્વભાવ, ન ચોરાય તો આવે તાવ;
ન ચોરાય ઉપજે ચિતભ્રમ, સોની કેરા કુળનો ધર્મ.
તસ્કર તો બીજા છે ચોર, કાળાથી એ ચોગણો ચોર;
સોની સાચો તેનું નામ, કરે ઘણું તસ્કરનુ કામ.
ન ગણે બ્રાહ્મણ ન ગણે ભાટ, ન ગણે માત બહેનની ખાટ;
ન ગણે ધર્મ ગણે નહિ કર્મ, નહિ સોનીની આખે શરમ.

સોનાનું સર્નું કરિ દિયે, ધીરે તેનું લૂટી લિયે;
પ્રથમ તો સૌકોનું હરે, વળતો ખૂએ કે પુષ્પ કરે.
પવિત્ર જાત કરે બહુ પુણ્ય, લેતાં નિમિષ ન રાખે ન્યૂન.

દોહરા.

નિંદાથી નરનું ઘણું, શું કહું વારંવાર;
જગમાં સોની જાણવો, સઉ તસ્કર સરદાર.
મીઠું બોલે મુખથકી, પેર પેર કરિ પ્રીત;
વિધવિધની વાતો કરી, હરે સર્વનું વીત.

સપૂત વિષે છપ્પો.

સપુત નામ સરદાર, કોઈ ઉપર નવ કોપે;
સપુત નામ સરદાર, પિતાનું વચન ન લોપે.
સપુત નામ સરદાર, બાપનું કુળ ઉદ્ધારે;
સપુત નામ સરદાર, હોય સમરથ પણ હારે.
વળિ સપુત નામ સરદાર તે, કુટુંબનું પોષણ કરે;
શામળ કહે, સપુત સલક્ષણા, માત પિતા જેનાં ઠરે.

કપૂત વિષે છપ્પો.

કપૂત કહિયે તેહ, બહુ પરિબાને બોલે;
કપૂત કહિયે તેહ, ધર્મ ધારણ નવ તોળે.
કપૂત કહિયે તેહ, રંક જનને રંજાડે;
કપૂત કહિયે તેહ, ભવન ભ્રાતાં ભંજાડે.
એવા તો કપૂત અનેક છે, અહંકાર ધર આપનો;
શામળ કહે, સઉથિ કપૂત જે, બોલ ઉથાપે બાપનો.

ચતુર વિષે છપ્પા.

ચતુર લોકનું છિદ્ર, જગતમાં કોઈ ન જાણે;
ચતુર ન ચિંતા ધરે, મોજ આનંદે માણે.
ચતુર લોકનો વણજ, જાણ્યા ન લેવું દેવું;
ચતુર લોકનું પુણ્ય, ગુપત કોઈને નહિ કહેવું.
વળિ ચતુર લોકના પારને, કોઈ પંડિતે ન પારખ્યો;
મુરખનાં મુળ જાણો સઉ, તે, શામળ, શઠ સારખો.

શકટ થકી કર પંચ, વેગળો ચાલે ચાલવું;
અશ્વથકી કર આઠ, જાણીને ચાલ્યા જાવું.
ગજથી ગજ શત પાંચ, આચનો જન અધિકારી;
સિંહ થકી કર સહસ્ર, અહીંથી એ જ વિચારી.
પણ ચોર થકી ચોગામ તજ, ચુગલ થકી તો સામસો;
કરિ દેશ ત્યાગ દુરિજન થકી, શામળ કહે, શાણા વસો.
જાય શત્રુને સાથ, રૂદેમાં તે તો રૂએ;
જાય શત્રૂને શરણ, ખરેખર જીવજ ખૂએ;
જો દેખાડે ઠામ, ઠામ ઠેકાણું જાને;
શત્રુનો વિશ્વાસ, કરે તે ગોદા ખાશે.
અણજાણ્યાને જે ગુણ કરે, દયા ધરે જે દેહમાં;
શામળ કહે તે દુઃખ પામશે, નર અજાણ શું નેહમાં.

## લોકને પ્રીતિ ઊપજવાનાં કારણોના છપા.

હાકમ[1] વિનય[2] વિવેક,[3] શાહપણું[4] ને સત્ય[5] જોએ;
વિદ્યા[6] વપુ[7] શુભ વાત[8], પ્રીય[9] પોશાક તેહમાં.
નાદ[10] નૃત્ય[11] કવિગાન,[12] દાન[13] ડાહપણ[14] ગુણ[15] અર્થ,
કરમ[17] શરમ[18] નરમાઇ,[19] ન્યાયિ[20] કુળ[21] શૂર[22] સમર્થ.
જપ[24] તપ[25] જુગતી[26] જર[27] જો મળે, લાયક[28] મત[29] નૂર[30] રીતના;
પેખક[31] લેખક[32] શામળ કહે, લક્ષણ બત્રિશ પ્રીતના.

## મમત વિષે છપા

મમતે ખરચે દ્રવ્ય, મમતથી વીંઝા માડે;
મમત કપાવે શીશ, મમતથી માથા છાંડે.
મમતે હારે હોડ, મમત ઘરબાર વટાડે,
મમત ચડાવે આળ, મમત તો માન મટાડે.
મોટા પુરૂષો સહુ માનજો, રૂડી વાતમાં રેલજો;
શામળ કહે, જીતો જગતમાં, મિથ્યા મમત્વ મેલજો.
મમતે જાય વિદેશ, મમત તો રાજ્ય મુકાવે;
મમતે મૂકે શરમ, મમત ચતુરાઇ સુવાવે.
મમત કપાવે કીર્તિ, મમત અપજશ ઓઢાવે;
દુઃખનો ડુંગર મમત, ઝેરનાં તરૂ રોપાવે.

મમતે તો મોટમ નહિ રહે, મમત થકી મરવુ પડે,
શામળ કહે, મમત મૂકજે, મમત નકી નરને નડે

### એકના કામથી બીજાને પીડા છપ્પા

વઢે રાય ને રાય, પ્રજા ત્યા તો પીડાય;
નઢે મહીષ મહીષ, ઝાડનુ છેદન થાય
નઢે ભ્રાત ને ભ્રાત, દુ ખ પામે છોકરડા,
વઢે ધણીધણીયાણિ, પિડા પામે છોકરડા
વળિ વિપ્ર વિપ્રમાહી વઢે, દેવે લેવે દાનને,
શામળ કહે, સાચુ માનજે, મહાદુ ખ જજમાનને

### શૂર વીર વિષે છપ્પા

ગાડાપણુ ગુણવત, કદી મોટમ નવ માણે,
નહીં ટેક તરતીબ, અહપદ મન નવ આણે
વાકા ચુકા ન થાય, બોલ નવ વાકા બોલે,
પોતે થાય ન પ્રૌઢ, પરો પડદો નવ ખોલે
પણુ વીર હાક વાજે જહ, ત્યા ધીરજ મનમા ધરે,
પછિ જાય ગોતા ગોખા છડે, વેરિપર કર વાવરે

### ઈશ્વર જ્ઞાન વિષે દોહરા

ધર્મ શાસ્ત્ર ધ્યાને ધર્યું, ગુણજે મહિમા સાર,
મારગ સઉના જુજવા, કહેતા નાવે પાર
કો કહે, મુક્તી ધ્યાનમા, કો કહે જપ તપ વ્રત,
કો કહે, દાન યજ્ઞમા, કો કહે તારક તર્ત
કો કહે, પૂજો પ્રતિમા કો કહે, નાઓ નીર,
કો કહે, શોધો સ્વાતમા, કો કહે શુદ્ધ શરીર.
વૈષ્ણવ જન ' વિષ્ણુ ' કહે, વ્યાપક સઘળે જગત,
શિવમાર્ગી તો શિવ કહે, શક્તિમાર્ગી શક્ત
વામવાદિ તો વામ કહે, કહે વૈરાગી રામ,
પડિત પરમેશ્વર કહે, ગૌતમ જૂદા નામ

### પારકી આશા વિષે

કોઈ રમે ને કોઈ જમે, તાકે પરનો માન,
આશા કરે જે પારકી, કર્મે હિન કંગાલ

મંદ મતિ તે માનવી, કરે મનુષ્યની હાસ્ય,
ચટકી દેખી દિન ચારની, વળતિ થાય નિરાશ.

### વાવે તેવુ ફળ.

બાવળનું બી વાવશે, પ્રીતે પરડા ખાય;
આંબાનો રહે ઓરતો, ઈશ્વરનો એ ન્યાય

### ચોપાઈ.

વાવે બીજ તે ઉગે ઝાડ, એમા શાનો ગણ ને પાડ?
કરે, તેવું ભોગવશે તેહ, એહ વાતમાં શો સંદેહ?

પરધન દેખી ધારું અધ, પગ નિંદા નવ ધારો ધધ;
નીચ વાત થકી નાસજો, ગુણીજન દેખો ત્યાં ધાસજો
જુલમ ન કરશો કોશુ જૂર, રક સાથે રખે રહો રૂઠ,
મહા મમતીના મન મોડજો, કગાળપણું આળસ છોડજો
કરજો એક ઇશ્વરની આશ, પુરણ જાણો ઇશ પ્રકાશ,
નવ કરશો મધપનો સગ, આપ મલિન નવ રાખો અંગ.
ભજતા ભણતા ગળતા ધન, રખે તમે કરો ત્યાં મન;
પાપે ધન નવ પેદા કરો, અધ દેખો ત્યાંથી ઓસરો
નવ ગણશો માયા આપણી, તરણ તણી એ છે તાપણી,
સ્વપ્નાવત જાણો સંસાર, માથે તાણી નવ લ્યો ભાર.
સ્નેહ તજો પરદારા સાથ, હેઠું મન રાખો નિજ હાથ,
સાચી વાતે થાજો શૂર, નિચ કામે નવ થાશો નૂર
મનની લહેર જાતી વાળજો, જનક જનનીનું પાળજો,
દુષ્ટ કર્મ રખે કાઇ કરો, પડે પાપ બુદ્ધિ પરહરો
કરજો પરમારથ નિત્ય કાજ, તો રાજી રહે શ્રી મહારાજ,
અમૃત ફળ વાવો સૌ ખાય, વળી વાટમા છાયા થાય.
બીજુ પુણ્ય નવાણે નીર, સુખ પામે સહુ જન શરીર,
નવાણ ખોદાવે રોપે ઝાડ, પરમેશ્વર માનેછે પાડ.
ભલી વાત મુખથી ભાખજો, શરણાગત શરણે રાખજો,
અહંકાર નવ કરશો લેશ, દુ ખ ભજન કહેવાજો દેશ.
દૈવતના કહેવાજો રામ, કરજો નિત્ય પરમારથ કામ;
માત તાતની સેવા કરો, અહંકાર મનમા નવ ધરો.
કિંકર શુ નવ કરશો ક્રોધ, રૂડી વાત નવ કરશો રોધ,
જીવ હિંસાથી બીહીજો ઘણુ, રક્ષણ કરજો પ્રાણી તણુ.
પર દુ ખ દેખી થાજો દુખી, સુખી રઇયત પેખી રહો સુખી,
અનાવૃષ્ટિમા આપો અન્ન, નિર્મળ રૂડુ રાખો મન
કોઇ દિવસ નવ રમશો દ્યુત, ધર્મ વાતે નવ થાશો ધૂર્ત,
અમન વશ નવ થાશો આપ, સતી તણો નવ લેશો શાપ
આપ્યુ પાછુ લેશો નહીં, "ના" નવ કહેશો મુખથી કહી,
કરિયે, તે ભોગવવુ પડે, આવીને સહુ અગે અડે.

છાનું છપનું કરિયે પાપ, પરમેશ્વર જાણે તે આપ;
આપે તે તો પામે બહુ, સુખ દુખ એવી રીતે સહુ.
જેવું અન્ન વાવે તે લણે, શામળ ભટ તો સાચું ભણે.

## અંગદ વિષ્ટિમાંથી

### ઝૂલણા છંદ.

( અંગદ. )

આજ મહારાજ કરૂણા કરો તો કહું, પ્રીત શું દીજીયે પાણિ જોડુ;
ગરગડે નાદ નિશાન નિર્ઘોષના, તેતણા ટેક જે હુતે તોડુ,
કોડશું જોડ બેઠા દશાનનતણા, કોટિ બાણુંતણાં માન મોડુ;
દુષ્ટની સેવથી દેવ મુકાવિને, ગ્રહ છય ત્રણુતણા બંધ છોડુ.
કથન અંગદ કહે શીશ નામી પ્રભુ, કોડ મુજને અતી હોડ હાંસું;
આગ્ના હોય તો જાઉં એ ગામમાં, નામ પરતાપથી નહિજ નાસું;
શીશ દશ છેદિને વીસ ભુજ ભેદીને, દુર્ગ પાડી કરૂં ખેત્ર ખાસું,
રાવણો રોળિ રજ ચરણ પરતાપથી, લંક ઉદ્દવસ્ત કરિ હરણ વાસું.

### સવૈયો.

હુકમ હોય હજૂરી કરો, શોષી નાખું બાંધો સાગર;
હુકમ હોય હજૂરી કરો, મહાકામ કરવાણુ આહર;
હુકમ હોય હજૂરી કરો, જોરે જુદ્ધ કરૂં ત્યાં જાહર;
કામદ કામ સોંપ્યુ કયમ મુજને, છેક મને કેમ કીધો કાયર

### દોહરો

( રામ. )

કાયર તુજને કયમ કહું, સાયર શુર સરદાર;
જાહર છો મહા જોદ્ધમાં, અપરમ પાર અપાર.

### સવૈયો.

( અંગદ. )

અંગદ કહે આગ્ના દો મુજને, જોરે જુદ્ધ કરૂં ત્યાં જાઉં,
હાથી બાથી સાથી એના, દેખી મારા દિલમાં હાઉં;
રામનો મુખ ઉં મારે, બકતા ભુપતિથી નહિ બાજું,
કામ કાસદનું કરવ, લંકામાં જતાં હું લાજું.

### ઝૂલણા છંદ.

કહો તો, ગઢ લંકના સહસ્ત્ર કટકા કરૂં, ધંધોળીને કરૂં ધૂળધાણી;
કહો તો, હું સાત સાગરજળ શોષિને, આળ-પંપાળ કરૂં પૂર પાણી;
કહો તો, રાક્ષસ બધા રોળિ નાંખુંવળી, જો વદો વદન મહારાજ વાણી;
કહો તો, દશકંધનું દેહવટ વાળીને, રોવરાવું બધી રાવ-રાણી. ૬

### સવૈયો.

( રામ. )

રામ કહે, સાંભળ રે અંગદ, ધર્મ બુદ્ધિ હમણાં તો ધારો;
કહ્યું કરશે નહિ એ અહંકારી, ભારે સર્પતણો છે ભારો;
સોગટિ નામે માર કહું નહિ, મોટા વાંક ન કાઢે મારો;
પાપિ પહેલ કાઢે આગળથી, વળતી રાજ તમારો વારો. ૭

( અંગદ. )

કહો તો બાંધિ સાહુ બળવંતો, લંકાપતિ લંકાથી લાવું;
કહો તો અશોક વાડીને શોધું, કાયર નામ કૃપમે નહિ કહાવું;
કહો તો પુત્ર એના પરજાળું, જરૂર એ નવ પામે જાવું;
હુકમ કરો શામળના સ્વામી, એક ઘડીમાં શરણે આવું. ૮

( રામ. )

અહરાક્ષસ ભૂપતિ એ ભુંડો, સંહારવો ન પડે તો સારૂં;
લુટાય નહિ લંકાની લક્ષ્મી, ધર્મ બુદ્ધિ તે માટે ધારૂં;
ઇંદ્રજિત સરખો રન રોળાશે, માટે મન માને નહિ મારૂં;
વઢિ કાંઈ માને નહિ મૂરખ, ત્યારે કામ પડશે છે તારૂં. ૯

( અંગદ. )

વઢિ કામ કરવું તે શાને, કરગરિ બોલ શા માટે કહિયે;
નગર ઝગર કરવું નિર્વંશી, શત્રૂ વચન શા માટે સહિયે;
સુત પરિવાર સંહારૂં એના, હવે રાજ બેસી ક્યમ રહિયે;
લક્ષ્‌ વસા સીતા અહિં લાવું, જરૂરપણેથી અયોધ્યા જઇયે. ૧૦

( રામ. )

અધિક બોલ કહો છો અંગદ, થર-પણ જાણે છે સૃષ્ટિ;
મારૂં મન એથી નવ માને, રાડથકી નવ ધીંપે રષ્ટિ;

ચિત્ર સેવકને માથાં ઉપર, નથી ચાલતી મારી દૃષ્ટિ;
મુજને સુખ ઉપજાવો અંગદ, વિવેક વાત કરો ત્યાં વષ્ટિ. ૧૧

( અંગદ. )

રાજ તમારે મુખ ક્યમ બોલું, જાણો હુકમ થયો તે જ્વાયું;
એ ગુરુ દીરો દેશે ગાળો, ભાંડ બોલશે એહ ભવાયું;
શત્રુ વચન ક્યમ સાંખી રહિશું, તે દુખે મારૂં તન તવાયું;
શામળના સ્વામી કહોછો જે, સહજ વસા તે વચન સવાયું. ૧૨

અષ્ટમાસિદ્ધિ નવનિદ્ધિ રિદ્ધિ, મહાલક્ષ્મી વાસો વશી;
શિવની આપી સમૃદ્ધિ જ્યાં, ત્યાં ઉપમા કહેવી કશી.

સાત સોનેરી કોટ, અધિક એક જોજન ગયા;
પાંચ સે પાંસઠ પોળ, ઓળ ખરાં જ્યાં ખૂંચા;
દરવાજા દસ્તીસ, બ સેં બાસઠ જ્યાં બારી;
બેઠા ત્યાં બળવંત, ધીર નર ધનુષો ધારી;
વણુ આગાયે વિચરે નહિ, વાયુ સરખા પણ જ્હાં;
એ અતળી-બળ અંગદ અધિક, પલક એક પહોંચે તહાં.
સતર સહસ્ર સંગીત, વિવિધ પેર વાજાં વાજે;
ઘંટ ઘડિયાળાં ઘોર, ઘણાં નીશાનો ગાજે;
નવલખ નવે હજાર, નવિન નૃત કિંનર નાચે;
નાટક ચેટક તહાં, રાય દેખી મન રાચે;
વળિ દેવ દુંદુભી ગડગડે, શોભા સુરનાયકતણી;
બાણું કરોડ સામંદ સહિત, ધન્ય બેઠો લંકા-ધણી.
પરવાળાં પુખરાજ, જવાહિર પાટે જડિયાં;
ચોરાશિ જોજન ચોક, મેહેલ મણિ માણક મઢિયા;
જોજન સોળ સભાય, સિંહાસન શોભા સોહિયે;
મયવાથી બહુ માન, મેહેલ દેખી મન મોહિયે;
વૈમાન દેવ વૈકુંઠનાં, શિવ આપી સમૃદ્ધિ ઘણી;
બેઠા સુર બળિયા બારણે, ધન્ય બેઠો લંકા-ધણી.
સહસ્ર ક્ષોણી સૈન્ય, શોભે રાવણની સાથે;
અંદ્રાચળ મંડાણ, ધરે હેને એક હાથે;
સાડ લાખ સરદાર, પ્રેમદા પ્રીતે પરણી;
અણુવરિ એંશી લાખ, વિવિધ રૂપાળી વરણી;
છે સાત લાખ શીતેર સુત, ઇંદ્રિજીત આદે અતિ;
અનમી અહંકારી અધિપતિ, રાવણ મોટો મહીપતિ.
એક છત્ર-ધર રાજ, પ્રતાપ પામ્યો તે પ્રૌઢે;
દેવ દનુજ નર નાગ, કિંનરો સહુ કર જોડે;
દશ મસ્તક ભુજ વીસ, ઈશે વરદાન જે દીધું;

ચૌદ ચોકડી રાજ્ય, કબુલ એ કર્મે કીધું,
કોઇ થયો નહિ, થાશે નહિ, બળિયો રાવણ સારખો,
વણ રામ કોઇ જીતે નહિ, પંડિત રૂડે પારખ્યો. ૨૧
પાંચ લાખ પરધાન, પાંચ અયુતો પાગેરી,
છે દશ લાખ દિવાન, વીસ હજાર વજીરી,
સામદ મોળ હજાર, લાખ બહોતેરે રાજા,
મડળિક છંનૂ લાખ, મુગટધર જોદ્ધા ઝાઝા,
વળિ બાણુ ક્રેડ બેઠા રહે. આઠ જામ અહોનિશ જહાં,
શામળ કહે અગદ બળ અધિક, પવક એક પહોચ્યો તહાં ૨૨

દોહરા

પ્રતિહાર અચરત પામિયો, દેખી લેહેર લંગૂર,
રહે રહે ઊભો વનચરા, સામદ બોલ્યો શૂર ૨૩

છપય.

( પ્રતિહાર )

પેશી ન શકે પવન, ભવન ઊભો રહે ઇંદર,
સુર સૌ સેવા સજે, ચાકરીમા રહે ચંદર,
સ્વર્ગ મૃત્યુ પાતાળ, આણ અવનીમા જેની,
ઇશ સરીખા પામ, રહે આજ્ઞામા એની
તુ પશુ પોળે કયમ પરવરે, હજુ લગણ ધીરજ ધરૂં,
જારે જ્યાથી આવ્યો તહાં, નહિતર કોટિ કટકા કરૂં. ૨૪

દોહરા

અણ સમજ્યો આગળ જઇશ, દેખત પોળે,દીશ,
મારિશ મુગ્ગર જોરથી. તોડિશ તારૂં શીશ ૨૫

ઝૂલણા છંદ

( અંગદ )

કહે છે અંગદ પ્રતિહાર શુણ પુરતણા, રાત દહાડો બેઠો દેહ દાખે,
ઓળખે નહિ અલ્યા મૂઢ મૂરખ મને, ભાર ખોવા બનો ભૂર ભાખે,
હાથ દીઠા નથી હોશ શુ આદરા, ચોરટા તેહનો સ્વાદ ચાખે,
સત્ય કહે, રે અલ્યા, કેમ બેઠો અહીં, કોતણાં ઝુપડા રીઝી રાખે. ૨૬

દોહરો

( પ્રતિહાર )

એ મંદિર રાવણતણા, હીરા કનક જડાવ,
તું જોવા સમરથ નહિ, કોઈ ન પામે લાવ ૨૭

( અંગદ )

રાવણની સમૃદ્ધિ કહો, રાવણ રાય કે રંક,
પૂંછે અંગદ પ્રતિહારને, કેવી શોભે લંક ૨૮

ઝૂલણા છંદ

( પ્રતિહાર )

લંક શોભા તે લંગૂર તું શું લે, ચિંતામણી ચંદ્ર ચોપાસ ચળકે,
ઇંદ્રજીત ઉપમા પૂછ તું ઇંદ્રને, શંકરપણ સાભળી શીશ સળકે,
દશમુખા ડરથિ દિગપાળ ગેરે દશે, ક્રોડ પચાસપતિ પ્રાણ પળકે,
પોળિયો મ્હે પશુ પેર પીછે નહિં કુંભકરણ દેખિ તુજ કુંભ ટળકે ૨૯

અંગદ )

લંક લીલા જ લંગૂર લખ લૂટશે મેન મૂરખ મન માન મટકા,
ઇંદ્રજીત ઉપમા પુણ્ય પરવારિયું ચાર દિવસતણા ચોળ ચટકા,
દશમુખા શિશ દશરથસુત છેદશે, લૂટિ લેશે તારા લાખ લટકા,
રામ પરતાપથી કામ એ તો કરૂં, કુંભકરણાતણા ક્રાડ મ્ટકા ૩૦
કપિવર કોપિયો લાજ લખ લોપિયો ઓપિયો આપથી ક્રોધ કુડી,
રણજંગ રોપિયો ચાર દિશ ચોપિયો ભમર ચક્રાંતી થયો દૃષ્ટિ બુડી,
સેનશ ખેલશું રેલશું નગરમાં, દેશ બાંધામાં તે નામ્ય દુડી,
તાહરે મન અવ્યા લંકપતિ છત્રપતિ, મારે મન રંકપતિ એક લુડી ૩૧

દોહરો

છત્રપતિ તો એક છે, સિદ્ધિપતિ રઘુનાથ
એમ કહી પ્રતિહારનો, હોડે સાહ્યો હાથ ૩૨

( પ્રતિહાર )

વડો મુરખ તું વાંદરા, વડી વડી કરે વાત,
ચોળ ભીંજ્યો પાંનુ, દિન ઉગો ગ્હે નાત ૩૩

## છપ્પય.

પોકારી પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો;
દીધી ગાળ દશ વીસ, પુછ શત્રુયે સાહ્યો,
અગદ ઉપર પ્રહાર, કોપ કરી ત્યા કીધો,
કયમ લોપે મુજ લાજ, દાવ દેખીને દીધો,
પછિઅંગદખીજ્યોઅગમા, ધાટ પ્રથમ એનો ઘડુ,
શામળ કહે, સેવક રામનો, નરપતિને વળનો નડુ ૩૪

## કવિત.

પ્રતિહારે દીધી ગાળ, અગદને ઉડી ઝાળ,
ઊઠયો ત્યાથી તતકાળ, દાબે દાત કડિને,
બે ચારેક ભરી ફાળ, કૃતાત સરીખો કાળ;
અધિક કરતો આળ, ઘણી રીસ વાધિને,
સવાયો ગવાયો વાલ, ભલેરૂ તિલક ભાલ,
બુદ્ધિ નિધિતણો બાળ, બાઝ્યો વપુ વાધિને,
પકડ્યો ત્યા પ્રતિહાર, મોહોકમ દીધો માર,
કહ્યુ કે શી વાર લીધા, પાચ માથા માડિને ૩૫
અડાવીને દીધી દોડ, ચાતુરીથી કીધી ચોટ,
કર્યો લોટ પોટ સહુ, ધીરપણે ધાઈને,
મસ્તકની માણી મોટ, ફૂટ્યો કનક કોટ,
અધિક જોરની ઓટ, ચઢ્યો ચિત્ત ચાહિને,
હલાવતો હાથ હોર, પુછનો પ્રહાર પોર,
ઘણા ગુણવાળો ગયો, રામ ગુણ ગાઈને,
બેઠો જહા લકાધીશ, શ્યેમાહી રાખી રીશ,
પાતરીસ શીશ ઉભો, સભા માહી માહીને. ૩૬

## છપા

હાલક દૂલક, ગામ, પડ્યો દોડી ને પેઠી,
બુમારવ બહુ પાસ, નિકટ પાટયો જ્યા રેઠી,
પરાજય કરી પ્રતિહાર, દ્વાર ઉઘાડી ધાયો,
પાત્રિસ શિશ દરમાય, અતિ અહકારિ આયો,

તે જોદ્ધા સહુ જોઇ રહ્યા, કર ઝાલ્યો કોઈ નવ થયો,
શામળ કહે સેવક રામનો, ધાવડમલ ગઢમાં ગયો, ૩૭
ધાયો અંગદ ધીર, નીર ઉતારણ નરના;
દેહવટ કિધો દરબાર, વખાણ શા કરે વાદરના,
પુરમાં પડ્યો પોકાર, છેક હિમ્મત છુટાણી,
નાયે ચાલી વાત, લંક બાધી લુટાણી,
ત્યા ખર્લંક બાધિ તે ખળભળી, નાસવા લાગી નારિયો;
કોઈ ગયા ચઢે અટારિયે, બધ કરે કોઈ બારિયો. ૩૮
ઝપેટી વારે લાખ, ઝપેટી ફાધે જોરે,
અટપટિ કરતો આળ, ટેક દેખાડ્યો તોરે,
કરતો દૂકાદૂક, ઉડતો એ આકાશે,
કુદતો કરતો પ્રહાર, વખાણ ઘણેરાં વાસે,
પ્રતિહારને મારી પરવર્યો, ઘાટ ઘણા જનનો ઘડ્યો,
પછિ ગર્ત થઈ ત્યા રાવળે, રાવણ પણ રોષે ચઢ્યો ૩૯
ગઢ લગ ઘેર ઘેર, વાત વાયુવત વાધી,
ચઢ્યુ રામનુ સેન, લંકા લુટાણી બાધી,
કહે હણ્યો કુંભકરણ, કહે રાવણ રણ રોળ્યો,
ઈંન્દ્રજીત અજીત, તેહ ચાંચડ-વત ચોળ્યો,
ગુનખાન ઘણુ ગલિ કુચિયે, લખ કરોડ સૌકે લહ્યો,
કહે રૂઠયો રામ રાવણ પરે, ઉલકાપાત એવો થયો ૪૦
દેશ બધે ડમ ડોલ, થયો લંકા શુણ ગામે,
લૂટ્યા મહિપના મેહેલ, કિધિ અસ્વારી ગમે;
માથે લીધી મોટ, રૈયત નાઠી દશ દેશે
બાલે લીધા બાળ, કામની છૂટે કેશે,
ફટ ફટ રે રાક્ષસ રાવણા, સતિ સીતા શાને હરી,
શામળનો સ્વામી કોપિયો, કનક-લંક લોહનિ કરી. ૪૧
થયુ રાવણને જાણ, દેશમા દુડી વાહી,
પ્રતાપવત પ્રધાન, ચઢ્યો ચોખુટે ચાહી;
દિધિ રૈયતને ધીર, વીર હકાર્યો વારે;
જોરાળા મહા જોદ્ધ, મૂક્યા બહુ ઘાટે ઘાટે,

પણ તાપ લાગ્યો સહુ તરફ્લ્યા, ધૈર્ય કોઇનું નવ રહ્યુ,
શામળ કહે, સેવક રામના, અગદથી એટલું થયુ ૪૨
પાત્રિસ હણિ પ્રતિહાર, શીશ ગ્રહ્યા છે હાથે,
જોરાળા વડ જોદ્ધ, બહુ વળગ્યાછે બાથે,
હનુમત થકી હજાર, પ્રલય કરતો પરભાતે,
આવ્યો સભામા શૂર, ઘણો જોરાવર જાતે
ફલપાત કળાહળ કૂદતો, ક્રોધ એનો શુ કહું કથી,
કોઇને ગણતીમા નવ ગણે, નિમિષ માત્ર નમતો નથી ૪૩
પુરમા પડ્યો પોકાર, ઢોલ ધમકાવ્યા ધીરે
બહુ બણુગા રણતૂર, વિવિધ વજડાવ્યા વીર,
બારે ફ્રુકી ભેર, ભુભારવ બૂમ પડાવી,
દરવાજે દીવાન, ચોપખે નાળ ચઢાવી,
વળિ હલ હલ કરી હજૂરમા, હલકારો હિત હામનો
મહારાજ રાજ શુણ મહીપતિ, સેવક આવ્યો રામનો ૪૪

દોહરો

( અગદ )

જનની કુણ રાવણતણી, જેણે જણ્યા બહુ બાળ,
જાત શ્વાન કે શૂકરી, શાહુડી કે શીયાળ ૪

ઝૂલણાછદ

છ કરતા ઘડી પાચ પૂરણ થઇ, બોલતા શે નથી કર્મ ફૂટયા,
શીસ ચઢશે મને શીશ તો તોડિશ, કોપ તો તાહરા કાળ ખૂટયા,
ચોર છો માટે બીહોછો શુ ચિત્તમા, તોલ અહકારના ટેક તૂટયા,
અગદ કહે ઉત્તર શે નથી આપતા, સર્વની આખ કે કાન ફૂટયા ૩

* * * * * *

વાઃ )

જા અલ્યા જીવતો કહે તારા રામને, ગામ આવે કેમ ધામ ધાર્યા,
દૃષ્ટિ દીઠી નથી તેં દશાનનતણી, કાન ચણી નથી વાણિ ?
નમરણ એક આળસ તજી ઊઠશે, લાખ સવામણે ખીચ આયો,
ક બોહોતેર ને પદમ અઢારમા, ઝાખશો નહિ કોઈએ

દોહરો

વઢવા આવ્યો વાદરા, તો તે કરિયે પેર;
જો મુકુ હુ જીવતો, ધણી દ્યાથી ઘેર ૫૦

ઝૂલણાછદ

અગદ્ય અગમા શે તુ સમજે નહિ, દૂખ કાયરતણી તુજ આવ્યો,
કપુત વાલીતણા કુળ વિષે અવતર્યો, કે અલ્યા નીચનું થાન ધાવ્યો,
શત કટકા કર્યા તાત તારાતણા, તેતણી ભક્તિમા ભૂર ભાવ્યો,
વાદરા સર્વનો ધાટ ઘડાવવા, લખવસા લખમણો આહિ આવ્યો ૫૧

( અગદ )

અન્ન પારણુને નીચ્છુ કેટલું, જેહમા ગુણ નહિ જ્ઞાન જ્ઞાતા,
વીસ છે નેત્ર પણ અધ તુ તો થયો, સાધતો શે નથી ચિત્ત ચાતા
જે કરે જેહવુ ભાગ્ય તે ભોગવે, તે તમે દેખશો ધધ ધાતા
વાલિ વૈકુંઠ પામિયો પ્રીતથી, રામજી મુક્તિ પદ દિવ્ય દાતા ૫૨

( રાવણ )

કાપડી વેર ધરી વન વિષે જે ફરે, શીશ જટા ધરે સગ સારો
સીતની સુધ નર માસ નિરખી નહિ, આજ સાગરતણો દીઠ આરો
લાવિયો રીંછ લગૂર લખ મેળિયા માનવી મૂળ મુખવાસ મારો
લકપતિ છત્રપતિ રાય રાવણથકી, રાડમા જીતશે રામ તારો ૫

( અગ• )

એક કિંકર અહીં આવશે રામનો, તે નહિ તાહરો બોલ સાખે
તાત મારાતણી કીરતિનો તુ કવી, હુ ખમુ બોલ જે ભડ ભાખે
અન્યને તો ઓશિઆળ શી તાહરી, જો ઘડી એકમા જોર દાખે
લક પરનક એ અક એકે ભરી, નિમિષમા નિધિતણુ નીર નાખે ૫

( રાવણ. )

૫ કહે દશાનન સુણો વાલિના દીકરા પ્રીત સભાળિ કર પેર પુરી
[[ રામ ઉપર તને હેત કેમ ઊપજે, તાતને મારિયો કાલ ફૂરી,
ધેરી પેડ પાળે તારૂં વેર વાળે નહિ, પેટની વેરમા વાટ ભળી
ઞ કર ઇહા આકરી બાધ ત્યા ભાકરી, રામશુ રાડ કર આવ્ય રૂઠી ૫

( અંગદ. )

બુદ્ધિ બળ હીણુ તુ ક્ષીણુ આયુષ્ય થયો, રાવણા નૂર મુખ શુ જ ભખુ
રાજ મહારાજ અધિરાજ રઘુવરતણા, દરશનો નિત્ય હુ દીન્ય દાખુ
એહ અમૃતરસ ખાણુ પૂર પ્રેમની, તે તજી ઝેર નહિ ચિત્ત ચાખું
સ્વામી શામળતણા ચરણ પરતાપથી, તુજ મમા કિંકરા મોડ નાખુ ૫૬

છપ્પો

( રાવણ )

મૂરખ મૂઢ અજાણુ, જૂઠ બોલે ખમ ઝાઝ
કેણુ ગણુતિમા રામ, લવરિ શૂણુતા ! લાજુ
કોર બિલાં ખાનાર, લગુરા કોટિક લાવ્યો
વાઘણુ કેરા દૂધ, લેના મણિધર મણિ આવ્યો,
વળિ તારૂણી મારી તાડિકા, તે પ્રાક્રમ દીઠ અમો
વળિ હોય પરાક્રમ રામનુ, કહે કિંકર શ્રણિરે અમે ૫૭

ઝૂલણાછંદ

(અંગદ )

ત્ર્યંબક જ્યા તોડિયો, માન તુજ મોડિયો, છોડિયો ત્યા તને ધર્મધાર્યો
દુશમન જે દાખમા, રાખિયો કાખમા, પલક એક પખમા હોડ હાર્યો,
કોટિ રાક્ષસ હણ્યા ભન તેના નવ ગણ્યા, વેદ ભણિયા હવે તારો વારો,
મારવો રકને લૂટવી લકને, પાપથી ઓસરે ગમ મારો ૫૮

રાવણ )

માનવી માનવી સત્રરેછે સહુ માકડા સાથ મન એનુ મોયુ
નનપણમાહથી નામ કાઢ્યુ જુઓ, પરવશ પુત્રથી રાજ ખોયુ
ક્ષત્રિવટ ખોઇને જોગ જટા ધરી, શરમને કરમને ધરમ ધોયુ
મત્રિ તુજ સારખા પ્રાક્રમી પારખ્યા, રાવણે રામનું જોર જોયુ ૫૯

ચોબોલા.

( અંગદ )

મત્રી તો પુન્યવતાં પૂરણ, ઘેર બેઠા લખ લૂટે છે
શ્રી દશરથના નદન સાથે, ધારા વેદનિ છૂટે છે
લાયક લીલા લક્ષમણ સાથે, અમૃતના ઘન ઊઠે છે
અભાગિયો અકર્મી અંગદ, રત્ન પથરશુ કૂટે છે ૬૦

### છપા.

અન્યાઈ એસે આવ, ગાલ ગુણ-હીણા દે છે,
અધરમના અવતાર, ભાર શું માથે લે છે,
મુજને તુજ પર હેત, ખેદ રખી નહિ ખીજ્યુ,
આપણુ બન્ને જ્ઞાન, બતાવું કારણ બીજ્યુ,
જો વાલિ તાત છે આપણો, દૈયે સહોદર સુખમા;
તુજને રાખ્યોતો કાખમાં, મુજને રાખ્યો દૂખમા. ૬૧

( રાવણ. )

વાળી નરખા ક્રોડ, ચરણ મરા ચાપેછે
સુગ્રિવ મરખા લાખ, કૃત્ય દેખી કાપેછે,
ઈંદ્ર આદિ સુરનાથ, હાથ જોડે જન ઝાઝા,
નથી સુણ્યો તેં કાન, રિદ્ધિપતિ રાવણ રાજા,
ડોલાવુ દશ દિગપાળને, સળકાવુ શેષ ધામને,
તુ અલ્પબુદ્ધિ સમજે નહિ, રહો વખાણે રામને ૬૨

### સવૈયો ત્રીસો.

રાક જાન તે રત્ન શુ ઓળખે, આખર ચૈંતન ચાકરનો,
ગરીબતણે ઘેર પેટ ભરે તે, હાઠ શુ જાણે હાકરનો,
મેરૂતણો મહિમા નવ દીઠો, કરે વખાણુ તે કાંકરનો,
ખાખરની ખીસોડી અગદ, સ્વાદ શુ જાણે સાકરનો. ૬૩

### કવિત

( અગદ )

માન કહ્યુ મૂઢ મતિ, જ્ઞાનહીન ગંડગતિ,
શાપ દીધો સીતા સતી, પડ્યા પાપ પાસમા,
મોકલ્યો કાસદ કામ, હુકમ ન દીધો રામ,
નૈતો વાસુ ઠામ ઠામ, વાદરા આ વાસમા;
રૂદે નથી એતી રીશ, તોડી નાખુ તારૂ શીશ,
ભાગું ભૂજા વીસ હજુ, હેત રાખું હાસમાં,
ભવપણે ભાખુ ભાખ, શાસ્ત્રતણી દેઉં સાખ,
ઈંદ્રજીત જેવા લાખ, ઉડાડું આકાશમા. ૬૪

# રાવણ મંદોદરી સંવાદ.

## મનહર છંદ.

મંદોદરી કહે કરજોડીને શુણો પિયાજી,
જીવવા જો ચાહો તો મળો જઇને રામને,
અવગુણ આપનો જાણીને માનો કહ્યું મારૂં,
તમારૂં આકુળ તન થયું પામી કામને;
દેખો એક આવ્યો દુત જૂથ જ્યાં અપાર હતા,
તોય ત્રાસ ટાળી બાળિ ગયો લંકા ગામને,
શામળ કે એમ કરો રામજીને પાય પડો,
ડરો આપ મોતથી જો રાખ્યું ચાહો નામને. ૧

( રાવણ. )

શુણ મંદોદરી બોલ કોણ છે અમારે તોલ,
રામનું તો આપુ મૂલ ભૂલ નથી ખરી છે
દેખ તુ સજાઈ કેમ ભૂલથી ભમાઈ કુંભ,
કર્ણ જેવો ભાઈ ખાઈ સાગરની ભરી છે,
ઇંદ્રજીત અનુપમ ઘોર વૃષ્ટિ કરે ઘન,
જેની સર્વ દેવ સાથ મળી સેવા કરી છે,
ખરૂં માનજે ખચીત જે હશે અમારી જીત,
ભીતિ કશી નથી જાણી, સતિ સીતા હરી છે ૨

મંદોદરી ) ઝૂલણાછંદ.

ધીર મહાવીર એ તીર અર્ણવ તણા, નીર દળ ઊતર્યા દેઈ ડંકા
કહે સતી શુણ પતિ દુર્મતી માહરા, ભૂમિ ભારે ઘણી ભેય ભંકા
સીત સંતાપ મહાપાપની છાપ છે, ત્રણ્ય શિર તાહરે વેદવંકા,
ઈશ અળગા હવે શીશ તારા થકે, લખ વસા લખમણે લૂટિ લંકા ૩

(રાવણ. )

વેઠ ઊઠી વનીતા તારી વાતમાં, પાનિયે બુદ્ધિ એ જોર તારૂં,
શું કરૂં પ્યારિ છે તું ઘણી પ્રેમદા, અન્ય કો હોય તો હાર મારૂં,
રીછડા વાનરા માકડા મેળિયા, જુદ્ધ જીત્યાતણું સેન સારૂં
દેવ દાનવ મદ મેત્ર આપે કરે, છેક છોરાથકો હું જ હારૂં. ૪

( મંદોદરી )

નાશકાળે તારી બુદ્ધિ વિપરીત થઈ, સીત સામુ કરી દૃષ્ટિ જોયુ;
હુંશ થછ વાઘના દૂધના દહિતણી, મોતિની ઘુઘરી શ્વાન ઘોયુ,
અમૃતી ખાણુ જાણી હગી એહને, વીષ હળાહળ બીજ બોયુ,
કેહે છે મંદોદરી લાભ શો કાઢિયો, ચોકડી ચૌદનુ રાજ ખોયુ. ૫

( રાવણ )

અવધ્યઊજાડ કરૂ અહિયિ જો પરવરૂ, એટલિ આય ધરૂ જોર આજુ,
દૂખ કાયરતણી નાગિ તુ અવતરી, મેલ લવરી પરી હુ જ લાજુ;
અતળ ઊપર કરૂ સ્વર્ગ આણુ તળે, ખંડ નવ ભૂમિનો ભાર ભાજુ,
રામ લક્ષમણુ બેહૂ બાગ બે બળ કશુ, દળ પશૂ દેખતા દેહ દાજુ. ૬

(મંદોદરી )

ખીજ કે રીજ પણ કહુ તને કથજી, આપ્ય એ વીનતા માન્ય ધારે,
સુમનની શેજમા તેજ ત્રીલોકનુ, હોંશથી હીંચિયે ખાતે ખાટે,
માળિયા જાળિયા ગોખ અટાળિયા, દ્રવ્ય જાશે બધુ બારે વાટે,
સાઠ હજાર શણગાર શામાતણા, ઊતરે એક હરિ સીત માટે ૭

( રાવણ )

* * * * * *

માત અરણુવતણા નીર શોષુ અમો, ભૂમિ નવ ખંડનો ભાર પીજે,
ખડ નવ નૃપતણા માન મોડુ અમો, રામની ભીતિથી સીત દીજે ૮
લૂણુ હરામ કર તુ કયમ માહરૂ, રામ લખમણુ સારૂ શીદ તાણે,
માકડા રાકડા રીછડા વાદરા તેતણા સેનને શુ વખાણે,
દીઠ નથિ હાથ એણે દશાનનતણા, ત્યા લગી મોજ મન સાથ માણે,
ફુંક મારીથકી પહાણુ ફાગે ઘણા, એહ અભિમાન તે શુ જ આણે ૯

( મંદોદરી )

લંકપુર પરવરી સીત એ સુંદરી, ત્યારથી પાપ વરસાત વૂઠયો,
તેતણા કરવણા ઊગિયા તે જુવો, નાકેથી નરપની નહિરે છૂટો,
વાત વિપરિત થઈ સર્વ સમૃધી ગઈ, રાજ મહારાજ શ્રીરામ રૂઠયો,
કહેછે મંદોદરી સોંપ્ય એ સુંદરી, નહિતરે કેથજી કાળ ખૂટયો ૧૦
સીત હરિ આવિયો રોગ ક્ષય લાવિયો, ભાવિયો નહિ ભલો ચિત્ત ચાળો,
કામમા અધ દશકધ આપે થયો, ધધમા ધ્યાન તે બુદ્ધિ બાળો.

સીત ઘો તો પછે બીજી શી રીત્યની, પ્રીતથી પરવરો પંથ પાળો;
કેય તુજ કારણે જાઉં વિધ વારણે, બારણે કળકળ્યો કાગ કાળો ૧૧

( રાવણ. )

ભાઇ ભુંડો થયો તેમ તેં ભામિની, કથન સંભળાવિયાં કૂડ કરણે;
માર ખાઇ મારા હાથનો તે ગયો, વળગિયો શત્રુને આહિ ચરણે;
લડવું છે લંકમાં તે ઘણું દોહિલું, આપ ઊભો જશે તુછ તરણે;
મહિપતી કહે જે મંદોદરી તું બિહે, સ્વામિ શામળતણે જાઓ શરણે.૧૨

( મંદોદરી. )

સ્વામિજી આગળે સત્ય બોલું અમો, ગાળ દેશો ઘણી વીધ વાંગે;
વિભીષણ ભ્રાત મળિયો રઘુનાથને, નાથ અનાથનો ચિત્ત ચહાશે;
લંક લૂટાવશે એહ આગળ રહી, ખાંતે અમૃત ઘણું એહ ખાશે;
સમૃદ્ધિ ગૃહ તેહને વામિ તમ દેહને, લંકનો અધિપતી એહ થાશે. ૧૩

( રાવણ. ) છપો.

શી મુરખને શીખ, કશી ઘેલાને ગોષ્ટી;
કશી કૃપણને કિરતિ, કશી વેરીશું વટી,
શી સજ્જનશું રાડ, કશી રાંકોશું રઢી;
શું નગરાને જ્ઞાન, પ્રીત ત્યાં શાની [1]પુંઠી.
વળિ વાત કશી વનિતાતણી, મોટા જન ક્યમ માનિયે.
કવિ શામળ કહે,શાણી ઘણી, પણ પ્રમદા બુદ્ધિ પાનિયે. ૧૪

( મંદોદરી. )

ગોખરૂમૂળે હાથ, ઘણે હેતેથી ઘાલ્યો,
મણિધરકેરી મણી, મહીપત લેવા મહાલ્યો:
દવાનળ ધરિ દેહ, તાડથી પડિને જિવવું:
છિંગડિયો વચ્છનાગ, ઝેર હાળાહાળ પિવવું:
રાણા રાવણ ત્યમ રામશું, અકલ કેશાવે આડિયો;
તે માગી લીધું મોત તેં, સુતો સિંહ જગાડિયો. ૧૫

( રાવણ. )

મેરૂ શિખરપર ચડે, કદી પાતાળે પેસે;
જાય રિપુને શરણ, સર્પ મંડળ જઇ બેસે,

---

૧. વિભીષણ

છેક થાય તન રંક, લક્ષ કોઈની લૂંટે,
આયુરદા ઘટિ એક, વધે નહિ કે નવ ખૂટે
લેલાટ લખેલ ટળે નહિ, તો નિશ્ચ થઇ નમવુ કશુ,
ગુણરાણી તુજને ગમ નહિ, એક હાણુ બીજુ હસુ    ૧૬

(મદોદરી)

જોબનમદ જરમદ, અહપદ ધરે અલેખે
કામાતુર નર અધ, તેહ પણ આખ ન દેખે
સ્વજન મદ મદ થર, મૂર્ખ જન મમતી મોટા,
સાચા જે પ્રતિબોધ, તેહને સર્વે ખોટા
જે આખર આવ્યો આંકનો, કોનો ટાળ્યો કયમ ટળે,
અધો નિત્યે અધડાય છે, ત્યાર પછી પાછો વળે    ૧૭

(રાવણ)

કહે તું વાર કરોડ    શીખ માનું નહિ માઠી
ગાગડુ કણ ન રધાય,    કોડ મણ બાળે કાઠી,
માખણ નાવે મેળ,    વરસ સો વલુવે પાણી
પથર ઉપર જ્યમ નીર,    અધિક શી કહુ એંધાણી
તને કામનિ કોડ વસા કહુ,    મૂક દીનતા વારવુ
રાવણને જઇ રણજગમા,    રામ થકી નથિ હારવુ.    ૧૮

(મદોદરી)

સુમનતણી શુભ સેજ,    હેમ હીંચોળા ખાટો,
ચિંતામણિની ખાણ,    રત્ન પરવાળી પાટચો
માગ્યા વરસે મેહ,    છે ખટ ઋતુની છાપે
અશોક સરિખુ વન,    અલક્ષ્ય ભોગવિયે આપે
વળિ નવે નીધ ને રીધ સિધ,    સમૃદ્ધિ જોતામા જશે,
મદોદરિ કહે માને નહી,    ધન તો ધુળધાણી થશે    ૧૯

(રાવણ)

નિત્યે નિંદે વિપ્ર,    વશ તો જરૂર જાયે
કપટ સહિત વ્યાપાર,    તદા દેવાળુ થાયે
કાયરમા રહે થર,    કોઈ વેળાયે નાસે
રૂડી બુદ્ધિ પશબોધ,    પદ્મ બેસે રહે પાસે.

જે ઘેર ચલણ તરૂણીતણું, કામનિનુંજ કહ્યું કરે;
ગર્ધવ જાણો તે ગૃહસ્થને, આખર અર્થ નહી સરે. ૨૦

(મંદોદરી.)

પ્રમદા તેજ પ્રધાન, પ્રીત પ્રમદાની પોઢી,
પ્રમદાથી શો પુરૂષ, કહે નર નારી જોડી;
પ્રમદાથી ઘરસૂત્ર, પુત્ર પ્રમદાથી પામે;
અર્ધાંગા પુણ્યભાગિ, દુઃખ વિનતાથી વામે;
ઘર છિદ્ર ટળે ઘરણીયકી, માન અધિક મહિમા મળે;
શુભ ઇચ્છે છે સ્વામીતણું, અંતે પણ ભેગી બળે. ૨૧

(રાવણ.)

કુળ રૂડે કન્યાય, ધણી બીજો નહિ ધારે;
સિંહતણી એોબત્ય, મળે નહિ વારેવારે;
શાહ પુરૂષના બોલ, જેમ બોલ્યા તે બોલ્યા;
હાથી કેરા દંત, જેહ બોલ્યા તે બોલ્યા;
મહિપતિ કહે, શુણ મંદોદરી, રાવણ રાડ લિધી સહી;
નવ આપે નારી જે હરી, હઠિલો હઠ મૂકે નહી ૨૨

(મંદોદરી.)

નમે સકુળની નારિ, નમે ફળ ફુલે વેલા;
નમે સતપુરૂષ સાધ, નમે સરિતા રસ રેલી;
કદી નમે નહિ કાઠ, નમે હિન કુલટા કામી;
નમે નહી કો નીચ, હઠીલો જેહ હરામી;
વળિ નમે શ્રીરામ સરીખડા, જેણે ધર્મ મન ધારિયું;
પણ નમે ન રાવણ નરપતી, જેનું પુણ્ય પરવારિયું. ૨૩

(રાવણ.)

બેશિ રહે બુદ્ધિહીણ, તોલ તારૂં તું તજાવે;
પ્રગટી કાયર કૃપ, લુણ મુજ ખાઇ લજાવે;
કરે તું વૈરિ વખાણ, કરેછે વપુને વહાલો;
કરે લવરિ લખવાર, કુંવરને જાણો કાલો;

તુજને પૂછી લાવ્યો નથી, યુવતી ગણું રાવણ ચડે,
તુ એશ માનની માળિયે, કંથ તારો કેવો વડે. ૨૪

* * * * *

## જુદી જુદી નાતોના અભિપ્રાય.

ઝૂલણા છંદ.

બ્રાહ્મણ —વાત પૂછી એક વિપ્રને વિધવિધે, કેમ મહારાજ આ માનમાની,
આપવી એ ઘટે કે નહી આપિયે, છેક મુજને કહો વાત છાની,
ઉત્તર —મહિપતી માન તે મુકિયે ક્યમ કરી, લાજ પણ ખોઇએ હોડ હાની,
પાછિ તો આપવામાહિ પ્રાક્રમ કશુ, ભીખ તેને પછી ભૂખ શાની ૨૫

સવૈયા

વૈશ્ય —વૈશ કહે, વેહેવાર તો એ છે, પાછિ દિધે નાજ પરિયામા,
અથડાવા ઘો દશ વિશ દહાડા, હાલ બકાલ છે કરિયામા,
મોટાની વાતો છે મોટી અથડાવા ઘો વરિયામા,
કાયર ક્યમ થૈયે આગળથી, વહાણ મુક્યુછે દરિયામા? ૨૬
કણબી —કહે કણબી, ક્યમ કામનિ દીજે, જાત જોરાવર એની જાણી,
પાછા જશે અથગાઈ પોતે, લહરિ સમુદ્રનિ લેશે તાણી,
લાવ્યા શુ પાછી આપવાને, એક હસવુ ને બીજી હાણી,
પૃથવીપતિ એ આપ્ય મુકો ક્યમ, છેલે ક્યારે ગયુ શુ પાણી ૨૭

ઝૂલણા

સુતાર —કહે ગજધર, દહાડા પાધરા દૈત્યના શીવ વરદાનની છાપ છે રે,
માત સાગરતણી આડછે ઊભિ, અધિનાથ તો રાવણો આપ છેરે,
દેવ હીંડેછે દશ દીશમા નાસતા, તેવો તીલોકમા તાપ છે રે,
ભલે લાવિયા ભૂપતી ભામની, જ્યમ ગજે તસુ તે તો માપ છે રે ૨૮

સવૈયા.

કુલાલ —(કુભાર)-કહે કુલાલ, કરો શી વાતો, એનો મારગ એંડો છે,
વદતા કુણ જીતે કુણ હારે, મહિપતિ માની મેંડો છે,
તેવો ગઢ લંકાનો દુર્ગમ, વેંક વળામણ વેંડો છે,
શુ ઘટ કે શુ ઘેડ ઊતરશે, ચાક ઉપર હજિ પેંડો છે ૨૯

આળિ ગયો બળવંતો કોઈક, ટેક ધણેરો તોને છે,
આરા કેડે વારો આવશે, સોપનિ કેડે દેરો છે ૩૫

પરિયટ કહે, હું પ્રીછ્યો પારખુ, હાથ તારે શિર હરનો છે,
નરમ બાંધ્યા છે નરપતિ તો, ભાર શો એના ડરનો છે,
હાગીને જો હીમત મુકશો, તો ધિટકારો નગ્નો છે,
ધોબી કેરો કુતરો તે નહિ, ઘાટતણો કે ઘરનો છે ૩૬

જોઈ કહે ભૂપતિ કહું પ્રુજને, સીત હરી તે સાખી છે,
જોરાવર દીશે જન ઝાઝા, ભાગ્યનિધિ શી ભાખી છે,
પચવાની નથિ એની પ્રમદા, જેવી જિવતી માખી છે,
અગદ વહિયે આવ્યોતો તે, કણુક મછને નાખી છે. ૩૭

સલાટ કહે, શાણા છો સહુ કો, વેદ વચનની વાણી છે,
સીતાજીને સ્ત્રી જાણો પણ, રામતણી એ રાણી છે,
એના શાપથી ઊજડ થાશે, હુંશયકી બહુ હાણી છે,
રકનુ કહ્યુ ન રાવણ માને, પત્થર ઉપર પાણી છે. ૩૮

સાબળિયો કહે, સઉ જાણો છો, જુવતી લાવ્યોછે એ જાણી,
એને ગમતુ આપણુ બોલો, વિધવિધ ઉચરો વાત વખાણી,
શીખામણ દઈને થાકી છે, રાવણને મંદોદરિ રાણી,
ધર્મનિ વાત ધિરજથી થાશે, દુધનું દુધ પાણીનુ પાણી. ૩૯

કહે ભરવાડ, ભૂપતિ પૂછે છે, સાચી વાત કહો મુખ મોની,
દેશતણો ભગ થશે દેખતા, પરથમ તો પરજાને પોણી,
લગૂરે લંકા તો બાળી, જ્યાન સઉને પેહેલી બોણી,
રાડ ન થાય તો સઉને રૂડુ, દુધ રહે ને રહે વળિ દોણી. ૪૦

જતી કહે, સાંભળજો સઉ કો, ભૂડા લોકો ભર ભમાડે,
રામચંદ્ર મોટા રિખ રાજા, મોંઢ કોઠ પણુ વાનર પાડે,

આપણો રાજા અતળિ બળિયો, જીત્યા મલ્લ અધીક અખાડે;
એ સાથે વઢતાં નહિ વાધે, વેચવો કાંશકો વરતિયા વાડે. ૪૧

ગોલો—

ગોલો કહે, ગુણવંતા આગળ, મારી તે શી ચાલે મતી;
નવ ગ્રહ જીતી બાંધ્યા નરપત્ય, રાવણ રાયનિ મોટી રતી;
જો જીતે તો તો જશ થાશે, નહિ તર પાછી આપે સતી;
હાર જીત છે હોડે રમતું, ક્યાં ગોલાને ગાયો હતી. ૪૨

કોળી—

કોળી કહે, હું કહું કર જોડી, દેશપતી આવ્યો છે દાવે;
શૂરો થઈ સીતાને લાવ્યો, તે ફૂડો કયમ કાયર કહાવે;
જીતવું રણમાં ને જશ લેવો, નિચ નિરમાલ થયો તો નાવે;
કુણ જાણે કરતાર શું કરશે, ભીલનું ભાલોડું પાંશરૂ આવે. ૪૩

ખાતરી—

ખાતરિ કહે. હું કહું ખરેખરૂં, હલહલ કરવા દોને હેલાં;
મોટા સાથ લડે તે મરશે, શું [illegible] છે સાકર કેળાં;
હીમત જોર જણાશે બેનું, ભૂપી [illegible]
એક ઘડીમાં રંગ જણાશે, તાણો [illegible] જેમ નાસે રણ શેં[illegible]

ચીતારો—

ચીતારો કહે, ચિંતા મુજને, અધિક કાનરાં આવી અડશે;
ઘણાંક જોજન ગઢ છે ઉંચો, ચહાયને વેળા ઉપર ચડશે;
દેહવટ કરશે દેશ લંકાનો, નિશ્ચે એ નરપતિને નડશે;
રામચંદ્ર સમજેછે સરવે, [illegible] તારવાં પડશે.

બારોટ—

બારોટ કહે, બળવંને રાવણ, ગુણહીણે કીધી ધાટાઈ;
રામ સંઘાતે રાડ સાંધવી, ખોટી જાણો એ ખાટાઈ;
ઘડીમાંહિ તો ઊજડ થાશે, પોઢું રાજ્ય જશે પાટાઈ;
કરૂં વખાણ તે વાટજ ઉડે, ભલિ કહેવી શી અહમાટાઈ.

કુંભાર—

કહે પ્રજાપતિ, શુણ રે ભૂપતિ, અતિશે વાંક તમારો આડો;
ચતુરા કેરા ચોર કહેવાણા, વળિ તે સાથ કરો છો તાડો;

હનુમાનને હરાવિ હઠાવે, એવો કોઈ દાસ દેખાડો;
જગજીવન સાથે જઈ જિતવું, કાઢિ ઘોઈ શું કાદવ કહાડો. ૪૭

તબોળી—

તબોળી કહે, તમે વિચાર્યું, ખરૂં લખાણુ અક્ષર ખાતુ;
ચૌદ ચોકડી રાજ્ય પામિયા, શિવ પરતાપ હતું સુખ સાતુ,
આજે ઈંદ્રતણી છે અવખત, જુલમ કર્યાથી જોશો જાતુ;
સઉ જાણેછે સુખ ભોગવિયે, પાન ખાઈ હરિયે મુખ રાતું. ૪૮

સોનીવાણિયો—

સોનિવાણિયો કહે છે સાચું, અધિપતિ છે તારે મન આટો,
જોરાવર શું જુલમ કરોછો, તળપદ નહિ એ વિપરિત વાટો;
ઈશ અદલ ઇનસાફ તોળશે, એની સાથ લડી નહિ ખાટો;
રૈય કદી કોઇની નહિ રાખે, શર્મે કશી સોનીનો કાંટો. ૪૯

વૈદ—

વૈદ કહે, વેરીશું વઢિયે, તો તો એક કહું તે કીજે,
સામ દામ ને ભેદ કરો બહુ, વાત ખરીમા કોઈ ન ખીજે;
આમે જેહ લખ્યું તે થાશે, ઘડિ લાહો લાખેણો લીજે;
ખળ દેખાડિ જુઓ ન બિહેતો, રૈય પછે નેપાળો દીજે. ૫૦

વેદિયો—

કહે વેદિયો, વેદ લખાણું, શાપ મહા સતિના શુણવા છે;
લંગુરને લંકા જે લેવી, તે કાંઇ શું ડુંગર ખણવા છે,
જેવુ વાવિયે તેવુ ઊગે, તેવા કણ પછિથી લણવા છે;
રોળી નાખે રામ રાવણને, તેમાં વેદ કશા ભણવા છે. ૫૧

ભાડભુંજો—

ભાડભુંજો કહે, બહુ મનાવો, વખાણુ કરિને બોલો વાણી,
ભાગે રાડ મળી રઘુવરને, દુખ પામેછે સીતા રાણી,
પરજાળી પલવશે લંકા, જુઓ આંખાંમાહે તે આણી,
ખપશે પુઆની પેરે, એનું રાજ્ય થશે ધુળધાણી. ૫૨

જોશી—

જોશી કહે, જોશો સઉ લોકો, કરણા નિધિયે કરણા કીધી;
રોળાશે રાવણ રણમાહે, જો નવ પાછી સીતા દીધી,

ભાઇ વિભીષણ ભૂપતિ થાશે, એક ઘડીમા લકા લીધી;
ગમ રાજ કરશે એ રૂડા, જન્મપત્રિ આગળથી કીધી. ૫૩

પંડિત—

પંડિત કહે, પ્રીછો આગળથી, ગુણહીણા મારેછે ગોથા;
જે વેળા લક્ષમણજી ચડશે, લકા ગઢ વેશે મઙ જોતા;
રણમગ્રામે જીતે રાવણ, એ તો મરવે જાણો થોથાં;
રામ હાથ મૃત્યુ રાવણનું, પુરાણના એ લખાણાં પોથાં. ૫૪

* * * * *

ભવાઇયો—

કહે ભવાઇયો, ભુંડું ન માનો, તાજ વાત એક કહિશું તાનો;
સીતા સૉંપી શીશ નમાવો હોય દશાનન જો કાઇ દાનો.
નૂઠશે લંકાની લક્ષ્મી, પાઇને શું ચડશે પાનો;
સત્ય કહેતા રીઝો કે ખીજો, નાચવું ત્યા ઘુમટો તે શાનો ૫૫

બારોટ—

એક ચક્ષુનો નર એમ કહે છે, અધિપતિ છે હજુ આડામા,
અંરાવત એણે નથિ દીઠો, કર્યું પરાક્રમ પાડામા,
હસ્તિ હજી હીમત નહિ મૂકે, ટેક ધરેછે તાડામા,
કપટ પ્રદિધા એ મરિ જાશે, બત્રિશ લક્ષણ ખાડામા

પારેખ—

કહે પારેખ, એ પેર હું પ્રીછુ, એ રિછ વાનર ક્યમ કરિ વઢશે,
ઉઠ જોજન છે કોટ કનકનો, તે કોનો ક્યમ પાશો પડશે,
રામ રાય ને રાવણ રાક્ષસ, નિર્બળ ક્યમ નરપતિને નડશે,
રીસાઇ રહેશે રાવણથી તો, શુ પારેખને પાનો ચડશે ૯૦

જોગટિયો—

જોગટિો કહે, હું જાણુ છુ, સઉકો વાત ગણો એ સાચી,
બુદ્ધુ કામ કર્યું છે ભૂપત રામની લાવ્યો રામા રાચી,
મહારાજ ગજેશ્વર રૂઠા હજી જુએ પગ સામુ નાચી,
આખર જિવતો તો નહિ મૂકે, સોળ સોગટી એની કાચી ૫૧

કાછિયો—

કાછિયો કહે, કસ્યુ મેં કોડે, દિલ અતિશે હું એવું દેખુ,
વાનર રિછ બળવતા છે બહુ, પેર ઘણીથી હું મન પેખુ
સર્વ વખાણોછો રાવણને હુ એકલડો ક્યમ ઉવેખુ
રામજિ આગળ રાવણ તે તો મુળા પણી શુ ઝાડમા લેખુ ૬૨

વણઝારો—

વણઝારો કહે વારો એને, ગુણ વાતો મ્હો છે તે ઘેલી,
અમિ આવ્યમા આવ્યો અધિપતિ, પ્રીછે નહિ એ પ્રીત પહેલી,
નહતા વાત થશે એ વિપરિત, સીતા આપવી તે છે સેહેલી
આપણ શિદ આગળથી કહો, શુ ગુણ્ય કૂદશી બળદ પહેલી

જોગી—

જોગિ એમ ચોરેથી બોલ્યો, કરી વખાણ મ્હો સઉ વદો,
સેના સજ્જ કરાવે રાવણ પુર બાધે વજ્રપ્રવો પૈદો
કુણ જાણે કુણ જીતે હારે, દેશ બધાનો વળશે દડો,
હીમત કોણ મુકાવે એની, કોણ તાવને કહેશે ચડો ૬૪

**નેસ્તી—**

નેસ્તી એક બોલ્યો નરપતિનો, સુરતા એક મને તો થઈ છે;
ગીતાને લાવ્યો એ રાવણ, રૌરવ રોગ ખરો એક ખઈ છે;
ઇશ શીશથી રહ્યા વેગળા, એના કર્મથિ લંકા ગઈ છે;
વિચાર કરતાં વહાણું વહાશે, નેસ્તીની મા ખાટલે મુઈ છે. ૬૫

**પટેલ—**

પટેલ કહે, પાપી એ રાવણ, મોત એનું થોડે દિન મળશે;
સુખસાગરમાં સદા ઝીલતો, તે તો વૈભવ વેળા ટળશે;
સતીતણા જે શાપ થયા છે, તેવો વૃક્ષ હવે તો ફળશે;
સાચું નવ કહિયે શા માટે, શું પસાયતાં ચાંપી કળશે? ૬૬

**માળી—**

માળિ કહે છે, મુજને ગમ નહિ, વાત કરોછો જે જે મોટી;
રાવણ રાજા છે દિલડહાયો, લક્ષ વસા પડશે તે લોટી;
હું કહુંછું તે માનો સાચું, તમે કહોછો તે સઉ ખોટી;
ઝાઝું કરે તો સીતા લેશે, માળિ રહ્યો શું લેશે ચોટી. ૬૭

**બ્રાહ્મણ—**

બ્રાહ્મણ કહે, ભાવિક સરજ્યું છે, રામ રાવણ વેરેથી વઢશે;
જે વેળા લખમણ જુધ કરશે, એક ઘડીમાં ઘાટજ ઘડશે;
હાથ દેખાડ્યા વિન હઠશે નહિ, જ્યમ ત્યમ તો જાનકિ ક્યમ જડશે;
મેળિ ધાડ બેઠો છે મહિપતિ, બિખનાં ભાંડ શું શીંકે ચડશે. ૬૮

**કણબી—**

કણબી એક બેઠો તો બાળે, તે કહે છે મુજને એ ભાસે;
રાવણ રાડ કરી શકશે નહિ, નિર્બળ નીચ થઈને નાસે.
એકે વાત ઉકલતી છે નહિ, પડીયો પાપતણે એ પાશે;
સીતા સાથે સર્વે સમૃદ્ધિ, ગોફણ ગોળા સોતી જાશે. ૬૯
એક પટલ પાદરથો બોલ્યો, રાવણની નવ પહોતી રળી;
સીતા વેલી ઝેરતણી છે, તે એને લાગેછે ગળી;
ઈંદ્રતણી અલખત ભોગવતો, ટેક બધી એની તો ટળી;
સતિ સીતા જોખમ કરિ જાશે, ન ખાધો પુંખ હથેળી બળી. ૭૦

પ્રીત ઘણી પરધાનશું, ક્ષણુ અળગો નવ થાય;
એજણુ રમવા એકદા, મૃગયા કારણુ જાય.
વસંત રતુ ફુલી રહી, સુંદર સરોવર નીર;
મૃગયાથી પાછા વળ્યા, આવ્યા તેને તીર.
સુંદર તટ રળીઆમણુ, ઉભા તેને છાંય;
માનની એક મદે ભરી, જળ ભરવાને જાય.

(એ કન્યાનું નામ સુલોચના હતુ. તેને રાજ કુંવર વેરે પરણવાની ઇચ્છા થઈ.)

કુભ ભરી ગિર પર ધર્યો, કટાક્ષ કરતી જાય;
ચાતુરી ઘણી ચાળવી, તોય ન ચેત્યો રાય
રીસ કરી રામા વદે, સાંભળ રાજકુમાર,
કોણ કારણ ચઢ્યુ કામદુ, શીદ વેંઢારે ભાર.
રાય સુણી અચરત થયો, આથી આમુ જોય;
શું કહે છે એ કામની, કહી નવ શકે કોય.
કહે રામા તું કોણ છે, કોણ તમારી જાત;
શા કારણ પડ્યુ પુછવું, તે કહો મુજને વાત.
નારી વેણુ જ ઓચરી, સાભળ સાચુ ધીર;
કશી ભરીને નાખ તુ, મારા કુભ પર તીર
કુભે તીર જ વાગશે, ચાલશે જળની ધાર;
હોડ આપશે એટલી, આપુ એકાવળ હાર.

(પણ) આવતા તીરને ઝાલી લઉં, ને તમારી પહેલી ફાળ ચૂકાવું,

તો તમારે મારે ઘેર આવી મારી વેરે લગ્ન કરવુ.
મહિપતિ રિઝયો મન વિષે, એતો રૂડી વાત;
હુ નિશાન ભુલું નહિ, બેહુ તે કોણ માત્ર.
તાણી તીર જ નાખિયો, રાજાયે દઇ દોટ;
આવતો ઝાલ્યો ઝડપશું, ચુકવ્યો પહેલી ચોટ.
સખિયો સાથે હસી પડી; ચડી રાયને રીસ;
કો કાળે ભુલુ નહી, જાણે છેદું શીશ
પ્રધાને વારિ રાખિયો, રીસ ન કીજે રાઓ;
સુખિયે વેણ જ જે ઓચર્યા, એને મન્દિર જાઓ. મૃ

પછિ રાય હશિ બોલિયો, કહો આવ્યાની વાટ,
મંદિરનું દે પારખું, આવું પડતી રાત
નિત્યે પાતક પરજળે, નૃત સજીવન થાય
તેથિ મોહોલ ઉચેરડો, એ એંધાણિ રાય
અગ્નિથકી લોહુ ગળે, જતી ધમણો સાર.
મંદિર કહ્યું તે માનની, લક્ષ વસા લોહાર
જેને દિઠે જગ મોહે, તેનું છેદે શીશ,
તેને ઘેર થઈ આવજે, રવિ આથમતે દીશ.
નિમળ વાડી વનસ્પતિ, નિર્મળ નીરખું નેહ,
પુષ્પો વીણે પ્રીતશું, માળી મંદિર તેહ
જેહ સમારે તુજને, તેને સમાર જેહ,
તેથી મહોલ ઉચેરડો, સહિ એંધાણી એહ.
શોભા દે સઉ લોકને, તેને ઉજ્વળ કામ,
શામા સમજાવ્યું તમે, ઘોબી એનું નામ
જેને ખાધે વિષ ચડે, તેને જે પ્રાઇ ખાય,
તે મેલું મુજ બારણે, એ એંધાણી રાય. ઉત્તર મોર
મરગ હેમ સરિખડો, મુખ પીવંતો નીર,
તે મેલ્યુ મુજ બારણે, આવજે આણી ધીર
દિવસે મારે કામની, કનમા કરે ઉદ્યોત,
ઘેર ઘેર અજવાળું કરે જુવતી દીપક જ્યોત
મુખે મધુરૂં બોલનો, ચાતુર ન વશ હોય,
તેનો શબ્દ સુણી આવજે, જેમ ન જાણે કોય
બોલી માળે ભુપતિ, તેને વાતો તત્ર
બોને બેશી જોખથી, જુવતી ને તો વત્ર
નાક અધારે વધુમા, જે તું તારૂં રાજ,
ધીરજ રાખી આવજે, જાત અમારી આજ.
નાહો અકરે આગળો, નવે કળાનો સૂત્ર
નરી મેં તે ઓળખ્યો, વાણીક કેરો પુત્ર

અમુલક બે જે તમ કને, જલમા નીપજે જેહ;
એ બે કીજે એકઠા, તાત અમારો તેહ
અમુલક બે તે નેણ છે, જળમા કમળ સુધામ,
નારી તેં મુજને કહ્યુ, નૈનકમળશા નામ

## ચોપાઈ.

એવુ કહીને નારી જાય, મનમા હરખ્યો પોતે રાય;
આપ આપણે મંદિર ગયા, સાંજ સમે બે તતપર થયા.
કહ્યા એંધાણુ ધરીને ગયે, રાજાને મન વશિયા સર્વ,
પ્રીત થકો રાજા પરવર્યો, સ્ત્રી મહોલ સામો સચર્યો
ઉઠિ અબળાએ કર્યો પ્રણામ, ભલે પધાર્યા રૂડે કામ,
પાચ પદારથ પામ્યા અમો, પ્રીતે કરી પધાર્યા તમો.
રાજા બેઠો પાસે જઈ, સ્ત્રી કર જોડી ઉભી રહી,
ભામનીયે નિરખ્યો તે ભૂપ, રાજબીજ રઢિયાળુ રૂપ,
રાજાયે રાણિ નિરખિયા, બેઉ જણા હૈડે હરખિયા

## દોહરા

સુલોચના એમ ઓચરે, સાભળ રાય સુધીર,
જો વરૂં તો તુજને વરૂં, નહિ તો પાડુ શરીર
(બાઈની મરજી એવી હતી કે, તે જ વખતે ગાંધર્વ વિવાહ કરવો. પણ, રાજકુમારને એમ છાનુ પરણવુ ઠીક લાગ્યુ નહિ, તેથી તેણે ના કહી)
વિનતા વળતી ઓચરી, એ શુ બોલ્યા રાય,
ના કહેતા મરશુ અમો, તે તમને હત્યાય.
રાય કહે સુણ સુદરી, એમા અમને ખોડ,
કાલ સવારે પરણશુ, આપણુ જુગતી જોડ.
હૈડે ધીરજ રાખ તુ, જઈ સભળાવુ તાત,
નગર લોક સહુ દેખતા, ઝાલુ જમણો હાથ
મડપ રચાવુ મોકળો, પરણુ રૂડી પેર,
પટરાણી કરૂં પ્રેમશુ, રાખુ મારે ઘેર
(રાજકુમારના એ વચનથી સુલોચના સંતોષ પામી, પોતાની માની પાસે ગઈ. કુવર અહીં શેઠને ઘેર રાતે સૂઈ રહ્યો, એવામા બીજુ કૌતુક થયુ.)

## ચોપાઈ.

તેણે સમે વળતું શું થાય, સજી સભાને બેઠો રાય;
ચપકસેન નામ જે તણું, ઢળે છત્ર શિર શોભિત ઘણું.
નિશા અંધારિ દિપક બળે, રાજ કુળ છત્રિશે મળે;
રાગ રાગણી છત્રિશ થાય, બહુ મળ્યા રાણા ને રાય.
વિવિધ પ્રકારે થાયે ગાન, એ રિતે બેઠા રાજાન;
પહોર રાત એમ કરતાં ગઇ, નગરમાંહી ત્યાં ખુમ જ થઈ.
ધસમસીને ત્યાં આવ્યા લોક, સઉ કોને મન પ્રગટયો શોક;
રાય સભામાં આવી રહ્યા, કારણ રાજા આગળ કહ્યાં.
રાય બચ્યાનો નથી રે લાગ, નગર વિષે આવ્યા બે વાઘ;
રાજાજી સાંભળજો વાત, માણસ ત્રણની કીધી ઘાત.
સુણતાં રાય થયો અસ્વાર, ગોંઢયા છે ત્યાં મહા ઝુઝાર;
નગરથકી બહાર નીસર્યા, ઘેરી વાઘ બે આગળ કર્યા.
રાજા સૌથી આગળ રહે, ક્રોધ કરીને વાણી કહે.

## દોહરા.

નગર પડો વજડાવિયો, વરતાવી છે આણ;
જે નહિ આવે રણવિષે, તેના લેઉં પ્રાણ.
રહે રાયના દેશમાં, અન્ન રાયનું ખાય;
વહેલો આવી આ ઘડી, રણમા સાથે થાય.
પાંચથકી પંચાસનો, પાળો કે અસવાર;
જે નહિ આવે રણ વિષે, તેને મારૂં હાર.
વૃદ્ધ પ્રધાન વાણિયું વદે, એમ ન બોલો બોલ,
કોઇક એવો રહી જશે, ઉતરશે તુજ તોલ.
નહિ ગુરૂ પરધાનને, નહિ બેટા કે બાપ;
પક્ષ કઈ જો મેઘનો, બ્રહ્મહત્યાદિક પાપ.

રણમા મશા કરીને રાય, સહુ કોને ત્યા કરે પસાય,
હુ તેને આપુ શિરપાવ, જેણે વાઘ પર કીધા ઘાવ.

### દોહરા.

કર્યું નિરીક્ષણ નરપતિ, જોયા અધળા રૂપ;
દૃષ્ટે આવી નવ ચઢયો, પુષ્પસેનસુત ભૂપ
ક્રોધપૂર્ણ રાજા થયો, ભમર ચઢાવી શીશ,
જઈ સુતને હાથે હણુ, રવિ ઉગતે દીશ
હત્યા ન ગણુ બાળની, વચન અમારૂ જાય,
રાવત મહુ ઝાખા થયા, કર્યો મહા અન્યાય

### ચોપાઈ

રાતે સર્વ રણમા રહ્યુ, ઉગ્યો સૂર્ય ને વહાણું થયુ,
પ્રાત કાળ થયો જેટલે, પુષ્પસેન જાગ્યો તેટલે
રવિ ઉગમતે તે ઉઠિયો, પાગ સમારિ બેઠો થયો,
પ્રમદા આવી પાલવ ગ્રહ્યા રાજાને એમ વચનજ કહ્યા
તમો વિના મેં ગ્યુ ન જાય, ઘડી એક વરસની થાય,
તમ દીઠે મુજ ભાગે ભૂખ, અણ દીઠે ઉપજે મહાદુખ
રાય કહે ધીર ગ્રહો તમો, વચન મારૂં જે વરશુ અમો,
વચન દેઈને મહિપતિ ગયો, મહેલ પોતાને દાખલ થયો
આવતો માયે નિરખ્યો તન, કપટ વધી માતાને મન,
કહો કુંવર ક્યાથી આવિયા, સમાચાર શા શા લાવિયા
કોણે વાઘ હણ્યા કઈપેર, રાજકુવર પધાર્યા ઘેર,
છતી જશ તે કોણે લીધ, કટનાને સરપાવ જ દીધ
મા શુ વાઘ શુ કહો છો તમો, વાત કશિ પ્રીછુ નહિ અમે,
રાતે તે શી થઈ છે વાત, ક્યાહા ગયા છે મારો તાત

### દોહરા

રાતે વાઘ બે આવિયા, સેન ગયુ રણમાર
નગર પડો વજડાવિયો, તુ કયમ ન ગયો ત્યાય
વચન શુણીને માતનું, ચાલ્યો રાજકુમાર,
અશ્વ બેશી એકલો, ગયો નગરથી બહાર

કટક સર્વે પાછું વળ્યું, જાણે સાગરપૂર,
કુંવર ભળિયો વાટમાં, ત્યાં ઉગમતે સૂર
પિતા સમીપે આવિયો, પાળો થઈ તે વાર,
કર જોડીને કુંવરે, કિધો જઈ જુહાર.

## ચોપાઈ

રાયની કરડી દીઠી દ્રષ્ટ, કુંવર મનમાં પામ્યો કષ્ટ,
કુંવર મનમાં ઝાંખો થયો, સૌની પાછળ પાછળ રહ્યો
રાજા આવ્યો રણમાં જઈ, સેના સૌ મોને ઘેર ગઈ,
ચંપક બેઠો આસન ચડી, તેડ્યો કુંવરને તે ઘડી
નનું, મોટું નગરનું સહુ મળી ખલક જોવાને બહુ,
સાચું કહો રહ્યા ક્યાં રાત, વળતી આવ્યા ક્યમ પ્રભાત
વળતી કુંવરે વચનજ કહ્યું, જેમ સરજ્યું હતું તેમ જ થયું,
રાજાજી, જે કહો, તે કરૂં, દ્યો આજ્ઞા તે મસ્તક ધરૂં
શાને પૂછો રાખણ હાર, હું અન્યાઈ ઊભો આ દા ,
બોલ્યો રાય ચડાવી રીશ, જાઓ કુંવરનું છેદો શીશ
એની જે કો કરશે વાર, મારૂં તેને સાથે ઠાર,
ચંપક વાણી એમ બોલિયો, હાહાકાર નગરમાં થયો
એહ વચન કરિ માનો સત્ય, વાર ન લાગે કહે ભૂપત્ય
નગર લોક સૌ મનમાં લહે, કોણ એવો જઈ રાયને કહે
એવી હતી રાણીજી જહાં તે વાત વળતી ગઈ તહાં
મારા સુતને મારે આજ તેના ચક્ષુ કરાવું ત્યાજ
જો કોઈ લહે કુંવરનું નામ, તેનો કેડું નિશ્ચે ઠામ.
ચઢાવી દૃષ્ટિ છુટે કેશ, ભર જોબનમાં બાળે વેશ
રાણિયે મન આણી ગર્વ સોઢડી સાહેલી સર્વ,
લાગી વારજ કરતા વાત, સાહેલિયો મળી સૌ સાત
સઉકો ખડગ ઊઘાડા કરી, રાજસભામાહે સંચરી
જઈ નરપતિને કર્યા પ્રણામ માગું છું હું એક ઇનામ
રાય કહે માગો કો તમો, તે હાથથિ નહિ આપું અમો,
તારા મનથી માગ્યો સુત, તું ઉગારવા આવી પુત

## દોહરા.

ગણિ મન વિમાસિયુ, જાતનું કર્યું જતન;
ઝબ્યાથી મરવું ભલુ, જો સુત જાય રતન
ક્રોધ કરીને કામની, ધરી રાયશુ રોશ;
ગોફ કરિ બેઠી સભા, કોઇ ન દેશો દોષ.
રાજાને કહ્યુ રાણિયે, કોડે ગળશે જાત,
હમણા તુજને લાગશે, સ્ત્રીહત્યા ને સાત
બ્રહ્મહત્યા છુટયા તણો, કોઇક કાળે પાર,
સ્ત્રીહત્યા જેને કરી, નહિ નરકમા હાર

## ચોપાઈ.

વચન સુણી માતાજી તણુ, કુવર મન દુ ખ પામ્યો ઘણુ,
સુત માને જઇ લાગ્યો પાય, કીકટ બોનો કા અન્યાય
માગ તાતનુ વચન જ જાય, શે કામે આવે આ કાય,
આયુ તે જાવાનું સર્વ, ગદી દેતણો શો ગર્વ
મુજ પિતાથી ઉગારશો, જમ કિંકરને ક્યા વારશો,
એક વચન માટે બળિ છળ્યો પુરણ વચન પોતાને પળ્યો
હરિશ્ચંદ્ર અંત્યજ ઘેર રહ્યો, વિભીષણ લંકાપતિ થયો,
વચને પાડવ વનમા ગયા, વચને કૌરવના ક્ષય થયા
અહંકારી અભિમાની હોય, ચિરંજીવી જગમા નહિ કોય
જાઓ બેસો તમો રૂડી પેર, પ્રીછવી માને મોકલી ઘેર
કહ્યુ તાતને મૂકી મામ, તમે તમારૂ કરો ને કામ

## દોહરા.

રાયે મન વિમાસિયુ, મોટી હત્યા બાળ,
કુવરને હાથે હણી, આણ્ય મારો કાળ
એન પળે સુત ઉગરે, સ્ત્રીહત્યા નવ થાય;
કહ્યુ પ્રધાનને તે કરો, પુછો પડિત રાય
તેડયા પડિત પ્રાતિશુ, પ્રધાન પુછે જોય,
કહો, કેમ સુત ઉગરે, દિસે ન કોઈને દોષ.

---

૧ શરીરનુ

પ્રીત કરી પંડિત કહે, સુણો રાય એ સૂત્ર;
બોલ તમારો પાળવા, વનમાં કહાડો પુત્ર.
અમ શિર દોષ ન દીજિયે, સુણો રાય સુજાણ;
જેવી શાસ્ત્રોમાં ઘટે, એવી બોલું વાણ.

ચોપાઈ.

ક્રોધે બોલ્યો ચંપકરાય, કુંવરને કાઢો વનમાંય;
પછી પંડિતની ભાગી ભૂખ, ટાળ્યું જન્મ બધાનું દુઃખ.
પુષ્પસેને સજ્યો કેકાણ, અંગે ધર્યાં ધનુષ ને બાણ;
માગી શિખ ચાલ્યો જેટલે, પ્રધાનપુત્ર મળ્યો એટલે.
પરસ્પરે રોયા બે જણા, રોતાં કાંઈ ન રાખી મણા;
પૂછે વિચાર બ્રાહ્મણજન, વળતી સુજને કાઢે વન.
વળતી મિત્ર ગયો તે ત્યાંય, રાજસભા બેઠી છે જ્યાંય;
માન દઈ મહિપતિને મળ્યો, એક અરજ મારી સાંભળો.

દોહરા.

વછરસુત વાણી વદે, સુણો રાયજી સૂત્ર;
એક વચનને કારણે, વનમાં કાઢો પુત્ર.
એણે વચન તમ પાળિયું, ઉત્તમ કીધો ન્યાય;
વચન જાય તમ પુત્રનું, એ મોટો અન્યાય.

ચોપાઈ.

સુતને તેડીને પુછિયું, સત્ય કહો, કાલે કેમ થયું;
ક્યાંહાં રહ્યાતા કેને કાજ, સાચું બોલ તજીને લાજ.
જે તારા મનમાંહિ હોય, મારી આગળ ભાખો સોય;
સુત કહે, સાંભળો મહારાજ, વનમાં જાતાં હર્ખ્યો આજ.
સુજને વહાલી નથી મુજ દેહ, સત્ય કરી માનો છો તેહ;
કાલે મુજને કૌતુક થયું, બીક થકી કોઈને નવ કહ્યું.
આજ તમે તજિયો છે ક્રોધ, તો સાચો બોલું પ્રતિબોધ.

દોહરા.

નેનકમળ વહેવારિયો, નગર તમારામાંય;
બત્રિશ લક્ષણ આગળી, તેને છે કન્યાય.

---

૧ ઘોડો.

જો અશ્વેથી ઊતરૂ, લાજે જનની આજ;
હાલ હાલ કરી શિખ દો, કીજે રૂડાં કાજ.

## ચોપાઈ.

માયા મોહ ને મમતા તજો, એક મને ઈશ્વરને ભજો;
બુદ્ધિસાગર છે મારો મિત્ર, ઘણો ચતુર ને ઘણો પવિત્ર.
રહેશે ઘણુ તમારી પાસ, એથિ કાય ન થાય વિનાશ.

## દોહરા.

રાજાને નારી કહે, કોલ અમારો એહ;
બારે વર્ષે ન આવિયા. તો પાડુ મુજ દેહ.
બાર વરસ પર એક દિન, જો વીતીને જાય;
જીવ ધરૂ જો દેહમા, નહિ મુજ એક પિતાય
કય પાખે જે કામની, બારે નહિ સુખ ભોગ;
એટલુ તમ પાખે તજુ, સુખનો નહિ સજોગ
આલુ કહેતા ચમકશુ, પુઠ દિઠે જીવ જાય;
નેણા પડશે નીકળી, કાળજુ કટકા થાય.
આભ પડે ધરતિ ગળે, એવડુ મારૂ દુઃખ,
જ્યારે તમને દેખશુ, ત્યારે થાશે સુખ.
નરથી નારી એકલી, પગલે પગલે વક;
દિશે દિન દિન દામણિ, કામની શિર કલક.
પૂજ્ય અમારે એક તમ, અવર ન બિજો કોય;
અવર બીજો જો કરૂં, કુળમા ખાપણ હોય.
રાયે નારીને કહી, સલાવિયો તોખાર,
એ અવસરે પ્રધાનસુત, આવ્યો એણે દ્વાર.
કર્યો પ્રણામ પ્રધાનને, વળો હવે કહ્યુ વીર;
જીવ આપણો એક છે. દીસે દોય શરીર.

## ચોપાઈ

પ્રધાનસુત તે પાછો વળ્યો. પોતે રાજા પથે પળ્યો.
વેગે પાણી પંથ પળાય મનમા બીક ન આણે રાય

મારા સમજો દુઃખ દિલ ધરો, નયને આંસુ શાને ભરો;
જ્યાં જાઉં ત્યાં સુખજ હોય, મુજને ગાંજી શકે ન કોય.
પ્રસન્ન થઇને શિખ દીજિયે, પ્રણામ લક્ષવરાં લીજિયે;
ચાલો કહેતાં જીવ જ જાય, પણ શું કરિયે, કોપ્યો રાય.

દોહરા.

વચન માતનું શિર ધર્યું, ત્યાંથી ચાલ્યો જાય;
સામો જઇ ઉભો રહ્યો, જ્યાં છે રાજ-સભાય.
શિશ નમાવ્યું તાતને, સભાને કર્યો જુહાર,
રાજા બેઠો ત્યાં જઈ, ચરણે નમ્યો કુમાર.
રાજા મુખથી બોલિયો, જો સુત મારો હોય;
વનમા જાજે એકલો, સાથે ન લઇશ કોય.
હું ને અશ્વ અમારડો, ન કરૂં કોઈની આશ;
જો કોઇ સાથે સચરૂં, સુકૃત થાજો નાશ.
સેવક સાથે સચરે, તે કાયરનુ કામ;
જાઉં વનમાં એકલો, "પુષ્પસેન" મુજ નામ.
એમ કહી પાછો વળ્યો, ન હોય મન ઉચાટ;
પ્રધાનપુત્રે નિરખિયો, ઉપજ્યો મન ગેંગાટ.
પ્રધાનસુત પાછો વળ્યો, - હૈડું ફાટી જાય;
સાથે આવું કેમ કરિ, વારી રાખે રાય.
વળતી નિજ નારી કને, આવ્યો રાજકુમાર;
નારે નિરખ્યો કંથને, કીધું રૂદન અપાર.

મદિર આવ્યો વેવારિયો, સમાચાર જઈ ત્રીને કહ્યો;
કુંવરિ તો ઇચ્છાવર વરે, ના કહિયે, તો નિશ્ચે મરે.
શેઠાણિયે તે શુણિ લહ્યું, જઇ કુવરિની આગળ કહ્યું.

## દોહરા.

રાજકુવર તને પરણશે, હવણાં જાશે રાન;
લખ્યુ હશે, તો આવશે, તુ શુણ તારે કાન.
કર્મે મારે જે લખ્યુ, તે થાશે મુજ હાલ,
રૂડો ભુડો મેં વર્યો, આ ઠેકાણે કાલ.
તુ જાણે વરૂ રાયને, બેઠી ચાવુ પાન;
એ તો રહેશે ઓરિયો, સમજે આણી સાન
કાલ સવારે કાટશે, રઝળી ભરશે પેટ;
તાત કહે છે તાહરો નહિ સુખ પામે નેટ.
કન્યા માતાને કહે, કર જોડીને વાત;
માનું નહિ હુ માવડી, ઘેલો થયો મુજ તાત.
તાત શું બેઠા દીન થઈ, કરો ગણેશ આચાર,
લગન ચોઘડિયું જાય છે, હવે ન કરવી વાર.
આવ્યો રાજા પરણવા, વાગ્યા વડા નિશાન,
પાટ બેસારિ પદમની, જાણે, ઉગ્યો ભાન.
હાથ મેળાવ્યો હાથશુ, આરોપી વરમાળ,
મૂર્ત એકમાં ઉઠિયાં, પરણિ તે તતકાળ
આશિરવાદ વિપ્રો વદે, વેદ વદીને વાણ,
ચિરંજીવી રહે બે જણાં, બોલે લોક પ્રમાણ.
પરણી ઉઠયા પાટથી, ઉતારી વરમાળ,
મીંઢળ છેડા છૂટશે, લખ્યુ હશે તે કાળ.
શિખ માગી નારીકને, હું પરદેશ જઈશ,
હુકમ લઇને હજુરનો, જાતા તને મળીશ.

## ચોપાઈ.

પુષ્પસેન પરણી પરવર્યો, નમસ્કાર જઇ માને કર્યો;
માતાજી અમો વન ચાલશુ, લખ્યુ હશે, ત્યારે આવશું.

કરમ સંજોગે તે મળી, નાખ્યો તેણે પાશ;
વચન દિધું વરવાતણું, ભાગી તેની આશ.
આશા ભંગી જે કરે, કાલ બેકાલી થાય;
મહા નરકમાં માનવી, જરૂર તે તો જાય.
ચંપક ચિતમાં ચિતવે, સર્વ સુણી વૃત્તાંત;
તરત શેઠ તેડાવિયો, આધિપતિએ એકાંત.
મહાજન આવ્યા મલપતા, જ્યાં બેઠા છે રાય;
ભૂપે માન દિધું ઘણું, આવી નમિયા પાય.
રાય કહે, શુણ શેઠજી, મારૂં સુણું હું માન્ય;
નેનકમળની દીકરી, આપો અમને દાન.
વળતા માજન બોલિયા, સાંભળ રે ભૂપાળ;
કન્યા અમો કયમ દીજિયે, બેસે શિર પર ગાળ.
તમો ક્ષત્રિ અમો વાણિયા, તમો રાય અમો શેઠ;
વરકન્યા પરણે નહીં, વૈરયો કાઢે વાંક.

ચોપાઈ.

નરપતિ કહે, નહિ મારો વાંક, એ કન્યાયે વાળ્યો આંક;
મુજ કુંવરને તેડી ગઈ, કિધી કાલ અમારી થઈ.
તેને જઈ પુછો નિરધાર, જેમ ઘટે તે કરો વિચાર;
શેઠ શુણિ આવ્યા ઘરમાંય, પુત્રીને જઈ પુછ્યું ત્યાંય.
સત્ય વચન તું કહેજે આજ, જેમ કહે, તે કરીયે કાજ;
પુત્રિ કહે, વર એ જ પ્રમાણ, નહિ તો મારા છાંડું પ્રાણ.
શેઠે વાત ધારી તે ધ્યાન, દેઉં કુંવરને કન્યાદાન;
નવ આપું તો પુત્રિ મરે, વળિ રાજા મન વેર જ ધરે.
કહો છો તો રાજા લીજિયે, કન્યાદાન અમો દીજિયે.

દોહરા.

મારી પુત્રી લાડકી, તમ સુત બાવન વીર;
જુગતું જોડું પરણશે, જેમ સાકર ને ખીર.

ચોપાઈ.

રાજા કહે, ન લગાડો વાર, સામગ્રી કરજો તઈયાર;
શાને વાર કરો એવડી, જાઓ પરણાવી દો આ ઘડી.

અનેક દિન એમ રસ્તે થયા, . ભમતા ભમતા વનમા ગેયા,
ગજા ચાલ્યો વનમા નળી, મહાવનમા એક જેક્ષણી મળી
મોટા હાથ ને ભૂરા વાળ, આવીને બીવરાવ્યો બાળ,
કોણ છે તે કેમ આવ્યો અહી, મુજ આગળથી જાદશ કહીં
ઘોડા સાથે તુજને ગણુ ધણે દિને મુજને ભક્ષ મળ્યું,
ત્યારે વાયક બાળક ભણે, હું શરણે આવ્યો તુજકને,
તમો કહો તે કામજ કરૂં, ઘો આજ્ઞા તે મસ્તક ધરૂ,
જક્ષણીને મન આવી દયા, પ્રીત વચન રાજાને કહ્યા

## દોહરા.

વળતી જક્ષિણી વદે, સાભળ રાજકુમાર,
ભીડ પડે સભારજે, હું આવીશ તે હાર
સિદ્ધ વચન સે શિર ધર્યું વેગે ભેલ્યો બાજે,
ઘણે દિને જઇ નીસર્યો, કુતીભોજ જ્યા રાજ
નગર સમીપે જઈ ગ્યો, મળ્યો વિપ્ર એક ત્યાય,
પુછ્યુ તેને પ્રેમશુ, કોણ નગર કોણ રાય
વિપ્ર જ વાણી બોલિયે, તુ શે ન જાણે મન,
ધાર નગર રળિયામણુ, કુતીભોજ રાજન
વન નમાવ્યુ વિપ્રને, પછિ બેઠ્યો કેકાણ,
નગર અનુપમ નિરખિયુ, જાણે ઉગ્યો ભાણ
ગઢ દિસે રળિયામણો દેખિ રિઝ્યો રાય,
સુવર્ણ કુભે સુદરી, જળ ભરવાને જાય
વડી જુક્તિ વાડીતણી, પુષ્પો ઝાડ વિશેક,
વર્ણન પુરતુ શુ કરૂ, કેતા નાવે છેક.
રાજસભામા સચર્યો, ઉત્તમ શોભા હોય,
ટલ્સ કરે વારાગના, તે દેખી મન મોહોય
પડિત બેઠા પાચ સેં, રાજકુળી છત્રીશ,
જોશી જુગતે ઓચરે, લક્ષણધર બત્રીશ
જમણી પાસે જુગતશુ, પ્રધાન જે ધનરાજ,
ડાબી પાસે બેટડો, કાનકુવર મહારાજ

---

૧ ભુનડી અથવા નીમ્બડી હશે ૨ ઘોડો

કળાવંત કળા કરે, ગુણિજન ત્યાં ગુણ ગાય,
ચમર ઢળે ચોપાસથી, કનક સિંહાસન રાય.
રાજસભા મનમા વશી, હૈડે હરખ્યો ગાય,
ક્યા જઈએ આવુ તજી, ઉત્તમ આ જ સભાય
પડિત મૌને પ્રણમિયે, રાયને કર્યો જુહાર,
ભૂપતિ મન આનદિયો, દેખિ રાજકુમાર
રાજસભામા જઇ રહ્યા, સઉના રીઝયા મન,
માન દઈ બોલાવિયો, મન હરખ્યો રાજન
અણુતણુા તમ બેટડા કોણ તમારો દેશ,
કિયા મુલકથી આવિયા, પુછે વાત નરેશ
પૃથ્વી દેશ અમારડો, તાત તો સરજનહાર
ઉમેદવાર ઓળગનણો, જ્યા ધાર્યું કતાર
રાજસભા રાજિ થઇ, બધાવ્યો તોખાર,
ખાઓ પિયો આનદ કરો, એમ બોલ્યા દરબાર
અહીં રહે એ ળગ કરો, સહસ્ર ટકા લ્યો રોક
કુવર સાથ નિયે રમો ન હોય મનને શોક
નિત્ય ચાડિયે મચડે, ચોરે ચૌટે જાય,
જાણિતો થયો નગરમા, આવ્યા અમુનખ રાય
વર્ણો મધજે વિસ્તરી, સુંદર ચતુર સુજાણ
જ્યા બેઠી પદ્માવતી, દાસી કરે વખાણ
કુવરી સ્તીલોજની, પદ્માવતી અભિધાન,
શશિવદની મૃગલોચની, હીરા તમમાન.
સાહેલી મેળ વર્ણની, સુલેખા તેનું નમ,
ત્યા બેઠા પદ્માવતી, તે આવી તે ઠામ

રૂપ સુરૂપ છે લક્ષણ સાર, કારણ રૂપનગરે અવતાર;
ટેત કરી રાખ્યો છે રાય, તેની શોભા કહી ન જાય
અશ્વ અનોપમ ઉપર ચઢ્યો, કાંય અમારિ દૃષ્ટે પડ્યો;
ચિત્ર લખેલી હું તો થઈ, સુધ બુધ મારિ સર્વે ગઈ.
વર્ષ સોળ બાઈ મુજને થયાં, એવા રૂપ મેં ન નિરખિયા;
નહી માનજે મારૂં કહ્યું, રૂપ અધીકિક મેં તો લહ્યું

## દોહરો.

પદ્માવતી કહે પ્રેમશું, સાંભળ બંદિયર એહ;
વખાણ તું કરે જેહનું, મુજને દાખવ તેહ.
કાઠ બેસો માળિયે, નિરખાવું હું ચાલ;
કરવા સ્નાન સરોવરે, જાશે પ્રાત કાળ.
નારી બેઠી નિરખવા, ચોગમ દેખે વાટ;
ચાર ઘડિમાં આવિયો, ભાગ્યા ભર ઉચાટ
દૂરથી દિઠો આવતો, ભાગી મનની ભ્રાંત,
અશ્વ ઉઠાડ્યો પાદિર્યે, નિરખિયે એકાંત

## ચોપાઈ

તરે નાઇ વસ્ત્રો પેહેરિયા, દડવતો સુરજને કર્યા,
મનાગણી શિર ઉપર કેશ, ધુગ મેલ્યા બાળે વેશ
ઘોડા ઉપર થયો અસવાર, ફરી આવે રાજકુમાર;
ચાકર મેલ્યા છોગા બહુ. તે દીઠે હરખે છે સહૂ

## દોહરા.

કપૂર સરખો ઉજળો, કુંડળ ઝળકે કાન,
રૂપે કામ સરિખડો, દાતા કર્ણ સમાન.
જો પરણું તો એહને, નહિતર બેસે પાપ;
અવર પુરૂષ પૃથ્વી વિષે, સર્વે ભાઈ ને બાપ

## ચોપાઈ.

આપુ તને સોળ શણગાર, નવશી એક મોતીનો હાર;
ઉપાય કરજે રૂડિ પેર, જેમ તેમ તેડિ લાવો ઘેર
રૂપ રંગ એનું નિરખિયે, જાત નાત એની પૂછિયે;
જોઇયે ચતુરાઇનો રંગ, પછિ પરણું . તેને સંગ.

## દોહરા

બીડું ઝડપ્યુ માનની, ઉલટ અંગ ન માય,
જો નવ લાવુ રાયને, નાવુ મોનો માય
દાસી ચાલી વેગશુ, આવી જ્યાં રાજાન,
સમ દેઈ સમજાવિયો, ચાલ્યો ચતુર સુજાન
આગળ દાસી સચરી, પાછળ ચાલ્યો છેલ,
ધરામસતો મોને ચઢો, થઈ રહી રંગ રેલ
પદ્માવતી પ્રેમે કરી, દિધું ઘણુંએક માન,
સફળ જન્મ અમારડો, ઘેર આવ્યા રાજાન
ખાટે બેસો ખાત શુ, લ્યો ચાવો આ પાન;
અમ ઉપર કરૂણા કરી, તૂઠ્યા શ્રીભગવાન
આશા પૂરી અમતણી, અમ ઘેર આવ્યા ઇશ,
રાજ પધાર્યા રીઝમા, સફળ થયો આ દીશ
રાજા રીઝી બેશિયો, સન્મુખ ઉભી નારિ,
કોણ ધરતી કોણ દેશડો, પુછે રાજકુમારિ
કોણ રાયના બેટડા, કેમ નીકળ્યા પર દેસ,
હું પુછુ છુ પ્રેમશુ, દિસો બાળે વેશ

## ચોપાઇ

શે કામે પુછો છો ગામ, શે કામે પુછો છો નામ,
જેટ કરે વિવાની વાત, તે પુછે પિતાની જાત
જયહા વસુ ત્યાં મારૂ ગામ, રજક લઈ આવ્યુ આ ઠામ,
તારા તાતની ઓળગ કરૂ, મૃગયા રમવા માથે ફરૂ
વચ્યા પ્રમાણે રહિશુ અમો, તે સત્ય કરીને માનો તમો

## દોહરા સમશ્યા.

નારી બોલી નેહશુ, તમો છો ચતુર સુજાણ,
પાચ પ વહાલા પુરૂષને, તેના કરો વખાણ

## ઉત્તર.

પાન પાધ ને પદમણી, પરિમળ ને પોશાગ,
"પાચે" વહાલા પુરૂષને, વળી પૂછ સદભાગ

ધન ધન તારિ સઝને, ધન ધન રાજકુમાર;
પાંચ ક વહાલા કામની, એહ હવે ઉચ્ચાર.

ઉત્તર.

કાજળ કંકુ કંચવો, વળી કસુંબો, કંત;
પાંચ ક વાલા પદ્મણી, સુણજે, નાર, સુચંત.

પ્રશ્ન.

જુગતું બોલ્યા જાણિતા, લાગી મનશું રાઝ;
પાંચ કકા નથી તુજ કને, તે તું કહી દેખાઝ.

ઉત્તર.

કુડ કપટ કુલક્ષણો, કુડિજાત કુનારિ;
એ પાંચે નથી મુજકને, સાંભળ રાજકુમારિ.

પ્રશ્ન.

કહો, છો છેયે એકલા, તમ સાથે છે સાત;
પ્રગટ દેખું છું તમ કને, તે કહો સાચી વાત.

ઉત્તર.

તીર તરકસ તરવાર ને, ભાલો ને તોખાર;
ઢાલ અને વળી ચાબકો, સાત સાથી છે સાર.

પ્રશ્ન.

પંખિ ઉડે જીવ વિના, બેસે જેની ડાળ;
મૃત્યુ પમાડે દેખતાં, કહો મુજને ભૂપાળ.

ઉત્તર.

કુંવર કહે, સુણ કામની, સાં હું સમજ્યો એહ;
સમશ્યામાં સમઝાવિયો, તીર કહીજે તેહ.

પ્રશ્ન.

ઉત્તમ કુળથી ઉપની, તાતતણો જે તાત;
તે સાથે વિવો કર્યો, સમજે સજ્જન વાત.

ઉત્તર.

મહિપતી કહે, સુણ માનની, ઉત્તર આપું એહ;
એ સમશ્યા હું સમજિયો, તક કહીજે તેહ.

### ચોપાઈ.

એવાં વચન વનિતાયે કહ્યાં, રાજકુમારે મનમાં લહ્યાં;
પ્રતિઉત્તર એનો આપિયો, સ્ત્રીને મન ભૂપતિ ભાવિયો.

### દોહરો.

રામાને રાજા કહે, છો તમે ચતુર સુજાણ;
અમને ઉત્તર આપિયે, બોલ્યો રાય પ્રમાણ.

### સમશ્યા. પ્રશ્ન.

એક નરે સ્ત્રી શોભતી, સ્ત્રીને વાલી અપાર;
ગળસ્થળે ચુંબન કરે, તે કહો રાજકુમાર.

### ઉત્તર.

કુંવરી કહે અકોટડી, તમે પુછિયું તેહ;
બીજું પૂછો રાયજી, ઉત્તર આપું એહ.

### પ્રશ્ન.

શત નર બાંધ્યા બંધને, મળી થયો નર એક;
તે નર તારી પાસ છે, વહાલો સ્ત્રીને વશેક.

### ઉત્તર.

કુંવરિ કહે સુણ રાયજી, ઉત્તર આપુ એહ;
હાર નામ છે એહનું, તમે બતાવ્યો તેહ.

### ચોપાઈ.

રાજાએ જે પૂછી વસ્ત, સ્ત્રિયે ઉતર કર્યાં સમસ્ત;
એક એકથી અદકી ચાતુરી, બાંધી ન શકે કોઈ બાકરી;
માંહોમાંહે હરખ જ ધરે, ત્યાં વિહંગના સખિ ઉચ્ચરે;
તમો બેઉ છો ચતુર સુજાણ, તમ આગળ મુજ મતિ અજાણ.
બાઈ જો મન માને તાહરૂં, રાજા સાથે વાતો કરૂં;
કુંવરિ કહે, બોલજો સત્ય, મારા સુણની રાખે પત:
હરખ ઘણો હૃદએ આણિયે, બોલિયે, જો બોલી જાણિયે;

### દોહરો.

પર પરાક્રમ પર ચાતુરી, પર લક્ષ્મી પર નાર:
તેશું વાદ ન કીજિયે, સાંભળ રાજકુમાર;

### ચોપાઈ

વિહંગના વાણી ઊચરે, હેતે રાજા હઇડે ધરે ;
તમો મુખે વસ્તા લાજિયે, એક વેણુ ઉત્તર આપિયે

### પ્રશ્ન. દોહરા.

ચાલે છે પણ ચરણ નહિ ઉડે પણ નહિ પાખ,
લાખે સાધો નર ગ્રહે, મઉ કો દેખે આખ

### ઉત્તર.

ઊડે તે આકાશ જાણિ, ધરમા રહે ગૈવાટ,
ધુમાડો નિર્ધારિયે, વિચરે વસમી વાટ

### પ્રશ્ન.

ચસુ પણ ચકરી નહિ, માજાગી મુખ શામ,
બે જીભો નહિ નાગણી, નરપત કહો તે નામ.

### ઉત્તર

બ્રહ્માના દિશમા વસે, પંડિતને પ્રિય પૂર,
લક્ષણ જોતા લેખણી, નાણાવગીનું નૂર
રાજા મન રિઝયો વણ જોઈ ચતુરાઈ એહ,
સાચુ બોલ સલક્ષણી, તુ નહિ દાસી, દેહ

### ચોપાઈ

બોલી દાસી નમાવી શીશ, હુ સાચુ બોલિશ આ દિશ,
દાસિ પણ રાણિશુ વસુ એહ વાતનુ અચરત કશું
કુવરિ કહે, ઉઠો જી રાય, ભોજનની વેળા વહી જાય,
તત્પર થઇ હેઠા ઊતરો, ભોજન મન ભાવતા કરો
( રાજકુવરે બાઈને પૂછ્યુ કે, તમે મને પરણ્યા છો, તે કહો.
હું પર સ્ત્રીની જોડે વાત કરતો નથી )

### દોહરા

હુ પરણી છુ પેટમા, દષ્ટે ચડિયા આપ,
તમ વિણુ બીજા પુરૂષ જે, તેહ ભાઈ ને બાપ
જેમ ઘટે તેવુ કરો, છો છો ચતુર સુજાણ,
ના કહીને જો નીસરો, તો તમને દઉં પ્રાણ

## ચોપાઈ

રાજા કહે, જાણે મુજ તાત, આપણ એની કરશે ઘાત;
વાલી નથી મુજને મુજ કાય, મુજને ચિંતા તારી થાય.
વિનતા, એ મૂકી દો વાત, કહો જઈ, પરણાવે તમ તાત;
આજ્ઞા લેવાને સંચરો, શા માટે વણ ખુટે મરો;
ચતુરાઈ નહિ ચકટે વેચાય, એજે જીવ તમારો જાય

## દોહરો.

ક્ષત્રિનું એ કર્મ નહિ, કુંવરિ કહે, શુણ કર્ણ;
નાઠાથી છૂટે નહિ, માથે આવ્યુ મર્ણ.

## ચોપાઇ

શુણિ હૃદયમા રાજા હસ્યો, બોલ તેહનો મનમા વસ્યો,
જો વરવાનુ મનમા ધરો, વિપ્ર તેડાવિ મુજને વરો.
પુરે સાખ જો બ્રાહ્મણ આપ, એ વાતે નવ બેસે પાપ ;
પછિ સંકટ જો આવી પડે, ઇશ્વિર આપણી વારે ચડે

## દોહરા

ગોર પોતાના ઘરતણો, તેડી દિધુ માન,
મુજ પરણાવી પરવરો, લ્યો મન ગમતા દાન.
વિપ્ર પડ્યો વિચારમા, વળગ્યુ મુજને વ્યગ;
મૃત્યુ મારૂ બે તરફ, પડિયે વિકટ પ્રસગ.
જો નૃપ જાણે તો હણે, કુવરી કેમ દુભાય,
એમ પ્રકારે મોત છે, પડિત મન પસ્તાય.

## ચોપાઇ.

વળતિ વનિતા વાણી વદે, વાડવ દુ:ખ નવ ધરશો રૂદે;
જો રાજા દેડે મુજ દામ, તારૂ નહિ લેવા દેઉ નામ
પરણાવિ આણી માળિયે, જનમતણા દુખડા ટાળિયે,
કુવરી કહે ગુરૂજી શુણો, આશિરવાદ રૂપિણી ભણો.

## દોહરા.

જોડી લાકડે માકડું, દક્ષણા પામુ ક્ષિપ;[1]
વળતિ અગીયારા ગણું, એમ વિચાર્યું વિપ્ર

---

1 તરત

કર્યું માયરું મલપતું, ચોરીના થંભ ચાર;
મંગળ ફેરા ફેરવી, આરોગાવ્યો કંસાર.
પ્રેમે પરણી હરિયાં, પોતી મનની આશ;
ભાવટ ભાગી ગુરુ તણી, કહે કવિ શામળદાસ.

ચોપાઇ.

ત્યાં વિપ્રે વનિતાને કહ્યું, આપો શિખ, ન જાયે રહ્યું;
તને અમે રૂડું કહાવિયે, હવે ભણવા નહિ આવિયે.
સાચું માનો રૂડી પેર, હવે નહિ આવું તુજ ઘેર.

દોહરા.

બોલી બત્રીસ લક્ષણી, સાંભળ વિપ્ર જ વીર;
લાજ અમારી તમ કને, સોંપ્યું તુજને શીર.
એક તાત જેણે જણવા, બિજો તાત કરતાર;
ત્રીજો તાત તો ગોર છે, ચોથો અન્ન દાતાર
બ્રાહ્મણ બોલે ભાખિયું, વશ થાશે સહુ લોક;
આશિરવાદ અમારડો, શામા, છાંડો શોક.

ચોપાઇ.

નરનારિ મળી લાગ્યાં પાય, વિપ્ર શિખ લઈ, થયો વિદાય;
સોંપ્યું ઘર ઘરણી વાશિયે, પછિ વાડવ ચાલ્યો કાશિયે.
(આ છાના લગ્નની ખબર રાજા કુંતિભોજને કેટલાંક વરસ સુધી થઈ નહિ.)
પ્રાત:કાળ સમે પરવરે, રાજ સભામાંહિ સંચરે;
કુંતિભોજને હરખ ન માય, જાણે, રખે નગરથી જાય
એમ કરતાં વિત્યા બહુ દિન, રાજાનું માન્યું બહુ મન;
પ્રતીહાર નામે પેથિયો, ચતુરપણે મનમાં ચેતિયો
તેણે ત્યાં માંડિ પડપૂછ, જેને મુખે નહોતી મૂછ;
રાત દિવસ ખુંખારા કરે, સઘળિ વાત તે દિલમાં ધરે.
આંખે કાણો ને વામણો, ભુરા વાળ ને લજામણો;
કુંવરી મોલતણો પ્રતિહાર, રાત દિવસ નવ છાંડે દ્વાર.
ગયા આવ્યાની તે શુદ્ધ લહે, ખબર જઈ રાજાને કહે;
એમ કરતાં વાગ્યા બહુ દિન, ચેતો પોળિયો પોતે મન.

ત્રણ વરસ એમ વિતિ ગયાં, ચોર થઈ નગરીમાં રહ્યાં;
એક દિવસ એક કૌતુક થયુ, સેજ વાતમાં લક્ષણ લહ્યુ.
એક સમે બેઠા રાજન, ગોર પધાર્યા તેણે દન;
મહિપતિયે દિધાં બહુ માન, આપ્યાં આભૂષણ ધન દાન.
પુછે ધર્મધુરંધર ધણી, કહો, કુંવરિ કેટલું એક ભણી;
શા શા ગ્રંથનુ શીખિ ગ્યાન, ભાષા કવિત સંગીત તાન,
કાવ્ય કોશ ને નૈષધ ન્યાય, કહો વાત, જેથી સુખ થાય

## દોહરા.

બ્રાહ્મણ વાણી બોલિયો, સાભળ રાજા કર્ણ,
કુંવરિને મંદિર ગયા, વર્ષ વિતિયા ત્રણ
બાળા બત્રિસ લક્ષણી, અદ્ભુત બુદ્ધિ અપાર,
શિખિ વિદ્યા સર્વ તે, મેં છોડ્યો તે ઘર.
ત્યાર પછિ જાત્રા ગયો, જોયુ કાશી ગામ,
પુછિ જુવો તે પુત્રિને, બોલાવી આ ઠામ

## ચોપાઈ.

એવુ કહિને બ્રાહ્મણ જાય, પ્રધાનને તેડાવ્યો રાય,
પ્રધાન આવ્યો તેણે દીશ, આવી રાયને નામ્યુ શીશ
જાઓ તમો કુંવરિને દ્વાર, આશિશ કહો અમારિ ચાર,
કહેજો ચિંતા તજજો તમો, વર રૂડો જોઇયે છિયે અમો
શિખામણ દઇને આવજો, પ્રતિઉત્તર તેનો લાવજો;
પ્રધાન પધાર્યા રૂડિ પેર, તે આવ્યા કુંવરિને ઘેર
મલપંતા મેડિ પર ચડ્યા તે કુંવરિની નજરે પડ્યા;
ભલે પધાર્યા પ્રધાન આજ, ઉભી થઇને કીધિ લાજ.
કિયા દેશના વા વાઇયા, પ્રધાન મુજ મોલે આવિયા,
વાત સર્વ જાણુ છુ અમો, સેવા ખબર પધાર્યા તમો.
અવખત ધણી કરૂં છુ આપ, તે તો રાય પ્રધાન પ્રતાપ,
વઝીર વળતી બોલ્યો વાણ સાંભળ કુંવરિ ચતુર સુજાણ
રાજાને સાંભરિયા આજ, મોકલિયો સુદ્ધ લેવા કાજ,
કહ્યુ છે, ચિંતા તજજો તમો, વર રૂડો જોઇયે છિયે અમો

દેશ વિદેશ વિશે કહાવશું, વર રૂડો ખોળિ લાવશું,
ખાઓ પિઓ ને દિન નિર્ગમો, સખિયોમાથે સ્નેહે રમો

## દોહરા

બાળા બોલી રીસશું, સાભળ ડાહ્યા શેઠ,
વાત કરો વરવાતણી, પાળી મારૂં પેટ
જઈ સમજાવો તાતને, જેમ ચડે નહિ રીસ,
તાત તુલ્ય તુ માહરે, તારે ખોળે શિશ
રાજાને તો સાન નહિ, રાજાને તો કાન,
માને કહ્યુ પ્રધાનનું, માટે માગુ માન
વણિક સમો તો કોઈ નહિ, દીસતો તે રંક,
વગર વજીરે વાણિયે, ખોઇ રાવણે લંક

## ચોપાઇ.

પ્રધાન કહે, સાભળ રે સતી, એમા કોઈનું ડહાપણ નથી
જેવી ઈશ્વરની ઇચ્છાય, તે કોઇથી મિથ્યા નવ થા
આજ્ઞા આપો તો સચરૂ, કામ કાજ રાજાનું કરૂ,
શિખ માગિને શેઠ જ ગયો રાજસભામા આવી રહ્યો
રાજાએ દીઠો પરધાન, બોલાવીને દીધુ માન,
કુવરિ લાડક છઈ જેહ, શુ બોલી કહો માચુ તેહ?
પ્રધાનને શુધ્ધિ ચિંતા થાય, સાચ કહેતાં કોપે રાય,
પ્રધાન બોલ્યો રૂડી પેર, તમને મળવા તેડે ઘેર
કહ્યુ તાત મળવા આવજો, સાથે કોઇને નવ લાવજો,
વળિ કહ્યુ છે બેઉ કર જોડ, નથી મારે પરણ્યાના કોડ

## દોહરા.

કુતિભોજ શુધ્ધિ કળકળ્યો, એ શુ બોલી બાળ,
કુવરિને મોલે જવા તે ઉઠ્યો તત્કાળ
રાય પધાર્યા માળિયે, આવ્યો ત્યા પ્રતિહાર,
નરપતિને ચરણે નમ્યો, જુગતે કર્યો જુહાર
મોલે બેઠી માનની, કર્યું દાસિયે જાણ,
તમે બાઇજી સાભળો, આવે છે અહિ રાણ

રાય પધાર્યા વેગથી, કુવરિ આગળ જાય;
પ્રત્યક્ષ જઈ ઉભો રહ્યો, આમન બેઠો રાય.

(પછી, પુત્રી જોડે વાતચીત કરતા, રાજાને મન એવો વહેમ આવ્યો કે, છાની પરણી છે. એથી કોપાયમાન થઈ, રાજા પોતાને મહેલે ગયો, તે એ શક સાચો કે જૂઠો, તે નક્કી કરવાને કુંવરના મંદિરની ચોકી કરનાર પોળિયાને બોલાવી તજવીજ કરી, તે પરથી જણાયુ કે, કુંવરીના ગુપ્ત લગ્ન પુષ્પસેન વેરે થયા છે)

દોહરા

પ્રતિહારે જે વાત કહી, વિહંગના શુણિ જાય,
ચેતાવી પદ્માવતી, કોપ્યો તુજ શિર રાય
વેળા વડી આપણી, જો ચેતે તો ચેત,
ઉગર્યાનો ઉપાય નથી, ઉતર્યું બાપનું હેત.
પદ્માવતી બોલી પછી, સાંભળ સખિ સુજાણ
કુંજપતિને ચેતાવ જઈ, નહિ તો થાશે હાણ.
લાવ તેડી આ મોલમા, કરિયે કાંઈ વિચાર,
વિહંગના વળતી ગઇ, તેડી આવી એ ઠાર
પદ્માવતી પ્રણમી કહે, ચતુર પુરૂષ તુ ચેત,
વેળા વડી આપણી, ઉતર્યું રાયનું હેત
મુજ માટે તને મારશે, મોટી થાશે હાણ,
માન મારા કથનને, માનો મારી વાણ
જીવશે, તો નારિ ઘણી, જીવ વિના સૌ શૂન્ય,
પરદેશી કયાંઈ પરનશો, તમારે શી છે ન્યૂન
તાત કહેશે તે શૂણિશ, ધારિશ આજ્ઞા શીશ,
તમારો જીવ ઉગારજો, કોપ્યો નૃપ આ દીશ
સ્વામી કહે, સુણ સુન્દરી, નવ મુકુ આ ઠોર,
નાસે જનુની માહરી, નામ ધરાવુ ચોર
મરવુ માથે સર્વને, ચિરંજીવ નહિ કોય,
નાસુ નહિ નિર્બળ થઈ, પ્રભુ કરે, તે હોય

ચોપાઈ

હુ ક્ષત્રાણિ મેરો તન, આજ અમારૂ માન્યુ મન,
તુજ માટે તુજને નૃપ હણે, હત્યા મનમાહી નવ ગણે

તમ હાથે હું દેઊં વચન, તમ માથે પાડુ મુજ તન,
એને મન પુત્રીનુ ઝેર, વડુ વધ્યુ છે મનમા વેર
માઈ ચાલતાં મુકાવીશ, નહિ તો તુજ સાથે જ મરીશ.
પુષ્પક બોલ્યો ત્યારે ત્યાય, વિચરૂં રાજસભાની માય
શામા અમને શીખ જ દિયો, છેલો જુહાર માની લિયો,
રામા કહે, સાંભળ રે રાય, ચતુર ન ધરશો મન ચિતાય
પ્રમત્ત જો પરમેશ્વર હરો, તો કલ્યાણ આપણું થશે,
માગી શિખ, ને થયો વિદાય, રાજા ચાલ્યો રાજસભાય
એ ગ સન્મુખ ભૂપતિ ભણી, બિક ન આણી મન કાંઈ તણી

## દોહરા.

રાજા કહે વજીરને, શો કરવો ઉપાય?
વાત બહાર નવ નીકળે, કામ આપણુ થાય
વજીર વાણી બોલિયો, વાણી મારી શ્રણુ,
જાણો, તેમ તમે કરો, ના કહેનારૂં કૂણ
રાયે તેડું મોકલ્યુ, તેડાવ્યા ચડાળ,
રાત સમે લઇ નિસરો, આણો એનો કાળ
નિશાની લાવો નેત્રની, મનની આગ ઓલાય,
કોઈને નહિ જણાવશો, એમ ઉચર્યો રાય

## ચોપાઈ

એવી કીધી છાની વાત, અરૂણ અસ્ત, અને થઈ રાત,
તેડાવ્યો ત્યા રાજકુમાર, પાસે પતીત ઉભા ચાર
એની માય તમો પરવરો, આયુધ સર્વે અહિયા ધરો,
પાળા પથ જાઓ તે સાથ, હવે ન ર પુછશો બીજી વાત
રાજાએ મન આણ્યો ગર્વ, તે કુવર મન સમજ્યો સર્વે.

## દોહરા.

રાજકુવર વળતી વદે, હુ ગાજ્યો નહિ જાઉં,
જે કહો, તે હાજર કરૂં, લુણ તમા- ખાઉં.
લુણ હરામી જે કરે, વળિ વિશ્વાસી ઘાત,
મિત્રદ્રોહ વળિ જે કરે, દાગી જેની માત

પાપ પૃથ્વીમાં છે ઘણાં, કહીયે લાખ કરોડ;
નથી કોઈ ત્રિલોકમાં, લુણ હરામી જોડ.
તે માટે હું સંચરૂ, જ્યાં કહો તહાં, સુજાણ;
જો કહો, તો હાજર કરૂં, મુજ હાથે મુજ પ્રાણ.

ચોપાઈ.

આફ્રી શીદ કરો છો વાત, જાઓ તમો ચંડાળો સાથ;
વળતી છોડીને હથિયાર, રણમાં ચાલ્યો રાજકુમાર.
પાચે જણ ચાલ્યા જેટલે, જઇ પ્રધાન મળ્યો એટલે;
નિશા એક પહોર ત્યાં ગઈ, કોશ એક પહોત્યા તે જઇ.

દોહરા.

કહે પ્રધાન પતીતને, લઈજાઓ છો વન;
રાજકુંવરિયે જે કહ્યાં, તે તમે શુણો વચન.
જો આ કામ કરો નહિ, કામ તમારૂં થાય;
કુંવરિયે કહ્યું છે, શુણો, ઉગારિ લેજો રાય.

ચોપાઈ

એવું કહીને પાછો ફર્યો, કુંવરિ પાસે તે પરવર્યો;
ચતુર બેઠી ચિંતા કરે, દુઃખ ઘણું દિલમાં તે ધરે.
એટલે ત્યાં આવ્યો પરધાન, બોલાવી દીધું ઘણું માન;
ખોળા ઉપર મેલ્યું શિશ, પ્રધાન ઉગારો આ દિશ;
માત તાત મોશાળ જ તમો, તમો થકી ઉગરિયે અમો.

દોહરા.

પ્રધાન કહે, પદ્માવતી, વેગે વાર ન થાય;
મખિને ધન દઈ મોકલો, તેડી લાવવા જાય.
પમાય કરીને પતીતની, બનની બાવટ બાગ્ય;
હું મંદિર જાઉં માહરે, જન મોકલ તે જાગ્ય.
કાઢી મેલ તુજ કથને, કોઇ નગર મોઝાર;
રાજા જાણે જીવનો, તો મારે તે ઠાર.

એકાંતે દાસી તેડિયા, ગણિકા[1] ભણી પયે બેડિયા;
ચતુરા ગુણમ ચદ્રાવળી, દાસી જઇને તેને મળી
તમને તેડે પદ્માવતી, અરજ કર્યાનું કારણ નથી,
પછિ દડબડ ગુણકા દડવડી, પદ્માવતીને મોરે ચડી
શા મમે બાઇ તેડી આજ? મુજ સરખુ કહી દીજે કાજ;
પદ્માવતી તવ લાગી પાગ, ઓનવ આજ અમારી આગ
આજ સકટ મારે અતિ ઘણુ, તેથી કામ પડ્યુ તમ તણુ,
ગજ કુવર મેં છાનો વર્યો, તાત અમારો ક્રોધે ભર્યો
દેહ તણુ છેદાવે શીશ, પતિત પાહવ્યા આણે દીશ,
વાર નથી લાગી એવડી, હમણા લઇ ગયા આ ઘડી
છાના ગયા ન જાણે કેય, આની પ્રધાને પ્રિછવ્યુ સોય,
તેને જઇ ઉગારો તમો, દીન થઇ બોલુ છુ અમો
રખે રાય નગરથી જાય, તેડી લાવો મોનો માય

## દોહરા

વગતી ચદ્રાવળિ વદે, શામા તુ તજ શોક,
જો નર લાવુ રાયને સુકિત સર્વે ફોક
તેડી લાવુ તુજ કથને, રાખુ મારે ઘેર,
ખબર મદવા મોકને દાસીને શુભ પેર.
સાભળ તરુણી તુ વળી, જો નર લાવુ રાયે,
જો પતીત તેને હણે, તુ હણજે મુજ કાય
મનમા દુ ખ રખે ધરો, ગાડો ઉર ઉચ્છાહ,
જાણો મહિપતિ મોલમા, નવ કરજે ગેંગાહ

## ચોપાઈ

એવુ કહિને ગુણકા જાય, વેગે જઈ પોતી વનમાય,
પતીત દીઠા તેણે ચાર, આગળ ઉભો રાજકુમાર
ગુણકા ત્યા જઇ ઉભી રહી પતીત આગળ વાણી કહી,
રાત સમે અહીં કેમ આવિયા, રાજકુવરને કેમ લાવિયા
રાજકુવરિને ચડી છે રીશ, તમો ચારના છેદે શીશ
રાજકુવર કેમ માર્યો જાય? અર્દ્ધાંગા જેની તે થાય

૧ ફકત ગાવાનો ધધો કરનારી સદગુણી

રાત સમો છે, મુખી દિયો, જે જોઇયે તે મુખથી લ્યો,
વળતી બોલ્યા તે ચડાળ, અમ શિર શાને ઘો છો આળ
કુતિભોજ બોલ્યો જે રાય, કેમ વચન તે મિથ્યા જાય?
લાગ્યુ પાપ અમો બે પેર, કહો તો જાના દઇયે ઘેર
રૂઠ્યો કોપે જો તે દામ, લઇયે અમે તમારૂ નામ,
ત્યારે ગુણમ તે તો હશી, વાત એ મારે મન વશી
કુવર દેશ વિદેશે જશે, મહિપતિ શી રીતે જાણશે?
એહ વાતની શી ચિતાય? જેમ તેમ કામ તમારૂ થાય
સોનાની મોહરો સૌ ચાર, વેંચી આપી તેણે હાર,
પતીત તો હઇડે હરખિયા, હેમગ્રા નયણે નિરખિયા
વળતી બોલ્યા મધુર વચન, મૃગમારી તેણુ લોચન

દોહરા

દામ ઉગારે દેહને, જો કોપ્યો હોય દૈવ
હુ બલિહારી દામડા, સમર્થ તુજ મદૈવ

ચોપાઇ

પતીત શિખ મ.ગી પરવર્યા, નગર ભણી ચારે સચર્યા
જઇ રાજાને કહ્યા વચન, લાવ્યા તેહતણા લોચન
નૃપ કહે ક્યાઇ ન કરશો વાત, કરશો તો તમને કરૂ ઘાત,

---

એહ વાત એટલેથી રહી, પુષ્પસેનની શી ગત થઈ
વનમા ઉગર્યો રાજકુમાર, તવ ગુણમને કર્યો જુહાર,
અમો વિચરશુ દેશ વિદેશ, પુરમા તમે કરો જ પ્રવેશ
પદ્માવતિને કહેજો જઈ, લખ્યુ હતુ તે વાત જ થઈ

દોહરા.

ચદ્રાવળી રળતી વદે, શોક હૃદયનો ટાળ,
મુજ ઘેર આવો મહિપતી, વાચા મારી પાળ
ઉનો વા વાશે નહિ, લે નહિ કોઈ નામ,
પ્રીત ધરીને ગયછી, ચાલો મારે ધામ
તમ પરદેશી પખિયા, વળી કોમળ તમ હાડ,
આવો મદિર માહરે, માનુ તમારો પાડ

## ચોપાઇ.

પદ્માવતીશુ પરણી હોડ, લાવુ પતિ પોચાડું કોડ,
માટે મારો કાલ ન જાય, મીક તજી ચાલો ઘેર રાય
એવુ શુણિ મુખ બોલ્યો વાણ, સુણ ચદ્રાવળિ ચતુર સુજાણ,
મારો તમે ઉગાર્યો જીવ, તમો અમો વચે છે શીવ

### દોહરા

મમ ખાઈ બે ચાલિયા, આવ્યા પુર મોઝાર,
જળ હળ જ્યોત ઝળકી રહી, ગુણકા કેરે દ્વાર
દાસિ દામ તેને ઘણા, થઈ રહ્યો ગગાટ,
સુન્દર આસન બેસવા, હેમ હીંડોળા ખાટ
પ્રવેશ નહિ ત્યા પુરુષનો, દીઠો લીલા વિનાસ,
ખાઓ પીઓ દિન નિર્ગમો, રહો અમારી પાસ
શાક પાક ઘૃત નવનવા, પાન સોપારી તેલ,
ખાટ તળાઈ ઓશિસા, થઈ રહી રગ રેલ
પદ્માવતીએ પાઠવી, દાસી જોવા એક,
પતિ આવ્યો કે આવશે, જુઓ કરી વિવેક
દાસી ત્યાથી સચરી, જ્યા ગુણકાનો વાસ,
રાજા દીઠો રીઝમા, પોતી મનની આશ
ચદ્રાવળી વળતી વદે, જુવતી જનદી જાય,
મહીપતિ છે મુજ મહેલમાં, વધામણી તુ ખાય.
દાસિ દોડની ત્યા ગઈ, સુણો બાઈ કહું વાત,
રાજા આવ્યો મહોલમા, મેં દીઠો સાક્ષાત
મુક્તાહાર હીરે જડ્યો, જળ હળ જ્યોત અપાર,
ત્યથી આપ્યો કાઢિને, ન્યાલ કરી તે નાર
બાવટ ભાગી દાસિની, બહુવિધ દિધુ માન,
મહોચ્છવ કીધો મોલમા, દઇ જાચકને દાન
શણગાર સોળે મોકલ્યા, ચદ્રાવળીને ઘેર,
તુજ પ્રતાપથી ઉગર્યો, રાખે રૂડી પેર
ચરણા ચોળી શોભતા, નારી કુજર ચીર,
તુજથી અદકુ કોઈ નહિ, ભાવી નણદી વીર

## ચોપાઇ.

એમ કરતાં વીતા બહુ દન, માન્યું રાજકુંવરનું મન;
ચંદ્રાવળીના મંદિરમાંય, સભા ઈંદ્રના સરખી થાય.
ચંદ્રાવળિયે છાની કીધ, નામ ઠામ પૂછીને લીધ;
એ વાત અહિયાથી રહી, પદ્માવતીની શી ગત થઇ.
પદ્માવતીની જ્યાં છે માત, કુંતીભોજ ત્યાં જઈ કહે વાત.
શિખામણ કુંવરિને દિયો, મમ્મનવીને પાસે લિયો.
આજ સુણી મેં વિપરિત વાત, તે સાચી માની સાક્ષાત;
ગોરે મંદિર તજ્યું તે તણ, પ્રતિહારે પણ જાણ્યુ ઘણુ
ત્રિજો જોઈ આવ્યો પરધાન, તેણે સભળાવ્યું મુજ કાન,
ચોથો હું જોઇ આવ્યો દૃષ્ટ, કાયા નિરખિ પામ્યો કષ્ટ
જાણશુ કશુ ધરવુંતુ નહિ, તે શુણી ચિંતા મુજને થઇ,
મેં મોટો કીધો ઉત્પાત, રાજકુંવરની કીધી ઘાત
અતિ અલૌકિક એનુ રૂપ, એ માટે મેં માર્યો ભૂપ,
સઘળું રાણી સાંભળી રહી, પછિ બોલવા તતપર થઇ
મારિ કુંવરિ એવી ન હોય, જુઠ તમે બોલો છો સોય;
નથિ મુજ બેટીનો કાંઈ વાક, શામાટે માર્યો નરરાક
શરણે આવ્યો રાજકુમાર, વણ અપરાધે માર્યો ઠાર,
કોઈ નગરથી આવ્યો ઘેર, વડા સાથે બધાશે વેર.
રાય કહે મેં સઘળુ લહ્યુ, માનો સાચું મારૂ કહ્યું;
કુવરિને મોલે જઇએ આજ, દો શિખામણ તો રહે લાજ.
એવુ વચન કહી ગયો રાય, કુવરિ પાસે માતા જાય;
ચાંપી કુવરિ રૂદયા સાથ, ગુઝ કરવાને બેઠી માત

## દોહરા.

માતા બોલી માન દઈ કેવી ખબર છે તુજ,
મરવા કારણ આવિ હું, સાચુ કહે તુ મુજ.
પદ્માવતી થઇ ગળગળી, આંખે આસુધાર;
શા માટે હુ અવતરી, ધિક ધિક મુજ અવતાર.
માર્યો રૂડો મહિપતી, બેહુ મોહુ પાપ,
મુજ માટે હત્યા કરી, મૂરખ મારો બાપ.

વળતી બોલી માવડી, સાંભળ પુત્રી સુજાણ,
કરવા ધાર્યું ઈશ્વરે, નિપજે એજ પ્રમાણ.
ખાઓ પીઓ દિન નિર્ગમો રમો સખીઓ સાથ,
શિખામણ દઈને વળી, મંદિર આવી માત.

## ચોપાઇ.

શિખામણ દઈને ગઈ માય રાણીને જઈ પૂછે રાય;
કેહેવું પુત્રીનું જોયું રૂપ, ચિંતાતુર થઈને પૂછે ભૂપ
રાણી કહે, રાજાજી સુણો બુડી વાત મુખ શાને ભણો;
જેવી તેવી પણ બેઠી થાય, ઘેરે ઘેર પરણાવો રાય.
રાય ગયો સાંભળીને વાત, તેડાવ્યા રાવત મેં સાત,
કુંવરિને મોલે સંચરો, રાત દિવસ ત્યાં ચોકી કરો
પુરૂષ નામ આવે નહિ વાર, તણું પૂછે દર્શને તે દ્વાર,
શીખ લઈ રાવત પરવર્યો, કુંવરિને મોલે સંચર્યો
રાત દિવસ ત્યાં રક્ષા કરે, મહોલ ફરતી ચોકી ફરે,
પછી રાયે તેડ્યો પ્રતિહાર હવે ચુકીશ તો ખાઇશ માર
એક ગુનો મેં બખશ્યો સહી, બીજો ગુનો તો બખસું નહીં,
કપટ હોય તે કરજે જતન, નિકર તારો ખોઇશ પ્રાણ
એવી સાચવી રાખો સાળ, માયે જેમ ન બેસે ગાળ,
એમ કરતા દિન ઝાઝા ગયા આઠ માસ ગુણિકા ઘેર રહ્યા.
રૂદયામા રાણી સાંભરે, હાસ વિનોદ હઇયામા હરે,
રાણીને નવ ભાવે અન્ન, રાજકુંવરશુ માન્યુ મન

## દોહરા

એક સમે મળીને સભા, કુંતીભોજ જે રાય,
પંડિત બેઠા પાસ મે, જોશિ જોશ જુવાય
ક્યાં આ કન્યા દીજિયે, જુઓ પ્રશ્ન વિચાર,
સેંણું હોય જે રાયથી, ત્યાં પરણાવું કુમાર
પંડિત વાણી ઓચર્યા, એક કરોને કામ,
મળતા વરોક જોઇએ, રૂપો વરકન્યા નામ
ચંપક દેશથી તે સમે, આવી ગુણિકા નાર,
ભર જોબન વર્ષ સોળમા, વિચરી રાજદ્વાર

શત ગાંધર્વ સાથે પળે, આહુતી સૌ સાત,
રૂપ સ્વરૂપે આગળી, સગીતમા વિખ્યાત.
દીધુ માન મહીપતિ, વિસ્મય થઈ મનમાય,
મહિપતિ રીઝ્યો મન વિષે, ચિત્રલેખ સૌ થાય
ત્યા પ્રધાન પંડિત મળ્યા, રાણા ને વળિ રાય;
વાજા મર્વે સાધિયા, આનંદ ઉર ન સમાય
વાજે વેણા વાસળી, મારગી ને સાજ,
તાળ કાંસી ને તમુરો, જંત્રો અને પખાજ
નગર લોક જોવા મળ્યા, કરે નવધા નાચ,
એ અવસર શોભે સભા, સુરપતિ જેની સાચ
રાજા જોઈ રીઝયો ઘણુ, આપ્યો ભલો પસાય,
આભૂષણ ને પાલખી, સુવર્ણ નેપુર પાય.
સલામ કરિને શિર ધરી, રામા ઊભી રહેય,
એક માસ અહિયા રહે, રાજા મુખે કહેય
નારી નીચુ જોઈ રહી, વળિ ધુણાવ્યુ શીશ
તે દેખી ઝાખો પડ્યો, ચડી રાયને રીશ.
ગુણિકાને રાજા કહે, સાભળ ચતુર સુજાણ,
સાચુ કહે મુજ આગળે, તુજને મરી આણ.
પ્રેમદા કહે નવ પૂછશો, પૂછે થશે અનર્થ;
દુ ખ થાશે મન અતિ ઘણુ, વળિ કોપશો વ્યર્થ
ભૂપતિ કહે શુણ ભામની, તાત તણો એ કોલ,
જે હોય તે ખણશુ શુનો, સત્ય હોય તે બોલ્ય.
રામા કહે શુણ રાયજી, દુ ખ લાગો કે સુખ,
ચતુર ન દીઠો કોઈને, માટે મરડ્યુ મુખ.
મહિપતિ કહે શુણ માનની, જોયા કેટલા દેશ,
ચતુર શિરોમણિ સર્વથી, નિરખ્યો કિયો નરેશ
રાજા પ્રત્યે તે પછિ, વનિતા બોલિ વાણ,
ચતુર શિરોમણિ રયનુ, સાભળ કહુ વખાણ
સોરઠ દીઠો સામટો, મારૂ ને મેવાડ,
નરપતિ નિરખ્યા અતિ ઘણા, જેનાં કોમળ હાડ

આગર તટ ચંપાવતી, ચંપકસેન રાજન;
બત્રિશ લક્ષણ આગળો, પુંપસેન એક તન.
રૂપ અનુપમ એહનું, જાણે સકલ વિવેક,
નર સઘળા મેં નિરખિયા, આવ્યો દૃષ્ટે એક.
રાજા મન રીઝયો ઘણું, ગોત્યા મનના કોડ;
કુંવરિ આપું એહને, જુગતે જુક્તિ જોડ.
પદ્મણી પુત્રી માહરી, બત્રિશ લક્ષણો એહ;
પરણાવું જો પ્રીતશું, દુધે વુઠે મેહ.

ચોપાઇ

બે દિન તે ત્યાં ગુણિકા રહી, શિખ માગીને નારગ વહી,
રાજાયે તેડાવ્યા ભાટ, ચંપાવતીની ઝાલો વાટ.
વેગે જાઓ ચંપક ભણી, કહે જો જે કુંતલપુર ધણી,
તેને પુત્રી પદ્મ રતી, રૂપ અનુપમ છે તે અતી.
વિવા અર્થે મોકલ્યા પાન, પુષ્પસેનને દેવું દાન,
કામ સિદ્ધ કરીને આવજો, સાથે જાન તેડી લાવજો.
એ રીતે ઉચરેછે રાય, ચંદ્રાવળી આવી વળી ત્યાંય;
કુંતિભોજે જે જે કહ્યું તે ચંદ્રાવળીએ શુણિ લહ્યું
એ રીતે બોલ્યો જે રાય, ચંદ્રાવળીને હરખ ન માય;
મેં રાખ્યો છે પુંપક રાય, સકળ મનોરથ પુરા થાય
ભાટ વાટ ચાલે જેટલે, ચંદ્રાવળી બોલી તેટલે

દોહરા

ગુણકા કહે, શુણ રાયજી, કુંતિભોજ સુજાણ;
પુષ્પસેન અહિં પાહવું, શું દેશો મુજ લાણ.
દુત મોકલવા નવ પડે, દિન ઝાઝા નવ થાય;
તેડાવું હું પાધરો, શું દેશો મુજ રાય.

ચોપાઈ

રાજા કહે, સાંભળ તું નાર, માગો, તે આપું આ વાર,
તત્પર થઇને જાઓ તમો, જે કેશો, તે દેશું અમો
ચંદ્રાવળી કહે તે વાર, પુષ્પકરાય હતો આ ઠાર;
રાખ્યો હતો તમે જે રાય, તે તો પુષ્પસેન કહેવાય.

તાતવચનથી તે વન ગયો, નગર આપણે આવી રહ્યો;
હવણાં કહી ગયો શો કાજ, તે તો તમે જાણો મહારાજ

દોહરા.

રાજા કહે પ્રધાનને, માહી ઉપની મત્ત;
વણ સમજે મેં મારિયો, ગજકુંવર ભૂપત્ત
કાં તો વિષ ખાઇ મરૂં, કા કરૂં આતમઘાત,
જમાઇ હણ્યો મેં જુગતમાં, અઘટિત કીધી વાત
વહુઅર કહે શીં દુઃખ ધરો, શિદ આણો ચિંતાય;
ઘો વાચક ચંદ્રાવળી, પેદા કરશે રાય
ગુણિકા કહે માનું નહિ, ગજાનોઃ વિશ્વાસ;
કોલ દિજીયે તાતનો, તો લાવુ તમ પાસ
રાય સ્નેહિ માને નહીં, જો સોંપી દે પ્રાણ;
મઈ મોની ને સર્પની, માને પ્રીત અજાણ
સિંહ અહી ને છત્રધર, માને મિત્ર અજાણ;
જો ત્રુટે તો ગુણ કરે, રૂઠે તો લે પ્રાણ

ચોપાઇ

નરપતિ કહે, સાભળ તુ નાર, અમ શિર એવડો નવ દે ભાર,
કોલ મારો જો શીશ જ ધરૂં, જે માગે, તે હાજર કરૂં

દોહરા.

ગુણિકા કહે, નૃપ સાભળો, વાયક રૂડી પેર,
ચંપક કેરો બેટડો, મેં રાખ્યો છે ઘેર.
પ્રધાન પ્રતાપે ઉગર્યો, આયુષ્ય એનુ હોય,
મોલે રાખ્યો માહરે, જેમ ન જાણે કોય
શાલ આપી સો લક્ષની, ગુણકાને દઇ માન,
ગયો કુવરને તેડવા, કુતિભોજ રાજાન
કર્યો પ્રણામ પ્રધાનને, ધન ચતુરાઇ આજ,
મુજ શિર હત્યા ઊતરી, રાખી મારી લાજ.
એક વિપ્ર ને વાણિયો, વળી નદી નહી ગામ,
રાજા કહે સુણ સુંદરિ, તે ગોઝારો ઠામ.

ઓચ્છવ કીધો અતિ ઘણો, ભળિયા રાણા રાય;
પ્રધાન પાયે ચાલીને, કુંવર કને તે જાય.
નગર પડો વજડાવિયો, ગડગડિયાં નિશાણ;
રાજા ચાલ્યો તેડવા, જાચક કરે વખાણ.
પુષ્પસેન પાસે જઈ, પુરપતિ લાગ્યો પાય;
અમ ઊપરે દયા કરો, કીધો છે અન્યાય.
ઉરી આલિંગન કર્યું, રથે બેશીને જાય;
કહે શામળ, શું વર્ણવું, અદ્ભુત એ શોભાય.
મહેલ પધાર્યો મલપતા, કુવરિને થયું જાણ,
મનમાં હરખી માનની, ઉગ્યો કનકનો ભાણ.
સુરત જોઇ સુખ ઉપન્યું, પદ્માવતિની માય;
રસબસ થઇ રહી રગમાં, હઇડે હરખ ન માય.
કનક થાળ હીરે જડ્યા, મુકયા શુભ આસન;
જોડે બેશી જુગત શું, કર્યું રાય ભોજન.
લવિંગ સોપારિ એલચી, બિડા માહિ બરાસ;
આરોગ્યાં આનંદશું, પોતી મનની આશ

## ચોપાઈ.

વળતી રાજા બોલ્યો વાણ, સુણજ્યે પુષ્પક ચતુર સુજાણ;
બાળાપણમાં બાળે વેશ, નિકળ્યા કેમ તમે પરદેશ.
શા માટે તમે છાંડ્યો દેશ, મુજને માંડી કહો નરેશ,
વળતો બોલ્યો પુષ્પક રાય, માંડીને બધી કહી કથાય.
ચંપાવતી નગરિનો રાય, ચંપકસેન તાત મુજ થાય;
સિંહ કેડે સેના પરવરી, મારે તાતે પ્રતિજ્ઞા કરી
જે નહિ આવે રણમોઝાર, તેને હું તો મારૂં ઠાર;
સઉ લોકો સધાતે થયા, કર્મસંજોગ અમો રહી ગયા.
મુજને હણતાં જાણ્યો દોષ, તાતે વન કાઢ્યો કરી રોષ,
તેથી અહિંયાં આવ્યા અમો, પછિ થયુ, તે જાણો તમો
જામાતાનું શુણિ વચન, હર્ખ્યો કુતીભોજ રાજન;
પંડિત પ્રધાનને કહે ગજ, કરો હવે વિવાનું કાજ.

### દોહરા.

| | |
|---|---|
| પુત્રીને જઈ કહે પિતા, | કરિને અતિશે ક્રોધ; |
| વણ પરણે દંપતિ થયાં, | કિધો ધર્મ વિરોધ. |
| પદ્માવતિયે ગોરને, | તેડિ પુરાવી સાખ; |
| ગોર કહે અન્યાય નથી. | રાજા રીસ ન રાખ. |
| જેમ ઓખાનું નારદે, | કર્યું સંક્ષેપે લગ્ન; |
| વિધિવત પછિ બાણાસુરે. | કર્યું લગ્ન થઈ મગ્ન. |
| મેં પણ સંક્ષેપે કિયા, | કરિ પરણાવી એમ; |
| વિધિવત હવે વિવા કરી, | પરણાવો તમે તેમ. |
| તહાં લગન લેવરાવિયાં, | પોત્યા મનના કોડ; |
| કહે શામળ, શું વર્ણવું, | જુગતે જુક્તિ જોડ. |

### ચોપાઈ.

| | |
|---|---|
| રાજાયે કરી નગર શોભાય, | આણ ફેરવીને પુરમાંય; |
| અજવાળિયાં મહોલ માળિયાં, | શણગારિયાં ગોખ જાળિયાં. |
| ઘેર ઘેર ગાયે મંગળ સહુ, | રાજાયે ધન ખરચ્યું બહુ; |
| ભાટ ચારણો માગણહાર, | બ્રાહ્મણનો નવ લઇયે પાર. |
| પ્રધાન સઉ ઉતારે ફરે, | નગર બધું ત્યાં ભોજન કરે. |

### દોહરા.

| | |
|---|---|
| પીઠી ચોળી પદ્મણી, | કનક કચોળા માંય; |
| કસ્તુરિ લેપન કરી, | સુગંધી જળથી નાય. |
| એક સુગંધ શરીરનો, | બીજો પુષ્પનો હોય; |
| ભમરા ગુંજારવ કરે. | દેખીને મન મોય |

### ચોપાઈ.

| | |
|---|---|
| પીઠી ચોળી રાય શરીર, | મંજન કીધું નિર્મળ નીર; |
| વર રાજા વરઘોડે ચડ્યા, | દુંદુભિયે ડંકા ગડગડ્યા. |
| વાગે ઢોલ નિશાને ઘાય, | સૌના મનમાં હરખ ન માય; |
| ગજ તુરંગ તણી બહુ લાર, | તે ઉપર બેઠા અસ્વાર. |
| તોરણ આવ્યો પુષ્પ કુમાર, | સાસુયે પોંખ્યો તે વાર: ~ |

### દોહરા.

કર્યું મનોહર માયરૂં, ચોરીના થંભ ચાર;
પધરાવી ત્યાં પદ્મણી, વર્ત્યા જે જે કાર.
વાજાં વાગે અતિ ઘણાં, ગુણિજન ત્યાં ગુણ ગાય;
પરણે છે પદ્માવતી, જોડે પુષ્પક રાય.
હાથ મેળાવ્યો હેતશું, દીધું કન્યાદાન;
હાથી ઘોડા આપિયા, દઇને મોટું માન.
મંગળ ફેરા ત્યાં ફર્યા, આરોગ્યા કંસાર;
મંગળ ગાયે માનની, હરખ્યા સ્ત્રી ભર્થાર

### પ્રશ્ન.

પેહેલું મંગળ વર્તતાં, વનિતા બોલિ વાણ;
રાતિ વસ્તુ વખાણિયે, તમો છો ચતુર સુજાણ.

### ઉત્તર.

ગતિ પાની પગતણી, રાતા અધર પ્રવાળ,
રાતો રંગ મજીઠનો, શુક નાસા પણ લાલ

### પ્રશ્ન.

શામ નીલ ને પીત વળી, વસ્તુ શ્વેત વખાણ,
કહો એટલું કથઇ, જો છો ચતુર સુજાણ

### ઉત્તર.

શ્યામ તો કીકી આખ્યની, શામ ભમર શુભ ભાગ,
શામ તો અંજન આંજીયુ, શામ તો વેણિ નાગ.
લીલી પહેરી કંચુકી, નીલ કમળનું ફુલ;
નીલું કંકણ ચૂડલે, નીલુ તાજુ અમુલ્ય
પીળું સુવર્ણ શોભતુ, પીળી કેસર આડ,
પીળાં પટકુળ પેરિયા, જોતા મોહ પમાડ.
શ્વેત નેણ છે શોભિતા, શ્વેત શશિ સમ મુખ;
શ્વેત હાર મોતિતણા, જોતા ભાગે ભૂખ.

### પ્રશ્ન.

આપ્યા તાંતણે સાત નર, એવા નર મળી ચાર,
એહ બતાવો રાયજી, થઈ તેની એક નાર

## ઉત્તર.

પુષ્પક બોલ્યો પ્રીતથી, તમે જુઓ આ ઠામ,
પુછો છો જે પ્રેમથી, ચોરી એવું નામ
સત્ય કહો છો રાયજી, હું હરખી મન આજ,
વિઘન જજો સઉ તમતણા, અવિચળ તપજો રાજ
ચાર વેદની ધુન થઇ, આશિર્વચન ભણાય,
આજ્ઞા માગી ગોરની, ઉઠ્યા વરકન્યાય
ગોત્રજ પાસે આવિયાં, રમવા પાસા સાર,
ત્યા જીત્યા પદ્માવતી, હાર્યા રાજકુમાર
ત્યા કૌતક વિધ વિધ કરે, રાયને હર્ષ ન માય,
મીંઢલ છોડ્યા છોડિયા, ગુરૂને લાગ્યા પાય
મદિરમા રહી માનની, ગયો સભામા રાય,
કહે શામળ, શુ વર્ણવુ, રાજકુવર કન્યાય
ઉત્તમ આસન ઉપરે, બેઠો રાજકુમાર,
બદિજન જશ વર્ણવે, હરખ્યા લોક અપાર

## ચોપાઈ

વર કન્યાના પહોચ્યા કોડ, જુગતે જુગતી મળિ છે જોડ,
રાજારાણી રગે રમે, કરે વિનોદ જે મનમા ગમે
વળી સસરાની સાથે રાય, મૃગયા રમવા કારણ જાય,
એમ કરતા દિન ઝાઝા ગયા, ત્યારે રાય ચિંતાતુર થયા
સાભરીયા ત્યા મા ને બાપ, તનમા અતિશે ઉપજ્યો તાપ,
પિતા સાભરે વારવાર, આખે આવે આસુધાર
માતા સાભરે પુષ્પાવતી, આણ્યો શોક હૈયામા અતી,
સુલોચના સભારી મન, હૈડુ ફાટે કરે રૂદન
જે પરણી મુકી તે ઠાર, તેહ સાભરે વારવાર
ઘર મુકીને સાથી વહ્યાં, વરસ અગીઆર પુરા થઈ ગયા
સુલોચનાનું વચન સાભર્યું, બાર વરસ વીત્યા પછી મરૂં
જો મરશે, તો હત્યા થાય, અવતાર એનો એળે જાય
એમ કહી મુકયો નિશ્વાસ, પદ્માવતી તવ આવી પાસ,
રામાયે દીઠુ ત્યા મુખ, દીલગીર જોઇને પામી દુખ

પાય નમીને ઉભી રહી, શામાટે ચિંતા ચિત થઈ,
ગયે વાત વર્ણવી કહી, જેટલી વાર્તા આગળ થઈ
મુજને મોટી તે ચિંતાય, નાર મરે તો હત્યા થાય,
વળુ તેઓ અહીંથી જો જાઉં, તરણા તુલ્યે હલકો થાઉં
એવી વાત કરે જેટલે, ચદ્રાવળી આવી તેટલે,
વળતી ગુણકા બોલી વાણ બોલો સાચું ચતુર સુજાણ
શે કારણે તમે દુખ ધરો? મુજ આગળ સાચું ઓચરો,
આપ વીતી જે વાતા થઇ, ગુણકા આગળ માંડી કહી
ગુણકા કહે ત્યાં જાશું અમો, ચિંતા મનની ટાળો તમો,
રાજા કહે, જે જે જે ગામ, અમારૂં ત્યાં જે લેજો નામ
પુરની ચરચા જે જે ઠાય, ત્યાં અમને સંભારે રાય,
જઇને ત્યાં ચેતાવો રાય, ચાર હત્યા શીર પર નવ થાય
માત તાતને ત્રીજી નાર, ચોથો મારો જીવ ઉગાર,
ગુણકા ત્યાંથી વાટે થઈ, ખટ માસે ચંપક પુર ગઇ
નગર પડો વાજે તે દીમ, ગુણકાએ જૈ નામ્યું શીશ,
પ્રધાન બોલ્યો ગુણકા સાથ, નાટકની નવ કરશો ગાથ
રાજાને મન દુખ છે ઘણું, માટે નૃત ન જુવે તમતણું,
ત્યારે ગુણકા બોલી વાત, શું દુખ છે રાજાને, ભ્રાત?

## દોહરા.

ત્યારે પ્રધાન બોલિયો, સાંભળતુ ગુણકાય
પુષ્પસેન એક બેટડો, કાઢ્યોછે વનમાય.
વર્ષ એકાદશ વહિ ગયા, ઉપર થયા ખટ માસ,
તે કુંવર આવ્યો નહીં, માટે મન ઉદાસ
પુરૂ વર્ષ થયા પછી, નારી તજશે પ્રાણ,
વાત ચાલશે વિશ્વમા, હસવું ને વળી હાણ
માતાએ અનજળ તજ્યું, તાત ત્યાગશે દેહ,
જોતાં વાટ ન આવિયો, જેમ બપૈયો મેહ
ગુણકા કહે શીદ દુખ ધરે, મુજને આપે લહાણ,
અહિં આણીને આપશું. ચતુરા ચતુર સુજાણ

વારે એની માતને, વારે એની નાર,
માસ છ પહેલા મોકલ્યું, પુષ્પ રાજકુમાર
નૃપને આનંદ ઉપન્યો, કીધો બહુ પસાય,
પછી હું આપીશ પાયખી, જે મન ચિંતા જાય
ખબર સુણી આ મોહલમા, ગુણકાને લઈ જાય,
પુછે રાણી પ્રીતથી, કહો કુંવર છે ક્યાય
કુતલપુર રળીઆમણું, કુતીભોજ રાજન,
એની પરણો તેહની, પુષ્પસેન તનતન
ત્યા ગુણકાને આપિયા, મોતીકેરા હાર,
ન્યાન કરી ચદ્રાવળી, આપ્યા ગજ તોખાર
નાસી એવુ સાભળી, ત્યાથી ચાલી જાય,
સુલોચના જે પત્નની, પામ રધામણી ખાય
આવી કુશળતા કથની, ચિંતા મનની મેન,
સુણતા આનદ ઉપન્યો ચઈ રહી રગ ભેન
પ્રેમે જઈને પત્નની, નમી સાસુને પાય,
વાત કહો ગુણકાતણી, મુજને આનદ થાય
સુલોચનાએ કચવો, હીરાજડીત અપાર,
આપ્યો ગુણકાને વળી, આપ્યા શુભ શણગર
ગુણકા સાથે મોકલ્યો ગુણસાગર પરધાન,
તેડી વેહેલા આવજે, એમ બોલ્યો રાજાન
કહેજે કુતિભોજને, અમો તણો જુહાર,
જેમ તેમ તેડી લાવજે, વેહેલો રાજકુમાર
વળતી પ્રધાન સાચર્યો શત સહસ્ત્ર લઈ દાસ,
બે માસે પોહોત્યા જઈ, કુતિભોજને વાસ
નગર સમીપે આવિયા, ગડગડીયા નીશાન,
રાજા બેઠો તો તહા, ગુણકાએ કર્યુ જાણ

## ચોપાઈ

ચદ્રાવળી ગુણકા ગઈ તહા, કુતિભોજ બેઠો છે જહા,
પાસે બેઠો પુષ્પકરાય, ગુણકા તહા રધામણી ખાય

આવ્યો ચપક તણો પ્રધાન, તેડી લાવો દઇને માન,
પ્રધાન સાથે પુષ્પકરાય, ગુણસાગરના સામો જાય.
ઢોલ દદામા વાજે બહુ, આવ્યો પ્રધાન હર્ખ્યાં સહુ,
પુષ્પસેન મત્રીને મળ્યો, તાપ તેહના તનનો ટળ્યો.
સૌને મળિયા પુ'પ નરેશ, વગતી પુરમા કર્યો પ્રવેશ,
રાજ સભામા વેગે જાય, કુતીભોજ ત્યા ઉભો થય.
મળી હળી આસન બેસાય, કુશળ વાર્તા પુછે રાય;
પછી સુદર નીપજાવ્યા પાક, રસોઇ કરી સુદર શાક,
કરી ભોજન કીધો મુખવાસ, કુતિભોજની પોગી આશ

દોહરા.

ગુણસાગર કહે રાયને, અમને કરો વિદાય,
એક ઘડી રેહુ નહિ, ક્ષણ વર્ષ સમ થાય
પુષ્પસેન પદ્માવતી, મોકલો મારી સાથ,
ફરી ફરી ના પુછશો, અમને બીજી ગાથ
તાને ભોજન ત્યાગિયુ નાએ તજ્યુ અન્ન,
દીન થોડે દેખે નહિ, તજશે નારી તન
બીજી વાત કશો નહિ, જે કશો, ન જુઠ,
આસરસામો સજ કરો, વાય બા ઘડી ઊઠ
ત્યારે રાયે તતક્ષણે, તેડ્યા વણિક સોનાર,
વસ્ત્ર ઘરાણા નજ કર્યા, કહેતા નાવે પાર.
ચીર ખીરોદક દોરિયા, મલિયા મોઘી ભાત,
સાડી જરકશીની સહી, જેની ઉત્તમ જાત
ત્રણસો રથ શણગારિયા, સહસ્ર દાસી દામ,
દશ સહસ્ર દઇ અશ્વને, ઉંટો શત પચાશ
ગજ મોટા શણગારીઆ, મ' ઝરતા મછરાળ,
બખતર ટોપ ધરી શીરે,- બેસા વીર વિકરાળ
બહુ પસાય દીન રીઝિને, આપ્યા તેણે દાર,
કહે શામળ, શુ વર્ણવુ, કહેતા નાવે પાર.
પ્રાત કાલે પદ્મની, માને લાગી પાય,
માતા આપો આગના, અમને કરો વિદાય

નેણેથી આંસુ પડયાં, દુર્જવિણ રહ્યું ન જાય;
સુખ દુખ કેહેશો કોણને? એ મોટી ચિંતાય.
માને વાલી બેટડી, સૌથી હોય વિશેષ;
પુત્રીને જનની કહે, દુખ ન ધરશો લેશ.
શીખ માગી લઈ સર્વેની, લઇને સઘળો સાજ;
રથમાં બેઠી શીઘ્ર થઇ, સરિયાં સઘળાં કાજ.
પુષ્પક હય ઉપર ચઢ્યો, બાંધ્યાં કશી હથીઆર,
સસરાને શીર નામિયું, સૌને કર્યો જુહાર.
ચંદ્રાવળી ચરણે નમી, રાયે આપી લાણ;
હરતી આપ્યો હેતથી, વળી આપ્યા કેકાણ.
નગર થકી તે નીસર્યો, સર્વે વળાવા જાય;
ચરણે નમીઓ રાયને, મળ્યા કંઈક રાણાય.

## ચોપાઇ.

પ્રણામ કરીને પાછા વળ્યા, પુષ્પસેન તો પંથે પળ્યા;
ઢોલ શબ્દ થાયે અતિ ઘણા, મોટા લશ્કરમાં નહિ મણા.
એક દેશથી બીજે જાય, પડે નીશા ત્યાં વાસો થાય;
કંઇક દીવસ તો વાટે થયા, અઘોર વનમાં વાસો રહ્યા.
કર્યા ઉતારા તેણે ઠામ, સૌ લાગ્યા પોત ને કામ;
રથથી ત્યાં રાણી આખડી, અવની ઉપર આવી પડી.
સખી સરવ આવી વિંટાય, હાહાકાર શુણ્યો તે રાય;
નવ બોલે નેત્રે નવ જુવે, દુખ પોકાર કરીને રૂવે.
રાજાજી દેરામાં ગયો, જોઇ રાણીને દુખીયો થયો;
એમ દીવસ ત્રણ વાટે ગયા, રાજા દિલમાં દુખિયા થયા.
વનમાં સ્ત્રીની થાશે હાણ, ઘેર સુલોચના તજશે પ્રાણ;
એવું કહી મનડામાં બળે, ત્યાં જક્ષણી તે સામી મળે.
કુંવરે તેણીને કહી ગુજ, કોલ દીધો છે મારે ભુજ;
આ દુખથી બીજું શું લહું, સ્ત્રીનું દુઃખ જાયે નહિ કહ્યું.
નવ ખાયે નવ પીયે નીર, તે દુખ સાલે મુજ શરીર;
જક્ષણિયે ઉપાય જ કર્યો, રોગ રાણીના તનનો હર્યો.

ત્રણ દીવસે ભોજન ત્યાં કર્યું, ભૂપતિનું મન હરખે ભર્યું;
વળતી ત્યાંથી થયા વિદાય, ચંપકપુરની વાટે જાય.
નગરલોક સૌ કરે ઉચાટ, પુષ્પસેનની દેખે વાટ,
વર્ષ થવાનાં પુરાં બાર, તેમાં છે ઓછા દિન ચાર.

### દોહરા.

નેનકમળની દીકરી, સુલોચના જે નાર,
વેરે ચાલી સાસરે, સૌને કર્યા જુહાર.
સસરા આપો આગના, પાડુ મુજ શરીર;
વરસ બાર વીતી ગયા, નાવ્યો નણદી વીર.
સાસુને સાચુ કહ્યુ, પાડુ મારો દેહ;
વાટ જોઈ નવ આવિયો, માસુ જાયો જેહ.
કોલ દીધો તો કરવિષે, તે મિથ્યા થઈ વાત,
તન ન તજું જો માહરૂં, લાજે માગે તાત
એવું મન ન લાવીએ, કહે સાસુ તે વાર,
બાર વરસમાં તો હજી, છે ઓછા દિન ચાર.
ઘડી એકમાં શું નિપજે, સાહ્ય કરે ભગવાન;
વહુને વારી રાખિયા, કથન સુણાવી કાન.

### ચોપાઈ.

નમજાવીને રાખી નાર, ગયા પછી દુખના દિન ચાર,
બીજે દીવસ પડી જ્યા રાત, પુષ્પક આવ્યો સેના સાથ
નગર વિષે આવીને અડે, નીશાન વાગે ને ગડગડે;
ધામણી ત્યાં દશ દિશ જાય, વધામણિ વધામણિયા ખાય
ચંપક નૃપ બેઠો જે હાર, આવી ભાટ બોલ્યો તે વાર,
રાજકુંવર આવ્યા પુર બાર, સુણતાં હરખ્યો રાય અપાર.

### દોહરા.

આસનથી નૃપ ઊઠિયો, હરખ ન હઈયે માય,
પડો વજડાવ્યો પુર વિષે, રાજા સામો જાય.
આગળ મા પુષ્પાવતી, સાહેલી સેં ચાર,
પાછળથી સુલોચના, વિચરી તેણી વાર

| | |
|---|---|
| તે પાછળ પૃથ્વીપતી, | એના અપરમ પાર, |
| તે પાછળ વેતારિયો, | સમરો જે નિરધાર |
| નઉ આગળથી પરવર્યાં, | ગુણસાગરને તન, |
| તે જઈ પુાપને મળ્યો, | માન્યુ એનું મન. |
| માત પિતા જાઇને મળ્યા, | પુત્ર પ્રણમિયો પાય, |
| વચન હતુ મુજ તાતનું, | પાળ્યુ તમો પસાય |
| સ્ત્રીને મળિયા માનમા, | પોતી મનની આશ, |
| સાસુને મેળો થયો, | હર્ખ્યાં દાસિ દાસ |
| સસરા કેરા હાથમા, | સુવર્ણ કેરી થાળ, |
| મોના પુષ્પ વધાવિયા, | ઉરમા આણી વહાલ |
| બાથ ભીડીને ભેટિયા, | નર નઉ આણી નેહ, |
| શીતળ મન નઉના થયા, | અમૃત વુઠયા મેહ |
| સુદર મહેલ સોહામણો, | જોતા પોત્યા કોડ |
| પદ્માવતી ઉતારિયા | સુલોચનાની જોડ |
| સાસુને પાયે નમી, | પદ્માવતી તજી ગર્વ, |
| વહુવર પુત્ર ઘણુા હજો, | સુખમા રહેજો સર્વ |
| પદ્માવતીના મહેલમા, | સુલોચના પછિ જાય, |
| આદર કીધો અતિ ઘણો, | આપ્યા બહુ પસાય |
| પદ્માવતી પછી બોલિયાં, | સાભળ મેન સુજાણ |
| વાતો કરો વિનોદની, | બોલી અમૃત વાણ |
| મારો તાત વેતારિયો, | તમોતણો રાજન, |
| તમને ઓચરવુ ઘટે | મોતો પ્રથમ વચન |

## પ્રશ્ન.

| | |
|---|---|
| એક નરિ આ વિશ્વમા, | પાડે નઉને નામ, |
| આઠ માસ છાનિ રહે, | ચાલે ચારે ગામ |

## ઉત્તર

| | |
|---|---|
| અહિયર મારિ સુનક્ષણી, | તને હજો કલ્યાણ |
| પદ્માવતી કહે, પુછિયુ, | ટાઢ તેહ તુ જાણ |

**પ્રશ્ન.**

એક નારી સંસારમાં, રાય રંક ઘેર જાય;
જે ઉપર કરૂણા કરે, મૃતક તુલ્ય તે થાય.

**ઉત્તર.**

સુલોચના કહે, ધન્ય તું, કોઈ ના તુજ તોલ;
નિદ્રા તેનું નામ છે, બોલી તું જે બોલ.

**પ્રશ્ન.**

નારિ એક નવ ખંડમાં, લાગે સહુને અંગ;
સબળાને નિર્બળ કરે, કરે રંગનો ભંગ.

**ઉત્તર.**

સુલોચના કહે, સત કહું, દિલે ન ધરશો દુઃખ;
શામા જે સમશા કહી, ભુંડી તે તો ભૂખ.

**ચોપાઇ.**

માંહોમાંહી વાતો કરે, ચતુરાઇ શું મનડું હરે;
મારા સમ નિત્યે આવજો, કામ કાજ રૂડું કહાવજો.
પદ્મા કહે, પ્રથમથી વર્યાં, માટે મુજથી મોટાં ઠર્યાં;
શિષ્ય માગીને થયાં વિદાય, મહા હરખથી મહોલે જાય.
નારિ બે રહે પિયુની પાસ, કપટ નહિ, મનમાંહી ઉલ્લાસ;
રોજ મળી બે બેનો રમે, ભેળી બેશી ભોજન જમે.
સાથે બેશી તાત ને તન, પ્રીતેશું કિધું ભોજન;
પાન સોપારિ ચર્વણ કર્યાં, આપ આપ મોલે પરવર્યાં.

**દોહરા.**

શામળ ભટ કહે, વર્ણવ્યું, પુષ્પકનું આખ્યાન;
ભણે ગણે ને સાંભળે, કૃપા કરે ભગવાન.
સલંત્રાદિ સતિયો તણો, ગાય ગુણે મહિમાય;
વિજોગ ભાગે તેહનો, આશા પૂરણ થાય.
ખોડ ન દેશો મુજને, સર્વ કવિનો રાંક;
જાણુ અજાણે મેં કહ્યું, ક્ષમા કરો મુજ વાંક.

પ્રચંડ બુદ્ધિ ચાતુરી, સાહસિક સુખ ધામ,
સમશા ચોપાઈ દોહરા, કિધ પરમારથ કામ
સંવત મતર સુવોતરે, માહ શુકલ પક્ષ સાર,
કટી કથા દિન પાચમે, મળતો મગળ વાર

સંપૂર્ણ

---

## દ્વારકોભક્ત.

### સવત્ ૧૮૦૦, સન ૧૭૪૪ માં હતો.

### ચેતવણી

છંદ રૂચિરા

ચેતી લે ચેત્યાનો અવસર, ફરી ફરી ક્યાં મળશે રે,
જોબન જાતા વાર ન લાગે, જરા આવિને ઢળશે રે,
ઢળશે, ત્યારે નહિ રહે ધારણ, ઘર ઘર કામ સૂઝે રે,
માયાની અધારી નાખી, તેમા કઇ નવ સૂઝે રે
સૂઝે ક્યાથી? સમજણ નથી, કુટુંબ કબીને વાહ્યા રે,
અવળે સવળે બધે બાધ્યો, હાથે શુ બધાયો રે,
કહો, બાઇયો એને શુ કહીયે, મૂરખ મન નવ આણે રે,
દુર્મતિ આગળ કાંઈ ન સૂઝે, આપે આપ વખાણે રે
મોહે ભરિયો મત્સર ભરિયો, અજ્ઞાને અજાયો રે,
નારિ સાથે નેહ ઘણો ને, ઘણા ઘણાને ધાયો રે,
ધાયો, તે તો ધુળ મળ્યુ ને, ગાંઠે ન મળે કોડી રે,
ઠાલા હાથે ઠાલા જાવુ, શીદ મરોછો દોડી રે
સસારી સુખ જોવા માતર, અંતે સઘળુ ખોટુ રે,
આગળ અવસર એવો આવે, દારણ દુખ છે મોટુ રે,
ઓગમાથી ખરૂ કરી લે, તે તુ બાધને તાણી રે,
સાધુ જનની સેવા સજ ને, ભજ ને સારગપાણી રે
એ શીખામણ માન્યા સરખી, માની લેજો કોઈ રે,
આવ્યા છો તો લાભ કમાવા, જાશો મૂડી ખોઈ રે,

ખોઈને જાશો, ખત્તા ખાશો, કેમ કહ્યુ નથી કરતા રે?
અન્ન માટે આથડ્યા હીંડો, પેટ પાપથી ભરતા રે ૫
પર નિંદા ખાડો છે પૂરો, કેમ પડે છે જાણી રે?
જાણીને તેં બાંધ્યુ તાણી, જૂઠી વાત વખાણી રે,
એક ઘડી એકાંતે બેશી, હરિનું નામ ન લીધુ રે,
અમરિતનો રસ અળગો મૂકી, ઝેર હળાહળ પીધુ રે ૬
પીતા પૂરણ તુ ન ધરાયો, જોયૂ નહી વિચારી રે,
કહે હારગ, હરિ ભજી લો, નહિ તો જાશો હારી રે,
સંવત અઢાર સેં પૂરામાં, કારતક વદી દશમી રે,
શિખામણ સૂણિ હરિજન હરખે, વિમુખ જનને વસમી રે ૭

---

## શીખામણ

### ચોપાઈ

માત પિતાને વાતુ બાળ, રમવા જાય કરે બહુ આળ,
વડવાઢો તો લાવે ઘણી, નિશાળેથી નિવર્યો ભણી ૧
એટલે આવ્યુ વેવીશાળ, પરણ્યો વર થયા જ્યાં બાળ,
સોળે વર્ષે આવી સાન, વીસે વર્ષે વળિયા વાન ૨
નારી સાથે મળ્યુ મન, રળવાને તુ લાગ્યો વન,
વરણાગીમાં વાંકો ફરે, નવા નવા બહુ ચાકમ કરે ૩
ડાહ્યો ડહાપણ મજબૂર, બાંધ્યા ઘરના માથે ભાર,
વેપાર વણજ કરિયા બહુ, લાગ્યુ છે ઓળખતા સહુ ૪

* * * * *

પચાશે તો આવ્યા પળિયા, સોના કાચા સર્વે મળિયા,
ફૂલી જેમ કરમાયે ફૂલ, થયુ છે તન તો તેની તુલ્ય. ૫
સાઠે વર્ષે નાઠી સાન, કાંઈ થયા છે બહેરા કાન,
ઘરને લોકે સર્વે કહ્યુ, "ડોસાનુ તો ડહાપણ ગયુ" ૬
સીતેર વરસ વીત્યા મહી, ગતિ બોલવાની નવ રહી,
તોય ઉદરમાં જોઈયે અન્ન, માયામાં લલચાયુ મન ૭

લેખુ લેશે રાજા ધર્મ, કહે અલ્યા, "શા કીધા કર્મ?"
મરણતણી છે માથે ખોડ, માટે પ્રીત પ્રભુથી જોડ.
સભારે તે સુખમા રહે, સાધુજન શીખામણ કહે;
પાણી પેલી બાધી પાળ, દ્વારકા તુ તારૂં સભાળ.

---

## જીવન.

### સંવત્ ૧૮૦૦ સન ૧૭૪૪ માં હતો.

### પદ ૧.

તૃષ્ણા કોની નવ ભાગી ત્રિલોકમા, તૃષ્ણા કોની નવ ભાગી,
રાજા ને રક ને જોગી ને ભોગી, આશા હમેદ સૌને લાગી, ત્રિલોકમા ટેક
કોઇ તન દુખિયા, કોઈ ધન દુખિયા, અન્ન-દુખિયા રહે અભાગી,
પુત્ર પરિવારની આશા સમારમા, વિશ્વ રહ્યુ છે સૌ માગી; ત્રિલોકમા ૧
આશા પૂરણ કોની નથી જગતમા, તૃષ્ણા બાધી છે આધી આધી,
બરનિદ્રામા ભૂલા ભમે છે, કોઈએ ન જોયુ જાગી, ત્રિલોકમા ૨
અપરમ વેપારનો પાર ન આવ્યો, કાળની તો નોબત વાગી;
લેવુ દેવુ ધનં માલ મૂકીને, તત્ક્ષણ ચાલ્યા ત્યાગી, ત્રિલોકમા ૩
સત ચીરોમણ મોટા કહે છે, સમજે સવારા સોહાગી,
દાસ જીવન પ્રભુ મહાપદ પામ્યો, ભક્તિ ભૂતળ લીધિ માગી, ત્રિલોકમા ૪

### પદ ૨

### પર સ્ત્રીનો સગ ન કરવા વિષે.

પારકી સ્ત્રીનો સગ નવ કીજીએ, નામ લેતા નર નરકે જાય;
જોગ જગ્ન જપ તપ બહુ આચરે, તોય તેથિ મુક્તિ નવ થાય, પારકી ૧
સુંદરીના મુખથી સુણી ચઢતુ ભડુ, સુણી તો એક જ પ્રાણ હરતી;
કઇ જુગકેરા સુકૃત જો હોય, તે તે તરિયા તરત દૂર કરતી, પારકી ૨
સ્નાન ને દાન ને માન ને જ્ઞાન ને, ધ્યાન સહિત એ પાચે કહિયે,
કુળવત હોય, તેનુ કુળ જાતુ રહે કામની કેરે જો સગ રહિયે, પારકી ૩
દાસ જીવન કહે, આશ છે તાહરી, મારી કર્નુ હુ એ કર્મ કાણી,
વનિતાના સગથી રાખજો વેગળો. દીનબધુ મને દીન જાણી પારકી ૪

---

# જીવરામ ભટ.

## ધોળકાનો ઔદીચ દોળકીઓ.

સવત્ ૧૮૦૦, સન ૧૭૪૪ મા હતો.

## જીવરાજ શેઠની મુસાફરી.

હીરજીની ચાલ

હીવરાજ શેઠ પુત્ર જીવરાજને, મોકલે વિદેશમા કહી સુકાજને;
જાઓ મૃત્યુ લોકમા ગુમાસ્તા લેઇને, માન વોરજોજિ પુત્ર શુદ્ધ જોઇને. ૧
સાથ રાખજો દયાળ સંત કોઇને, લેવરાવશે ગુમાન સારો જોઇને,
આગવો સુસગ લેઈ રાખજો કને ધીરશો મા કામ ક્રોધ લોભ ચોરને. ૨
મૂકજે કુસગ ફાસીયાતણી પૂરી, આવશે અપાર મોહની નદી ખરી,
બેસજો વૈરાગ્ય નાવમા ફરી ફરી, ચાલજો સુવાટ પેલી પાર ઊતરી ૩
વિકટ છે અવાટ બીજી વાટ ચૂકશો, જાણુ દેશ રહિ જશે અજાણમા જશો,
વિષય ધૂર્ત મધ્ય જાળમાહિ ડુબશો, કામ રૂપ દભ ત્યાં વિવેક ભૂલશો ૪
પારખ્યા વિના પ્રપચ માન વોરશો, લાભ કાળ વહિ જશે દેવાણુ કૂકશો,
તો ત્રસાઇ ખોટ દેખી પોક મૂકશો, કોઈ ધીરશે નહિ વિદેશ ચૂકશો ૫
દેશ દેશ કાઢજો દુકાનો ધર્મની, છાડજો પ્રપંચ વાત ક્રૂર કર્મની,
ધારશો ન કર્ણ વાત વિશ્વ ઘાતની કાઢજો ભલાઈ આપ સારી વાતની ૬
યત્ન રાખજો શરીર વાટ ઘાટમા તાપમા ન ચાલશો કુકર્મ સાથમા
જ્ઞાન યોગ ભક્તિ માલ જો તને ગમે, ખોટ લાભ પૂછશો ન વોરજો તમે ૭
એટલી વિવેક વાત ચિત્ત રાખશો, તો ભનાટવી ફરીને ઘેર આવશો,
એક વાર સર્વ વસ્તુ લેઈ આવશો, તો પ્રદેશ પરહરી સ્વધામ બેસશો ૮
શીખ લેઈ શેઠજી પ્રદેશ સચર્યા, નાત જાત નગરલોક સર્વને મળ્યા,
નગરશેઠ પુત્ર જીવરાજ નીકળ્યા, રામનામ જેગોપાળ શબ્દ કહી વળ્યા. ૮
જીર્ણ મૂકીને નવા પોશાક પેરિયા, દેખતા પિતાયે નેત્ર નીર ખેરિયા,
ત્યા કુટુબ નાત લોક તો રહી ગયા, જીવરાજ શેઠ ત્યા થકી વિદા થયા ૧૦
શેહેર બહાર સર્વ સાથ એકઠો થયો, શીવરાજ શેઠ ત્યા વળાવવા ગયો,
પુત્રને વળાવિ શીવરાજ ત્યા રહ્યો, જીવરાજ ત્યા થકી વિદેશમા ગયો. ૧૧
જીવરાજ વ્યસનના તરગમા ચઢયો, મનો વેગ તુર્ત મૃત્યુલોકમા પડયો,
કર્મયોગ ત્યા ભવાબ્ધિ પાર ન જડ્યો પણિકવાર જીવરાજ તીર્થ આથડ્યો ૧૨

દૈવ યોગ એક દેહ નાવ સાંપડ્યું, દ્વારસપ્ત ઉર્ધ્વ કાળ-શિલ્પિનું ઘડ્યું;
પંચ પાટિયા પ્રપંચ લોહનું જડ્યું, જે ભવાબ્ધિ નાળ પંકજાળમાં ખડ્યું ૧૩
સ્ત્રી જુવાન એક બેઠિ દીઠી નાવમાં, બુદ્ધિ આંગળી સ્વરૂપ હાવભાવમાં;
મંદહાસ ચતુર છે વિચાર વેણમા, મધુરી વાણિમાં અને મૃગાક્ષિ નેણમા.૧૪
શેઠ પાસ આવિ વાત પૂછિ માનમા, કોણ માત તાત કોણ નાત જાતમા;
કોણ નામ ઠામ વામ કોણ દેશમા, કેમ છો ઉદાસિ આ ભવાબ્ધિ ઘાટમા ૧૫
શીવરાજ છે વિદેહિ નગર શેઠિયો, પુત્ર તેમને હું જીવરાજ વેઠિયો;
ઉદ્યમાર્થે અર્થ મૃત્યુલોક આવિયો, ભૂલમાં હું આ ભવાબ્ધિ મધ્ય ભટકિયો.૧૬
પાર ના જડ્યો હું દેખતો જ આંધળો, ભૂલમા ભમ્યો હું ચાલતો જ પાંગળો,
જાત નાત તાતથી થયો હું વેગળો, તાત છે સમીપ તેમને હુ ના મળ્યો. ૧૭
આશરા વિના થયો ઘણો હુ આકળો, વાત ઠામ તુ મળી થયો હુ મોકળો,
ઘણિક નાર મેં કરી તથાપિ એકલો, દુઃખ શોચનાથકી થયો હું દૂબળો. ૧૮
ના મટે થનાર વાત કર્મની લખી, આજ દુઃખ વીસર્યું થયો ઘણો સુખી;
ગુહ્ય વાત મેં કહી તને ન ઓળખી, મેં કહ્યું તને તમે મને કહો સખી ૧૯
તે નિવૃત્તિ નાર શેઠને કહે કથી, ઓળખો મને પવિત્ર માત તાતથી,
મન-પિતા સુબુદ્ધિ ને કુબુદ્ધિ માતથી, ત્રૈણ બેન નીપની બને ન મૂળથી. ૨૦
મનપિતાનું હેત ઝાઝું મા કુબુદ્ધિથી, મારિ મા સગી સુબુદ્ધિ તેથકી નથી;
હું નિવૃત્તિને તમે સ્વયંવરે હરી, શેઠ જે વિદેહ નામ શેહેરે જઈ વરી ૨૧
માત તાત પાસ હું નિવૃત્તિને ધરી, શેઠ મૃત્યુલોકમા ગયા તમે ફરી;
ત્યાં ગયા પછી પ્રવૃત્તિઆતિને વર્યા, તેમનું સ્વરૂપ જોઇને તમે ઠર્યા ૨૨
લપટિ કુબુદ્ધિ સાસૂના કહ્યાગરા, મૂળથી ખરી સુબુદ્ધિ સાસૂ વીસર્યા,
તે સુબુદ્ધિ માત મારિ પાસે આવિયાં, માત દીકરી વિદેહ શેહેરમાં રહ્યાં ૨૩
શીવરાજ શ્વશુર આશરે સુખી થયા, શ્વશુર સાસૂનાં પવિત્ર ચરણ સેવિયા;
ત્યા તમારી શાંતિ મા રડી રડી મરે, શીવરાજ તાત તે ઉદાસમાં ફરે ૨૪
દેહે વસ્તુ સાક્ષિરૂપ ગર્વ ના ધરે, રોજગાર ના કરી વૈરાગ્ય આદરે,
સમર્પણ ધર્યું હશે નવુ ન સંઘરે, આગલી કમાઈ સતને મુખે ધરે. ૨૫
ગુણથી અતીત પંથ એકનો ફરે, ખાય ના પિયે ન પુત્ર પુત્ર ઊચરે,
એક વાર હું નિવૃત્તિ ઘેર આવિયા, શ્વશુરજી અમારિ પાસ ગળગળા થયા.૨૬
કહે વહુજી તમ ધણી વિદેશમાં ગયા, કોટિ કલ્પ વહિ ગયા હજુ ન આવિયા;
કયમ થયું હશે? મળ્યું શુ વિષય ફાંશિયા? કામ ક્રોધ લોભ તસ્કરે શું લૂટિયા? ૨૭

કે શ લેવુ દેવુ અધિક નૂન્યથી રહ્યા, કે કુસગ ધૂર્ત સગથી વદી ગયા,
જાવદ્ નિવૃત્તિ પાપ મૃત્યુલોકમે, વૃદ્ધ આ મુનીમ સુસગ સાથ લો તમે ૨૮
સાથ લો દયા સખિથી વાટ નિર્ગમે, તુ ગયા વિના ન થાય કામ આ સમે,
લઈ આગના થયા મવાર તે સમે, આ દયા મખી સુમગ સાથ બે અમે ૨૯
મૃત્યુનોક આવિયા ભવાબ્ધિ તીરમે, દેશ દેશ ખોળિયા મળ્યા નહિ તમે,
ઘણિક વાર ખોળિ ખોળિ થાકીયા અમે હાલુ નાવ દેખીયુ ભવાબ્ધિ નાળમે ૩૦
પૂછિયુ ન કોઈને હું બેઠી આ સમે, તેટલે જ શેઠ દૃષ્ટિયે પડ્યા તમે,
ઓળખુ તમોને મને ન ઓળખી તમે, કીદ ઓળખો? ગરીબ નાર છુ અમે ૩૧
હું વિના અનેક નાર કાશમને ગમે, આજ કુન ભ્રાતિ નારમા રમો તમે,
ક્યા ગઈ પ્રવૃત્તિ વાનિ નાર આ સમે, માત તાત વીસર્યા નવૃત્તિ નારમે ૩૨
હું નિવૃત્તિ વીસરિ ભવીજ ભ્રાતિમે, આવડા અજાણુ શેઠ કયમ થયા તમે,
અમ જેવી ત્યાની વાત કાનમા ધરો, મુનીમ વૃદ્ધ આ સુમગનુ કહ્યુ કરો ૩૩
પૂર્ન નાર હુ નિવૃત્તિ ચિત્તમા ધરો, શીવરાજ શાતિ માની સેવના કરો,
ભ્રાતિને પ્રવૃત્તિ નારી વેગળી કરો, તો ભવાબ્ધિ આ શરીર નાવથી તરો ૩૪
ઘાટ ઘાટ ફેરવા સુમાલથી ભરો, વસ્તુ મારિ નેઈને સ્વદેશ સચરો
ઉચ્છુ વેવુ શેઠજી ચઢો શરીર વાણુ હુ નિવૃત્તિ નાર હાથમા ગ્રહુ સુખાણુ ૩૫
આશુવા ભલા દયા સુમગ છે પ્રમાણુ, પૂર્વ દેશ જાના વાર રોકનાર કોણુ,
જીવરાજજી થયા પ્રસન્ન ચિત્તથી, હાથ સાહિ નારનો ચઢ્યા સુમાનથી ૩૬
પચ માસનુ કહેલ વાણુ નાળથી, હાલતુ થયુ તથાપિ નીકળ્યુ નથી,
જીવરાજ ફેરવે ઘણું ઘણુ મથી, નાળ સાકડેથી લાગ લાગતો નથી ૩૭
તે સમે અનેક બદગી કરે કથી, કાઢ વાણુ કાઢ વાણુ નાથ નાળથી,
વાણુ નીકળ્યા પછી છ માસે દૂધ પીશ, ચાર પાચ વર્ષ પાઘડી વિના ફરીશ ૩૮
વર્ષ એક બેઉ મુની વૃત્તને ધરીશ, કાઢ વાણુ કાઢ વાણુ હે કૃપાળુ ઈશ,
મુનીમ વૃદ્ધ આ સુસગનુ કહ્યુ કરીશ, મનસ્વશુરથકી સુબુદ્ધિ સામૂ મેળવીશ ૩૯
શ્રી નિવૃત્તિ સગ પત્નિ નત આચરીશ, શીવરાજ શાન્તિ માની સેવના કરીશ,
આ દયા મખીનિ વાત કાનમા ધરીશ મનસ્વશુરથકી કુબુદ્ધિ માસ પરહરીશ ૪૦
ભ્રાતિને પ્રવૃત્તિ નાર વેગળી કરીશ, આજથી પરાગનાને દૂરથી તજીશ,
એક વાર વાણુ સાથ બહાર નીકળીશ, તો ફરીથિ રોજગાર વાણુનો તજીશ ૪૧
દૂરથકી કુસગ કાશિયાથકી ડરીશ કામ ક્રોધ લોભ ચોર વેગળા કરીશ,
એ પ્રકારે જીવરાજ બદગી કરે, શ્રીનિવૃત્તિ સાથ ભક્તિ ભાવને ધરે ૪૨

તે સમે પ્રસૂતિ કાળ વાયુ સંચરે, દેહ વાણુ નાળમા અહી તહીં ફરે,
નાળમા નવેક માસ એકલુ ખડ્યુ, સૂતિકા પ્રચડ વાયુ ડોલમા પડ્યુ ૪૩
સા થકી મહા-ભવાબ્ધિ પૂરમા અડ્યું, મોકળુ થયુ અનેક સાથ આથડ્યુ,
પૂર્વના ગુમાસ્તા શીવરાજના હતા, એ નવાણુ શેઠજીનિ ખબર પૂછતા ૪૪
જીવરાજ કહે, હું ઓઝપુછુ લૈ જતા, નિર્વિકારને લઈ વિકાર મૂકતા,
શુદ્ધ અર્થ સમજિયા વિવેકી રીઝિયા, દેહ સાધના કરી વિદેહમા ગયા ૪૫
બુદ્ધ હીન મૂર્ખ લોક તે ન સમજિયા, વિષય તુચ્છ લોભથી ભવાબ્ધિમા વલ્યા,
એ કથા રહી પછી વિચાર શા થયા, મૃત્યુ લોક વાયુ જેટલે જ લાગિયા ૪૬
કે'નેક માસ વાણુ ચાલતુ કરે, બાર વર્ષ બાળપણુમા જઈ ડરે,
તે પછી પલાણુ જોબન અશ્વનું કરે, નવનવા પોશાક ખાનપાન શા ભરે! ૪૭
કુ ગમો કુસગ મિત્ર સાથે મચરે, તેવિ વાત ચીત કરણુ દેશમા કરે,
ભ્રાતિને પ્રવૃત્તિ નારિ ચિત્તમા વરે, મનસ્વશુર કુબુદ્ધિ સાસથી ઘણુ ડરે. ૪૮
ાણુ ફેરવે જુવાનિ અશ્વ ખેનવે, ઘાટ ઘાટથી પ્રપચ દ્રવ્ય મેળવે,
શ દેશમા નવી દુકાન ખુપવે, સા મુનીમ છે, ઘણુ હિસાબ ચૂકવે ૪૯
ાત શેઠ પારકી લઢાઈ શાજવે, કારમૂ કુટુબ માત તાત રીઝવે,
ુખ્ય શાહુકાર લાખે લેખુ લેખવે અન્યનિ લખેલી હુંડિ પાછી નવ ફરે ૫૦
શપાળ હાથમા દીવાન જઇ નમે, અમલનો છકેલો સર્વ લોકને દમે
ાર્તિ લોભિયાની વાત આપને ગમે, દ્રવ્યને મદેથી સાધુ સતને દમે ૫૧
ઃયમે અજાણુ પલક નિર્ગમે વૃથા, ધર્મ વાસના ન થાય કૃષ્ણુની કથા,
.મ સાહેબીનુ અભિમાન સર્વથા, સ્વાર્થમા ખુશાન પરમાર્થમા વૃથા. ૫૨
ાનનવી મીઠાઇ દૂધ ૂરશુ જમે, રગ મહેલમા પ્રવૃત્તિ નારીશુ રમે,
ોભ લાભ પુત્ર પામ લેઈને ભમે, ભ્રાત હીન અપકીર્તિ સર્વથા ગમે. ૫૩
ઃગ્કશી પોશાક કિનખાબ ખોળિયા, પામરા રૂમાલ રગ ચોળ મોળિયા,
રે ˆ વાકડા અમૂલ્ય કર્ણુ ચોકડા, હીમ રૂ ગલેચા શેઠ ગાદીએ પડ્યા ૫૪
ઃગ તાન નાચ થાયછે ખડા ખડા, થયા ભાઈ સાહેબ તો અમ નથી બડા,
ો‌ગ તાયફા અખડ નાચતા નડા, પ્રેમથી વેંચાય રોજ પાનના પડા ૫૫
ચો‌ ્ માળની હવેલિ ખુબ બગ ના હીંચકે પનગ ત્યા સુવર્ણુ સાખ્યા,
ભાગ્ય પાંશરેથી સર્વ વૈભવો મળ્યા, વાકડું થતાજ વભવે થકી ટળ્યા ૫૬
ૈવ કોપતા જ દેશપાળ કોપિયો, સેજ વાકમા અનત માન લૂટિયો,
દેશ દેશની દુકાન સર્વ અટકિયો, માલ ખોટ જોઈ જીવરાજ ફટકિયો ૫૭

ઊત્રાણિ અધ કરજ તો ખરૂ થયુ, કોઈ ધીરનાર નહિ નામ ડૂબિયુ;
કરજદારે ઘેરિયો દેવાળું ફૂકિયુ, એ પ્રકારે પાપ દ્રવ્ય બ્યસ્ત થઈ ગયુ ૫૮
હાય દૈવ ! હાય દૈવ ! કાઈ નવ રહ્યુ, છપન ઉપર ભેરતાન ભૂગતું ગયુ,
નામ શેઠ તે હવે ન મ કરે કહ્યુ, બ્રહ્મભોજ્ય દાન પુન્ય કાઈ ના થયું ૫
ભાગની દશાએ તોલ ભાગતો ગયો, મહા દરિદ્રતામા આહાર ચોગણો થયો,
બહુખરાબદસ્ત કારભાર ના રહ્યો, માન હીન બાપડો ફરે વહ્યો વહ્યો ૬૦
એ હૈચાલમા જુવાનિ ઘોડિ ગૂજરી, સ્ત્રી પ્રવૃત્તિએ જણી ખરાબિ દીકરી,
લોભ લાભ પુત્ર તે સમે ગયા મરી, મહા દુ ખ માહી સાભર્યા જ શ્રીહરિ. ૬૧
ક ળ પંગરેચિ વૃદ્ધ ઘોડલે ચઢ્યો, ટેક લાકડી લગામ શ્વેત કાઠડો,
વેગન્હીન ચાનતો તે જો કદી પડ્યો, માન ચાબખાનિ ચોપથી કરે ખડો. ૬૨
કાળનુ ભરેલ દેહવાણુ પૂરિયુ, આ ભવાબ્ધિ તીર નામ નર્મદા ગયુ,
ચક્રપાણિ ઓરસગ ઘાટ છીપિયુ, શ્રી કુબેર સોમનાથ ભેટ્યુ થયુ. ૬૩
તીર્થવાથીં વિષ્ણુ ભક્તને મળ્યો જઈ, તેમને સમાગમે કથારૂચિ થઈ,
તે સમે સુભગ મિત્ર તે મળ્યો તહી, ભેટતા પ્રવૃત્તિ ભ્રાતિ વેગળી રહી. ૬૪
નગ્ણુ વેશ ફેરવ્યો નવો ધર્યો લહી, વૃદ્ધ જેઠ જોઈ લાજ પુરમા વહી,
તે વહ્યા પછી પટતરો રહ્યો નહિ, તે પછી સુસગ મિત્ર ઓળખ્યો સહી. ૬૫
ઓળખ્યા પછી ફરી મળ્યો હશી ધશી, ભેદ ભાગતા પ્રવૃત્તિ ભ્રાતિ ગઈ ખશી,
પૂર્વની વિવેક વાત ચિત્તમા વશી, સાભરી નિવૃત્તિ નારને થયો ખુશી ૬૬
મિત્ર મેળવો નિવૃત્તિ નાર આ સમે શીવરાજ શાતિ-માત ભેટવો તમે,
દેહમાથી લઈ જશો વિદેહમા કયમે, તો તમારો પાડ ખૂબ માનશુ અમે ૬૭
એ પ્રમરે જીવરાજની ફરી મતિ, તે સમે સુસગ તે થયો દયાપતિ,
શ્રણિ બોધ જીવરાજને થઈ ગતિ, બ્રહ્મ ભાવથી જડી પ્રમાશ પદ્ધતિ ૬૮
મનશ્વશુર સુબુદ્ધિ સાસૂ એકઠા કર્યા, પૂર્વની નિવૃત્તિ રાણિ ચિત્તમા ધર્યા,
કોટિ વર્ષના વિયોગ રૂશણા હર્યા, અસનનુ મળ્યુ કુટુબ દુ ખ વીસર્યા ૬૯
નિવૃત્તિ નાર સગે પ્રીતડી થઇ ઘણી જીવરાજ વશ કર્યો નિવૃત્તિએ ઘણી,
પ્રથમ ભક્તિ દીકરી નિવૃત્તિએ જણી જીવરાજ શેઠને ગઈ વધામણી ૭૦
તે સમે આનંદ ચિત્ત શેઠનું થયુ, કાઈ ન રાખિયુ કને સહુ સમર્પિયુ,
નવ પ્રકાર ભક્તિનુ સ્વરૂપ સાધિયું તે સ્વરૂપ જોઈ પ્રેમરૂપ વાધિયુ ૭૧
પ્રેમનો ભરેલ શેઠ નાચતો ફરે, રોમહર્ષ થાય, ગાય ગદ ગદ સ્વરે,
પાય ઘૂઘરા સતાર વાજતા કરે, સપ્ત સ્વર ભલાથી તાન ગાન ઊચરે ૭૨

ભક્તિ પાચ વર્ષની થતા પિતા કરે, શ્રી નિવૃત્તિથી વૈરાગ્ય પુત્ર અવતરે,
હર્ષનો ભર્યો વધાઈ મસ્તકે ધરે, વણ સુમગ વાત ચીત કાઈ ના કરે ૭૩
જ્ઞાન પુત્ર તે પછી થયો નિવૃત્તિને, ગઈ વધામણી વિવેક શેઠની કને,
સમર્પણે કર્યું મહુ તદા વિવેકને વિધિ નિષેધના વિવેકની થઈ બને ૭૪
જ્ઞાન ને વૈરાગ્ય પુત્ર હાથમા ધરે શ્રી નિવૃત્તિ ભક્તિ પુત્રિ સાથ સચરે,
યોગ માર્ગમા સુમગ આગુવો કરે, લિંગ દેહ ત્યાગિને વિદેહ પરવરે ૭૫
જીવરામ ભટ્ટ નામ ગામ ધોળકુ, ટોળક દ્વિજ જાત સામણોલનુ પખુ
તે નરે વિવેક વાત જોઇને લખ્યુ, આ અધ્યાત્મ દીપ જીવ શીવ પારખુ ૭૬
આ વળી નવીન ગ્રથથી વિચારજો, ધણીક વાતનો પગતરો ખુલી જશે,
લિંગ દેહ જીવને વણિક પ્રમાણજો શેઠને વણિક વિવેક ન ભેદ આણજો ૭૭
મન મળે કુબુદ્ધિ માત કામ લીન થાય મન મલિનમા પ્રવૃત્તિ ભ્રાંતિ જૈ ભરાય,
તે પ્રવૃત્તિ ભ્રાતિથી કુમ્ભ માઇ કરાય તે કુમ્ભ બાધિ જીવ દેહમા ભરાય ૭૮
ભ્રાતિ તામસીથિ ભ્રમણતા અજાણ થાય રજગુણી પ્રવૃત્તિથી વિચારમા પડાય,
મન મળે સુબુદ્ધિમા ન કામ લીન થાય નિર્મળી નિવૃત્તિ ગાઢ મતિમા જણાય ૭૯

---

# કાળિદાસ.

## સીતાને સાસરે વળાવવા વિષે

### કડવુ ૧ લુ. વસપ્ત

જાન સાથે તે કરીને તૈયારી જી, ઘેર પધાર્યા જનકકુમારી જી,
સાથે ત્રણે બેનડી સારી જી, જનની નયણે ને ઝરમે વારી જી ૧

ઊથલો.

જનની નયણે વારી વરસે, થયા ગ ગ ક્ર
તેડી ચાલ્યા સાસરે, ફરી મળ્યાની ઉતકર
સવકુટુબ મેળુ થયું બહુ સ્નેહે મીના સાથ
દશરથ કૌશલ્યા પ્રતિ વદે, ભલામણ કરી હાથ

## રાગ ધનાશ્રી

સર્વ કુટુંબ થયુ ત્યા ભેળુ, સીતાને સાસરે વળાવે જી;
કૌશલ્યા આગળ કર જોડીને, ભાવે કરીને ભળાવે જી
જાન જોડી દશમા દઉને, વર વધુ તેડીને વળીઆ જી,
રાજા દશરથ ને જનક પરસ્પર, ઉરેઉર મેળવી મળિયા જી.
મુનિવરને જેમ મુનિવર ભેટે, સાધુને જેમ સાધુ જી,
તેમ વેવાઇને વેવાઇ મળ્યાછે, મોહી રહ્યુ વિશ્વ બાધુ જી.
ચાલી જાન સજજ થઇ સાથે, જાન વળાવા માટે જી,
જોજન એક રહ્યા ત્યા ભેળા, વેવાઇ સાથે વાટે જી
શીખામણ સીતાને દીધી, માતાજીએ બહુ ભાત જી,
દાહી સખિ અણિમાદિક સરખી, સહસ્ર આપી સાથ જી
સાસુનુ મુખ રાખજે રૂડી, કરજે શ્વશુરની સેવા જી;
ઘુઘટ પટ પટશાળે ન તજિયે, તજિયે હઠના હેવા જી
જેઠ જેઠાણીને દિયર દેરાણી, નણદીને નમતા રહિયે જી,
મુખ અવગુણ સાસરિયા કેરા, કથ આગળ નવ કહિયે જી.
પ્રોહિત કુળ ગુરુ સ્વામી શ્વશુરનુ, ચરણોદક નિત્ય લીજે જી,
સર્વ કુટુંબમા ભળતા રહિયે, મનમા તો ગર્વ ન કીજે જી.
એણી રીતે સીતાજીને જનનિયે, દીધી શીખામણ સારી જી,
માતપિતાને સુજશ આપજે, હોય સકુળની કુમારી જી
પછે અવધપતિ પ્રીતે કરીને, રાય જનકને વાળ્યા જી,
જાણિયે દ્વાદશ રાશિ ભુવનથી, જ્યોતિષમા ગ્રહ ચાલ્યા જી.
વશિષ્ઠ વિશ્વામિત્રને જનકે, કનકને પુષ્પે વધાવ્યા જી,
માગી શીખ ચરણે શીશ નામી, મૈથિલાપુરમા આવ્યા જી.
ત્યાથકી હળી મળી સૌ કોય વળિયા, પુરવાસી વૃદ્ધ બાળ જી,
જાન વિમાનતણી પેર ચાલી, ધમ ધમતી ઘુઘરમાળ જી.
લટકતા ચટકતા ચાલે, હાથીઓ તે હારોહાર જી,
ડોલે ધરણી પડ ઉત્તર દક્ષિણ, નાવે ભર્યા જેમ ભાર જી
હણહણતા અવની પગ ખણતા, ઉછળતા કેકાણ જી,
ખળભર ફાળ ભરતા ચાલે, રેવત રાણોરાણ જી.

કુમકુમ ને કસ્તુરી બેહુકે ભર્યા રે લોલ,
ચુવાચંદન ઊડે અબિલ ગુલાલ જો,
આનંદ ઉત્સવ રે થાય અતિ ઘણો રે લોલ,
ઘેર ભુંગળ ને વાજે મૃદંગ તાળ જો    જાણ્યુ જાણ્યુ
રૂપણું ગાયું રે રૂડી રીતશું રે લોલ,
સતભામાના મનાવ્યાં છે મન જો,
મીરાંનો સ્વામી રે મોન પધારિયો રે લોલ,
સતભામના જીવન કીધાં ધન્ય જો    જાણ્યુ જાણ્યુ

---

## કૃષ્ણરામ.

### કળિકાળનું વર્ણન ગરબા છંદ

(આજ મને આનંદ વાધ્યો અતિ ઘણો મા) એ દેશી
વિમળ મતિ વિપરીત    વેહવા લાગી સહુની
પરમારથની પ્રીત,    બહાર ખશી ગઈ જહુની
ઉત્તમ ચારે વરણ    ઉત્તમતાને મૂકી
કરે અધર્માચરણ,    ચિંતન હરિનું ચૂકી
વાડવ વિદ્યાવાન,    થઈ પણ ઘરઘર ડોલે
શૂદ્રતણાં સનમાન,    નહિ પણ આશિષ બોલે
વાંચે જે વેદાંત,    કણ લોભે કંઈ ઘરમાં
સમજે નહિ સિદ્ધાંત,    ભટકે ભવસાગરમાં
વિપ્ર પરસ્પર વેર,    કામે કારણે કરતા
જરને માટે ઝેર,    મમતામાં નિત્ય મરતા
વિદ્વત થઈને વ્યાજ,    ગરીબ જનનું ગમિયું
કરે અઘટતાં કાજ,    ખાતે મનકું ભમિયું
ત્યાગતણી નહિ સાન    વામ મારગે ચાલે
કરીને મદિરાપાન,    મોટા થઈને મ્હાલે;
આરણ્ય મોહન જાર,    ઉચ્ચાટન આરાધે
ઉત્તમ થઈ અભિચાર,    સુવર્ણ માટે સાધે

ઉખ્યો અડદ ઉપાન, મધુ મહિષી ને મહિતું;
દારણુ લેછે દાન, કાળ સમે કઇ કઇનું.
શુદ્રાદિકને ઘેર, શાસ્ત્ર શીખાડે જઈને;
પરમ ધર્મની પેર, વિપ્રતણી ગઇ વહિને.
એકાદશાનું અન્ન, બ્રાહ્મણને પણ ભાવે,
ધણિને નોય જો ધન, ઘર ઘરેણું વેચાવે.
મળ લઘુશંકા લીંટ, દેખતાં જ્યાં દિસે;
એ ઠેકાણે ઈંટ, માંહિ પત્રાળી પીસે.
શામા કરે રૂદન, હાથ વાળતી હઈયે;
આરોગે ત્યાં અન્ન, કોણ કોણને કહિયે.
રડતા રાજદ્વાર, પંડિત થઈને પક્ષ;
દેવડિયે છડીદાર, સહિ લે તેના ધક્ષ.
તોપણ નાવે લાજ, કિંકર મૂકે કાઢી;
વર્ષાશનને કાજ, દરબારે જાય દહાડી.
નાત નાતની નિત્ય, બદી કરે બડબડતા,
વર્ષા ઉષ્ણ ને શીત, વેઠી વાટે વઢતા.
અન્નતણો મુખ ગ્રાસ, તો પણ બોલે ગાળી;
દામતણા થઈ દાસ, પેટ મારે પાળી
વૈશ્વદેવ નૈવેદ, બ્રહ્મયજ્ઞ કે તર્પણ;
ભૂત બળિનો ભેદ, જાણે નહિ બ્રહ્માર્પણ.
સસરા કહિને ગાળ, પુત્ર પૌત્રને દેતા;
એજે ચઢાવી આળ, લાંચ પરેલ ઘે લેતા.
એક નોતરે ચાર, જમવા કાજે જાતા;
ન જુએ વરણુ ચાર, સૌને ઘેર ઘેર ખાતા.
એવા લક્ષણ ભરાઈ, પરનું આવે પ્રાશી,
રાન બધી રગડાઇ, વાણે નાંખે વાશી.
પલાંડુ લશુણ કલીંગ, મધુ-પુષ્પ ને ગાજર,
અફિણ તમાકુ ભંગ, વ્યસન કર્યામાં હાજર.
બેઠા નિત્ય બંઝર, બ્રાહ્મણ નિંદા સાધે;
સગા સગાંમાં ખાર, કળહ કરીને બાધે.

પર નાતિની રાંડ, નિજ નાતોમાં ઘાલે;
દામે ડળકી દાઢ, મનને માને ચાલે.
ઘરમાં ક્ષિપ્રા ખાય, સરખા થઇ સંબંધી;
કુલીન જમવા જાય, ત્યાંદ ધાકની બંધી.
તજી સ્નાન સંધ્યાય, ભાવે ભાવ્યું જમવું;
ચિત્તમાં નિત્ય ચહાય, પૂર્વજિયાનું જમવું.
વારે વારે વ્યાસ, થઇને માણ વજાડે;
પાંચે બેઠાં પાસ, તેક તાળીઓ પાડે.
શ્રુતિ સ્મૃતિની વાત, કાળ જીવ ઈશ્વરની
જાણે નહિ કાંઇ જાત, રાગ તાલ કે સ્વરની.
પીંગળ રીતે છંદ, કવિના કર્યા ન જાણે
પોતાતણા પ્રબંધ, રચી રાગડા તાણે.
નાંનરિયાની વાત, કેરી ને રૈંટીડા,
ગાતાં સ્યામા સાથ, કરે કટાક્ષે ક્રીડા.
અંગુળિયે અંગુઠ, બંધી ગાય ઉજાગતા,
મોટા થયા તો મૂઠ, બીજા મરે છે બળીતા
જજમાનોથી રીશ, કરિને દાપૂ લેતા,
નહિતર ફાડી શીશ, રૂધિરે હાથા દેતા.
કંઈ ધન કાજે થાય, વોહોરાના વાણોતર;
કંઈ ફારસિયે જાય, કંઈ ભીખંતા ઘર ઘર.
કઇક નાંખતા ટેલ, કઈ વીંટણિયો વીંટે.
કંઈ હાંકતા બેલ, શકટ ભરીને ઈંટે.
કંઇક કરંતા રાસ, નારી રૂપ થઈ નાચે.
મશકરિયોથી હાસ, કંઇક કરાવે સાચે.
કંઈ પાણી ભરનાર, કઇકિ રસોઇ કરતા-
કંઈ હોય નાકાદાર, કંઇક કરોડે ફરતા.
કંઈ લે ભરિને દામ, સરપણ શકટ ઈજારે;
કંઈ શેઠોનાં કામ, બેઠા કરે બજારે;
એક નાતમાં નાત, કળિયે બીજી કીધી;
ગૃહસ્થ ભિક્ષુક જાત, દીકરીઓ નવ દીધી.

નમસ્કારની રીત, તજી સલામો કરતા,
પર નાતીની પ્રીત, મનમાં કદી ન ધરતા
વંઠ થયા વકીલ, ઘર ઘર કેશ હાંકે;
દિવ્ય વધારે દલીલ, ધાનતખુણ થઈ ચાખે
ફારશિયોના દરદ, વળ્યા વિપ્રની વાણે;
ગઝલ રેખતા તરજ, ગમતા દીસે ગાણે
દીકરીયોના દામ, રદણે વાગ્યા રશિયા,
કરે કારમાં કામ, કેશ ધરે મનરસિયા
બેસે બગલે બેશ, ચકલે ઉભર હાંકે,
અરધ ઉઘાડે કેશ, તારુણીઓને તાકે
કંઈક કીધા કામ, વેગ જોઈને વધી,
નીચ જનોને નામ, આપી / બાપે કરી;
કંઈક પૂજતા પીર, અન્યનો જઈ ઓરસ,
પયમાં નાખી નીર કઈ વેચતા ગોરસ.
કંઈ પરણેલી નાર, પ્રહાર કરે ત્યાં પેખી,
કંઈક કરે વ્યભિચાર, દાર પારકી દેખી
સાઠે વર્ષે સાન, કંઈક મુખ ધરેણે
વાઉ થઈ વિદ્વાન ફરી ફરીને પરણે
નાથે કાઢ્યો નરક પોતે પાછો પેસે
ગદ્દામાં ગરક, બાધા થઈને બેસે
વાડવ ઉપર વેર, આવડુ તે કયમ આરંયુ,
કળિયે કીધો કેર, કારણ કાંઈ ન જાણ્યુ

*  *  *  *

આ અવસર અનોપ, થઈ જળમાં કયમ ઝીલો
કરીને કરડો કોપ, કળિયે લીધો કિલો
નરપતિ થઇને ન્યાય, પૂછી જોઈ ન પીછે
ધન લેવાને ધાય, અનર્થ કઇનો ઇચ્છે
વિપ્રને વપુનો દંડ, દેતા દયા ન આવે
પેમે પણ પાખંડ લાયો લ૦ લનચાવે

કેઈક વધારી કર, રાંક લોકને રગડે,
જ્યાં જ્યાં દેખે જર, બુદ્ધિ ત્યાં ત્યાં બગડે.
પર દારાનો સંગ, રાતે તેથી રમતા;
ધારી ન જુએ ઢંગ, દક્ષ જનોને દમતા.
કૂડી ધરતા કાન, સુગણ જનોની આડી,
ઘટવા લાગ્યું જ્ઞાન, દંભી સંગે દહાડી.
વેદ શાસ્ત્રની વાત, કદી ધરે નહિ કાને,
રાજી રહે દીન રાત, ગુણકા કેરે ગાને
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, કદી કરે નહિ કૂડા;
રાખે નહિ સંભાળ, ભક્ત જનોની ભૂંડા
શાક ભાજીઓ ફળ, એ પર અંત ઇજારા,
વગી બતાવે બળ, ઝોળીવાળા ન્યારા
કાચ શકટથી કાઢ, કેટલાક તો કાઢી,
કડક ભાગે સાઢ, દરવાનાદિક દહાડી.
વર્ષે વર્ષ સવાઈ ઈજારદારો વધારે;
રઈયત રૂવે રગડાઈ, કો આગળ પોકારે?
ચૌટે જણુવે સોર, દોડાવીને ઘોડા,
રાતે આવે ચોર, ઘર ઘર પડે દરોડા;
ચોરોના અસવાર, બાન પકડતા લૂંટે,
દરવાજેથી બહાર, વહારો કરે નહિ પૂંઠે
દરવાજે દરવાન, રાંક જનોને રોકે;
કોઈ ધરે નહિ કાન, રડે બિચારા પોકે
અન્યાયના દામ, લેઈ ઠરાવે સાચા,
ન્યાયિયા લે જો નામ, તો તો હણે તમાચા,
રાજ્ય તણાં સતાન, રાય આપણુને માને;
દુશ્મન થઈ દીવાન, કેદ કરે રાજાને
થોડો જોઈ અપરાધ, મંદીરીઆને મારે,
બળવતોનો બાધ, કરી શકે નહિ ક્યારે
વરતાવે નહિ ધર્મ, રક્ષિત જનનો રીતે;
પોતે પણ સત કર્મ કદી કરે નહિ પ્રીતે.

ઉત્તમ જનને આંચ, વિપ્રની નિત્યે દમતા;
વર્ષ ચાર કે પાંચ, એટલામા આથમતા.
કળિયે કીધો કેર, જેમ શશિ ને રાહુ;
માધવ કરિયે મેહેર, જોઇ પોતાના બાહુ.
વૈશ્ય કરે વિપરીત, તોલ ન સાચા તોળે;
પરમારથની પ્રીત, મૂકી મગદળ ચોળે
બાર પાણુનો માલ, વીસ પાણે વેચંતા,
દોડ દોડ દલાલ, કળહળ કેક કરતા
કહે ધર્મના સમ, ધર્મ ધમરટે ધૂજે
તોયે ત્યમનું ત્યમ, મરડી નાખે મૂજે
હેતસ્વી થઇ હાણ, કરીને લે જો ખશિયે;
વરે પરસ્પર વાણ, પોતાની પારશિયે
દમડી માટે ગાળ, મુખથી માને દેતા;
એક એકની આળ, જઈ દરબારે કહેતા.
શાણા થઇને શેઠ, પાન તમાકુ ચાવે,
વાડવ પાસે વેઠ, કાયાતણી કરાવે;
લેઈ આપ્યાની આશ, મનમાં ફરી ન રાખે;
નામતણા થઈ દાસ, ભૂંડુ મુખથી ભાખે.
જતિ ગુરૂ બ્રાહ્મણ દેવ, ગોસાઈ વિધવાનાં ધન;
સંઘરવાની ટેવ, અને ઓળવ્યાનું મન.
ચાર ગમની ઘર, થઇને કરતા કાણુ,
જિગરી કઇના જર, દેખાડે દેવાણુ
મનમા રાખે મેલ, મુખ જણાયે મીઠા,
ઘતમા ઘાલી તેલ, દેતા કઇને દીઠા
કહી બતાવે કાંય, આપે વસ્તુ બીજી,
મગન થયે મનમાય, તાળી આપે રીઝી.
વૈષ્ણવ થઇને વેષ, અબળાને આરાધે,
કરે ધર્મનો દ્વેષ, શિવની નિંદા સાધે.
સમર્પણી થઈ સ્વાદ, શીરાપૂરી જમતા,
ગુરનો લેઈ પ્રસાદ, રામા સંગે રમતા.

વિપ્ર અડે જો અંગ, છુવાઈ જઈને થૂંકે,
ઉરમાં અતિ અનંગ, માની જણી ન મૂકે
સાચા મનથી શરણ, ગુરુ ચરણે નવ ગ્હેત,
કરે અધર્માચરણ, કલ્પી કંઈ મત કહેત.
અજ મૂકાવી ધન, હિંસકને ચવરાવે,
માણસ લાયક અન્ન, શ્વાનોને ખવરાવે
જીવદયા પ્રતિપાળ, થઈને કરે ઇજારા,
કઇનો આણે કાળ, શ્રાવક થઇને સાગ
ધર્મ એટલો લાભ, બોને પણ નવ પાળે,
ગર્ભિણીઓના ગાભ. ઓષધ આપી ગાળે
પર ધનથી પરતંત્ર, સમજે નહિ શીખામણ,
જપે મૂઠના મંત્ર, ..ઇને કરતા કામણ
પરનારિને સંગ, પ્રીતિ મનમાં પેસે
અલમરથી અંગ, મરસ સમારી બેસે

*    *    *    *    *

દભી જનનો દાસ, થઇને શીશ નમાવે,
વિઠ્ઠલતણો વિશ્વાસ, શ્રદ્ધાને મન ભાવે.
ઉત્તમના આચરણ, કનિષ્ઠ થઇને કરતા
સજ્જન જનનું શરણ, ઓળખિ નવ આચરતા.
રાજ-સેવાની રીત, જાણે નહિ પણ રાખે
મુખમાહેથી નિત્ય, મમ્મો ચમ્ચો ભાખે
દેખે પરની નાર, રૂપાળી મનમાની
દડ ભરી દરબાર, તે છડાવે છાની
સતાનોના સહિત, અષ્ટ મંગળે આણે,
નારી પામે નીત, જગ જીવ્યો એમ જાણે.
ગરીબ કેરૂં ઘર, ઊલાળીને એ લે
છાનો વાપે છર, મેવા થાપે મેને
નવ જેકાણે જાય, આવે દશમે દાગે,
દાતા તેને કહી. સુવરણથી શણગારે

પાપી પડ પ્રણામ, બ્રાહ્મણને નર કરતા;
દુખે જોડી દામ દરબારોમા ભરતા
લેખી ન જુએ લેશ, નિર્મળ જનને નાગા,
નિત્ય બનાવે બેશ, દેવ મદિરે વાગા
જાત્રા જાતા સગ, જબરા બેન જોડાવે
જ્યમ વળગ્યુ હોય વગ, ત્યમ ગાડી દોડાવે
મલીન મેલુ મન, સતસગતિ નવ સૂઝે,
કલ્પિત ગાય કીર્તન, જાત જાતને પૂજે
ગૌ બ્રાહ્મણને દાસ, કરિને ધર્મે ધાવે,
સેવા બ્રાહ્મણ પાસ, કણબી થઈ કરાવે
ઝાઝુ હોય જો જર, તોતો તાણા તણાવે
વળી ઘણેરા ઘર, ચાનક કરી ચણાવે
શુદ્ધ ધર્મની નાત, હઠથી ઘાલી હેડે,
જમે જમાડે જાત, જણ્યા જમાઇ તેડે
કૌતુક સરખુ કામ, કળિયે કીધુ ભારી,
રક્ષા કરજો રામ, પ્રજા પોતાની ધારી
કડીઆ સુતાર મજૂર, વચન પ્રમાણ ન ચાલે
જોખમ કરે જરૂર, ઘર કરતાં ઘર ઘાલે
સોની દેઇ વિશ્વાસ, કાલને વાયદે કૂતું,
આપે આઠે માસ, સોનાનુ કરી સૂતુ;
ધોબી સાળવિ સઈ ફૂડી વસ્તર સાધે
રોક મજૂરી લઇ, પણ પોતાનું રાધે
વૈદ થયા વાલદ શાસ્ત્ર ઘાત સંતાણી;
સર્પદ કરી સણંદ, પાય મત્રિને પાણી
બ્રાહ્મણ વિના અનત, ગૃહસ્થ થઈને ભીખે
શેરિયે શેરિયે સત, ટેલ નાખવી શીખે
વૈરાગી ગોસાંઈ, શસ્ત્ર અંગ પર ધરતા;
મારે માહોમાંઈ, મમતા માની મરતા
અતરમા અભિમાન, બાનું હરિનુ બણિને,
માંડે દ્વિજનું માન, બ્રાહ્મણ પાસે બણિને!

કેસરી વરણ-અડાર, દંરાગીને વેશે;
ગામ ગામને બહાર, બાવા થઈને બેસે.
કરિને ચારે ધામ, પૂજા કરે પૂંજારી;
રૈવતપો લેઇ રામ, નીકળ્યાં જાય લૈ નારી
દેઈ બ્રાહ્મણને ધન, બારે વિદ્યા ભણતા,
વળના વ્યાસાસન, બેસે સિદ્ધજ ભણતા.
તિલક છાપ ને માળ ધરિને કરથી ખેંચે;
કણીક ચોખા દાળ, કઈના લાવી વેચે
કરમા લે નહિ નામ, મોટમ ગખે માઝા
લેઈ પુસ્તકનું નામ, જર લે કઈના ઝઝા.
માડીને ઘરબાર, લોટ માગતા રહાળે,
લાવી લાકડા ચાર, જમિ આરે જ્યાં જાણે
વિદ્યુલજીનો વેષ, હીંડે વિકળ વગોતા,
મૂડાવીને કેશ, જરને હીંડે જોતા
ફકીર થઈને ફળ, ભાવાનું કર પકડે
પૈના લે કરિ બળ, રાક જનોને રગડે.
ગા બ્રાહ્મણને ત્રાસ, વપનો હિનથી વાધે;
રૂડી વસ્તુની આસ, સાતે સાને સાધે
અંબુ વરસે અલ્પ, તે પણ નહિ સુખ માગ્યુ;
સત્ય ગ્લુછે સ્વલ્પ, તે પણ જાવા લાગ્યુ.
જના પુરૂષને બાઈ, બાવે છળગાઈ કેરા,
ડહાયા ડહાપણમાંય, થઇને કરે અનેરા.
પૃથ્વી પણ ગળિ જાય, ધન દાટ્યું કર નાવે,
રગડે નિચે રાય, જ્યમ જે જનથી ફાવે.
પિતા પુત્રમાં વેર, ભાઈ ભાઇને ભાડે,
જાત જાતમા ઝેર, સુખ કો કોયિ ન ત્માડે.
નગા સહોદર સાથ, વાધે વેર વધારે
નર થૈ નારી હાથ, મિત્ર પિતાને મારે.
પૂરણ પાપે તન, આ અવસરમા આવે;
લઈ તાતનું ધન. અંતે બહુ અથડાવે.

લાગે નરને અંગ, કામનિયોનાં કામણ;
માને મન થઈ દંગ, સાળાની શીખામણ.
સ્નેહી સગાં સમસ્ત, કટ કાળજું કોરે;
દાવે દેખી વસ્ત, આપ આપમાં ચોરે.
મુખ તંબોળે લાલ, પહેરે જામા નીમા;
જૂઠો જકડી માલ, સત્ય કરાવે વીમા.
રાખીને વેવાર, ગાળી નાંખે નામું;
માગે જે દેનાર, જુએ ન તેના સામું.
કરતું આપ્યું શેક, નાણું તે પણ નાપે;
સમજે કરતું શોક, વળી ઉલટું શાપે.
મેળે ખેળે જાય, ડાહ્યા કામને દરદે;
કામનિયોની કાય, મંદીરમાં પણ મરદે.
પીતળના શણગાર, સુવરણ સરખા કરિને;
વેચે મધ્ય બજાર, ધન લેઈ જાય હરીને.
રૂપૈયામાં રોળં, ત્રાંબું ઘાલે પેખી;
કોરી ભરતા તોલ, મારે ઉપર મેખી.
દામે ડગે દાહ, મનુષ્ય મનુષ્યને મારે;
ખોદી ઘાલે ખાડ, અલંકાર ઉતારે.
માત પિતાનું ધન, મૂકયું ચોરી જાતા;
માનની કરી મગન, ખાતિ ખાતું ખાતા.
ગમે ગરોના જોશ, પોમલિયો કર જોતી;
નિર્મળ જનનો દોષ, કળ્યો ન જાયે કોથી.
દુનિયા સઘળી ડહાઈ, પોત પોતાના મનથી;
સંત રહ્યા સંતાઈ, ઝેર ભરેલા જનથી.
કળિ કરે કલ્પાંત, કષ્ટ જનોને કરશે.
સધાય નહિ સિદ્ધાંત, સાખિ શીખી ને ભરશે.
પતિવ્રતાની પેર, નારી જનની નાઠી;
મરદાઈ ગઈ મેહેર, માનનીઓ થઈ માઠી.
દશ એકાદશ બાર, વર્ષે ગર્ભજ ધરતી;
વગરણી દઈ વ્યભિચાર, કામનિયો બહુ કરતી.

ચવા વામણા વેશ, આ' હાથની આડી,
લાજ રહી નહિ લેશ, તરૂણી ઉડે તાડી
ફરી ન બેસે ઠામ, ઘરોઘરે અથડાતી
દીઠમા ધારી દામ, પર પુરૂષોને ચહાતી
દૂબે ભરિયુ ઝેર, બબ્બર કરતી બોલે
વન્થી રાખે વેર, ડાકણ સરખી ડોલે
આતુને કહે શોક, વહુ આમી ગ્હી રડતી,
પછી મૂકતી પોક, રાક સરખી રડતી
આગે જો ભરથાર, સામુ બોલે મડતુ,
ખગે ધણીનો ખાર, કૂવે મૂકે જઈ પડતુ
આસુ પણ વહુ સાથ, કહે બાપની બડપણ,
લાબા કરિને હાથ, ઝૂણતા સઘળી મડપણ.
નાગી થઈને નહાય, વખાણ ત્યા પણ વાચે,
શૌચ જવાને જાય, એક કળશિયે પાચે.
મળી કોયને ગ્રેમ, ત્યા પણ બડબડ કરતી,
જેમ સાભળે લોક, એ રીતે ઉચરતી
વાટે કરતી વાત, કઈક મળીને કળવળ
જાણી જાય ન જાત, ખસે ન કરતી ખળભળ
કલ્પિત કીધા એમ, ધર્મ દિવસ ધોયાના,
નિરખે નહિ કઈ નેમ પરવ દિવસ ગેયાના
કરે કમોતે મરણ, જો દિલમા એ રૂ'
નગળ સરખા વરણ, પુરૂષ પોમા' પુરે.
એક એકથી એક, આગળ પડે ઉજાતી
અબળા મળી અનેક, પ્રૌઢ પરજિયા ગાતી
ર્' કઈ કપાળ, મૂકી ઉર ઉવાડા
જણાય નહિ જઝાળ, સઘટ પેર ાડા
આવ પ્રાતકાળ, મુખ વાળીને રતી
નીર આસુ ને લાળ દેઇ જીવોને નડતી
એજ સવારથ કાજ, પતિ પુત્રોને નાટે
દિનમા રાખે દાઝ, હ પોતે નવ હ

અપર માત થઈ આપ, દાસ પુત્રને દમતી,
ગૌઢ થાય જ્યા બાપ, ત્યા જઇ છાની જમતી
ખાય શેર બેયેક, તોય કહે નવ ભાવે
નડે તજીને ટેક, પોળો ચાર જગાવે.
તેલ સરશિયુ રાઈ, ખાતી એઠુ રાહુ
શિક્ષાથી રીસાઈ, અબળા બોલે આહુ
છાની લેઇ જાય વસ્ત, મહિયરમા મનમાની,
માડે જુદ્ધ થઇ મસ્ત, પાછી ન ધરે પાની
કાઈને સાટે કાઇ, વસ્તુ બતાવે બીજી,
ધણના જન ધરમાય, ખરૂ કહેતા રહે ખીજી
પીટ્યા કહિને ગાળ, શિશુને દેઈ પછાડે
પતિતણી પ્રતિપાળ, કરે નહિ પણ ત્રાડે
નગ્ન નદીને નીર, નરને તનુ નિરખાવે,
પતિને નિજ મંદિર, નિત્ય કરડવા ધાવે
હાય હાય કહિ આધ, વાત કરે વિસ્તારી,
મૂકી નિજમર્યાદ, નિર્લજ થઇ કુળનારી
વિવાહ મંગળ દિન, ભુંડુ ગાતી ભામા,
જાત જાતના જન સાભળવા રહે સામા
હોળીની પણ પેર, હદી ખસે જ્યમ હારી,
ગાય ત્યમ પૂરણ પેર, નરને શૂણુતા નારી
નરધનને ધનપાત્ર, સુભાગવતી કે રાડી,
મળી માનની માત્ર, ગાતે ચરખા આડી
ગેરિયે કરતી સોર, શ્યામા શરમ ન આણે
દિવસ ચઢે જ્યા પહોર, ધરમાં ધટી તાણે
ધરમા હોય જો દુ ખ, ગમતા ન મળે ધરેણા
મરડીને કહે મુખ, પાપે તમને પરણ્યા
છડે ન વીણે ધોય, તરત ન દેતી તડકા,
રસોઈમાં પણ હોય, કાયલા કેરા કકા
ચકતે ચકતે ગાય, ગરબા મળીને ધર્ણીએ,
જાર જોવાને જાય, બામા એવુ બર્ણીએ

આસુ વહુને શીશ, પ્રથમ પેરાવે વાડી;
અંતે કરતી રીશ, કહે ધોડાની લાડી.
સાસુ જોઇને સુખ, વહુ કેરૂં મન ખીજે;
વહુનું જોઇને દુખ, માસનું મન રીઝે.
અપરમાત કે માત, સુતના ઘરમાં આવી,
જે કાંઈ આવે હાથ, તે તે જાય સધાવી.
દીકરિયો થઈ દૂત, ફોમવાવી લે માનું,
શાળી ન પામે સુત, કરવા કાર્ય પિતાનુ
મરે ઉંચે ભરથાર, વગોવિ વિનતા વગે;
નીકળી જાય કુળનાર, લેઈ પારકા નરને
શ્યામા સુતને કાજ, વીર્ય ધરે કઇ કઇનુ
મૂકે કુળની લાજ, જ્યમ પાશ હોય ક્ષત્રનુ
પિતા પુત્ર ભરથાર, સમ ખાવાને જૂઠે
ચઢે ઘડી દિન ચાર, આંખ ચોળની ઊઠે
પતિનુ કરે ન માન, માનનીઓ મન માન્યુ,
સ્વારથની નહિ સાન, કળિમા સઘુ કલ્યાન
કેથ પામ બહુ દામ, ઘરના નિત્ય કરાવે
યગ્નો કરી ગુનામ, અહર નિશા અથડાવે
વિધવાપણુ જાણી બાળ, જઈ ટાંકામા નાખે
ગુણવતી થઈ ગાળ, સર્વ જનોની સાખે.
પર પુરૂષોથી વાત, હસિ હસિ વાટે કરતી
ઊઠી અરધી રાત, અબળા નવ ઓસરતી
દેવ મંદિરે જાય, નિત્ય રઝળતી રામા,
અન્ય પુરૂષ અથડાય, સુંદરીઓના સામા
ન કરે કદિયે નાર, સેવા નિજ સ્વામીની,
વાત કરે વ્યભિચાર, કાતાજન કામીની
ભાગે પર વગસુત્ર, તેવી વાતો ગ્રણતી,
થાય પુત્રને પુત્ર, તોપણ પોતે જણતી
બાળા યુવતી વૃદ્ધ, ચડબડતી નવ ચૂકે,
ખડબડ કરતી એ ધ,' મમતા મનથી ન મૂકે.

સાચી જૂઠી વાત, શૂંણી લઢાઈ લઢતી,
સમ ખાતી સાક્ષાત, રગડે રામા રડતી
વાધા પાડીં વિશેક, સનળે અવળુ સમજે
એક એકથી એક, ટક્કર લેવી ન તજે
જ્યા જાય ત્યા જાન, પરનું થતુ ન જાણે,
કરી એકઠુ ધાન, ખાડે શરમ ન આણે
કૃષ્ણ કથામા ચાત, એક એકથી કરતી,
કરે આપની ધાત કાન કથા નવ ધરતી
મનમા જાણે ડાહાઈ, વરણુન નિજનું ભાવે
રૂડુ કહે ગૉસાઈ, જાય કથામા નાવે
કેટલા કરૂ વખાણુ, કળિના જનના કરે,
ભજન પડે ભગાણુ, વાણી વળતી વરે
સર્વ જનોને સાથ, નમસ્કાર છે મારો,
જોડીને કહું હાથ, હુ છુ રંક તમારો
કોય ન કરશો રોષ, સૌથી હુ બહુ પાપી,
આવા સૌના દોષ વાણી જ્યારે વ્યાપી
કળિમા છે એ ગુણ, દારા તણા નિંદાલક
કળી શકે તે કૂણ પોતાના પ્રતિપાળક
મન ચિંતવ્યા સતકર્મ, શીઘ્ર સફળ તે થાશે
અર્ક કર્યા અધર્મ, મનન કર્યે મરદાશે
કૃષ્ણ તણા કીર્તન, ગાવા સુણવા ગમશે,
થાશે પાપ પતન, સંકટ સઘળાં શમશે
માટે શ્રીમહારાજ, મુજ સામુ કાંઇ જોઈએ
અનાદિકને કાજ, ખોટિ થવુ તે ખોઇએ
નાથ દાસને નીત, અયડામણુ ન ધરે,
પ્રભુ કરો તો પ્રીત સાચી મનમા પ્રગટે,
કોને કહું કરતાર, આતુર થયો અતિશે,
શ્રીધર કીજે સાર, દિન માના જયમ દિસે
નરતનુ કેરૂં નૂર, રહી ન જાય વિશ્રામ ,
હરિજી રાખો હજુર, બાધકારો મા ઈશ્વર

દેવ ન જોઇએ દોય, દાસતણાં મન ધારી,
રંક ઉપર શો રોષ, મહેર કરો મોરારી.
અન્ય જનોની આશ, કરવી લાગે કરડી;
જોઇયે જગત નિરાશ. પ્રભુજી પાસ મરડી.
પતિત પાવન નાથ, શરણાગતના વત્સલ;
મેં માન્યું મન સાથ, બિરદ તમારાનું બળ.
સત્ય સચ્ચિદાનંદ, વચન તમારૂં જાણી,
આવ્યો ધરી આનંદ, શરણે સારંગપાણિ.
વિટંબણાની વાત, દૂર કરો દામોદર;
જદુપતિ જાણો જાત, સંકટ કાપો સત્વર.
પ્રભુજી રૂડી પેર; ડગતું મન સ્થિર કરીએ,
માધવ કરિયે મેહેર, અરજી શ્રવણે ધરીએ,
શ્રી બ્રાહ્મણ પ્રતિપાળ, આશરે રાખો અમને;
કૃષ્ણ રામ કૃપાળ, ચરણ શરણ છે તમને.

---

# બ્રહ્માનંદ.

આ કવિ આબુ પાસે ખાણગામનો ચારણ.
એનું અસલ નામ લાડુ બારોટ હતું.

### ગરબી ૧

સર્વે જૂઠું રે સર્વે જૂઠું, સગુ કુટુંબ શરીર.
જગપતિ માયા જાણજે, સર્વે.
અંતે ન કરે અંતે ન કરે, તારી કોઈ ભીર,
ભાર વૃથા નવ તાણજે, સર્વે.
જમ જકડશે રે, જમ જકડશે, પગે લોહજંજીર,
મ્હાર જોઈ સુખ માણજે, સર્વે.
તારે આગે રે, તારે આગે, ઊઠી ગયા રે અમીર,
રહ્યા ન રાજા, રાણા જે, સર્વે.

બ્રહ્માનંદ કહે રે, બ્રહ્માનંદ કહે, ધારી અંતર ધીર,
ભજને ભરૂસો આણજે, મન.

**ગરબી ૨.**

મરી જાવું રે, મરી જાવું; મેલી ધન માલ,
કોઇ સગું નહિ કોઇને; મરી.
શાને કાજે રે, શાને કાજે, તું થાય છે બેહાલ,
ચિત્ત માયામાં પ્રોઇને, મરી.
નથી છેટે રે, નથી છેટે; જાવું આજ કે કાલ,
પગલાં તું ભરજે જોઇને: મરી.
કામ નાવે રે; કામ નાવે; હીરા મોતી ને લાલ
મૂઢ રહ્યો શું જોઇને; મરી.
બ્રહ્માનંદ કહે રે બ્રહ્માનંદ કહે; જમ પાડશે ખ્યાલ,
રહેશે સગાં સર્વે રોઇને; મરી

**ધોળ ૧.**

પ્રભુ ભજ્યા વિના ગાફલ પ્રાણી, અમે ઉમરે ખોઇ જી
મેડી મંદિર માલ ખજાના, કામ ન આવે કોઈ જી
માયા માયા કરતો મૂરખ, તૃષ્ણા માંહિ તણાણો જી;
લોકતણી લજ્જાનો લેઇને, કોરે બાંધ્યો પાણો જી

* * * *

જીવતણું કાંઈ જતન ન કીધું, મન માયામાં મોયું જી:
રાત દિવસ તત્પર થઇ રળિયો, શઠ નીર વલોયું જી
લોક કુટુંબમાં મોટો થાવા, કામ બગાડ્યું તારૂં જી,
બ્રહ્માનંદ કહેરે પ્રાણી, હજુ સમજ તો સારું જી,

મનમાં જાણે મુજ સરીખો, રસિયો નહિ કોઈ રાગી જી;
બહારે તાણી રહી બિલાડી, લેતાં વાર ન લાગી જી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશે જી;
બ્રહ્માનંદ કહે, ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશે જી.

ધોળ ૩.

મનુષ્ય દેહ ધરીને મૂરખ, કહે શી કરી કમાણી જી;
શ્વાનતણી પેર ફરતો ડોલ્યો, બોલ્યો મિથ્યા વાણી જી.
પેટ ભર્યાનો ઉદ્યમ કીધો, રાત દિવસ ધન રળિયો જી;
નરતનનું મહાતમ નવ જાણ્યું, પશુ જાતિમાં ભળિયો જી.
માત પિતા સુત બંધવ મેરી, અંતે નહિ કોઇ તારાં જી;
આવરદા હરવાને કાજે, સર્વે મળ્યાં ધૂતારાં જી;
સગાં કુટુંબી સર્વે મળીને, લૂશી ચૂશી લીધો જી;
છેલી વારે સ્વારથ સાધી, જમને આગે દીધો જી.
કાગળ ઘડી ઘડીના કાઢી, લેખાં જમડા લેશે જી;
બ્રહ્માનંદ કહે, સૌ વાંસેથી, કોઇ ન માણ્યો કહેશે જી.

ધોળ ૪.

જે તન દેખી છાકો ડોલે, તે તું દેખ વિચારી જી;
નખ શિખ સુધી નિંદા જેવું, શી માંહિ વસ્તુ સારી જી.
માંસ રૂધિર તે માંહિ ભરીને, ઉપર મઢિયું ચામું જી;
મોહતણે વશ થઇને મૂરખ, દેખે છે રૂપાળું જી.
હાડતણા પગ હાથ બનાવ્યા, કટકા કટકા સાંધી જી;
તેમાંઇ દૃઢ મમતા તુજને, એ શી આવી આંધી જી.
ઉદરમાંઇ આંતરડાં ભરિયાં, આવે ગંધ નકારી જી;
રગ રગમાં રોગે વીટાણું, મળ મૂતરની ક્યારી જી.
ટળતાં એને વાર ન લાગે, આદ્ય અંતનું ખોટું જી;
બ્રહ્માનંદ કહે, એ સારૂ તેં, કામ બગાડ્યું મોટું જી.

ધોળ ૫.

બાળાપણ તેં જીવ અજ્ઞાની, ખબર વિનાનું ખોયું જી;
સારૂં ભૂંડું કાંઈ ન સુજ્યું, રમતમાંહિ મન મોયું જી.

બ્રહ્માનંદ કહે રે, બ્રહ્માનંદ કહે, ધારી અંતર ધીર,
ભજને ભરસો આણજે, મરી.

## ગરબી ૨.

મરી જાવું રે, મરી જાવું; મેલી ધન માલ,
કોઇ સગું નહિ કોઇને; મરી.
શાને કાજે રે, શાને કાજે, તું થાય છે બેહાલ,
ચિત્ત માયામાં પ્રોઇને, મરી.
નથી છેટે રે, નથી છેટે; જાવુ આજ કે કાલ,
પગલાં તું ભરજે જોઇને; મરી.
કામ નાવે રે; કામ નાવે; હીરા મોતી ને લાલ
મૂઢ રહ્યો શું જોઇને; મરી.
બ્રહ્માનંદ કહે રે બ્રહ્માનંદ કહે; જમ પાડશે ખ્યાલ,
રહેશે સગાં સર્વે રોઇને, મરી

## ધોળ ૧.

પ્રભુ ભજ્યા વિના ગાફલ પ્રાણી, અમે ઉમરે ખોઇ જી
મેડી મંદિર માલ ખજાના, કામ ન આવે કોઈ જી
માયા માયા કરતો મૂરખ, તૃષ્ણા માંહિ તણાણો જી,
લોકતણી લજ્યાનો લેઈને, કોટે બાંધ્યો પાણો જી.

*   *   *   *   *

જીવતણું કાંઈ જતન ન કીધું, મન માયામાં મોયું જી-
રાત દિવસ તત્પર થઇ રળિયો, હાલુ નીર વલોયું જી
લોક કુટુંબમાં મોટો થાવા, કામ બગાડ્યુ તારૂ જી;
બ્રહ્માનંદ કહેરે પ્રાણી, હજી સમજ્ તો સારૂં જી,

## ધોળ ૨.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગે જી
અસંખ્ય ગયા ધન સંપતિ મેલી, તારી નજરો આગે જી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલે જી,
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલે જી
જેમ ઊંદરડે દારૂ પીધો, મરતાનો થઈ ડોલે જી,
મગરૂરીમા અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલે જી

# દયારામ.

## રાધિકાના વખાણ વિષે

### ધોળ ૧.

( મામેરા વેળા નદી જાગે રે,—એ રાગ.)

રાણી કાલિંદી પૂછે રે, કુંવરી ક્યાં ગઈ રે;
મારી લાડકડી ક્યાં લાગી આવડી વાર; મારી લાડસ પેલી લાડન્ની રે
હું તો વ્રજ પાખે ઘર આંગણુંલું કરતી હતી રે;
મારી રાધા મારાં લોચનનો શણગાર; મારી લાડસ. ૧
તારી વેણુ જોતાં વાસુકી પાતાળે પેઠો રે;
તારૂં ભાળ જોતાં ભાગે દુખ પરચંડ; મારી લાડન.
કીર ચંચુને લજાવે તારી નાસિકા રે.
તારી ભ્રૂકુટી લજાવે છે કોદંડ; મારી લાડન. ૨
તારા મુખડા ઉપર વારી કોટી ચંદ્રમા રે;
તારા નેત્ર ઉપર વારૂ મૃગને મીન; મારી લાડસ. ૩
તારા અધર પ્રવાળ બિંબ ફળ જેવા રે,
તારો કંઠ સુણી કોકિલા થઇ દીન, મારી લાડન
તારૂં હસવું જાણે વરસે મીઠડાં ફૂલડાં રે,
દીસે કુંદકળી સરખા તારા દંત, મારી લાડસ. ૮
તારૂં ગળસ્થળ સઉ શોભાનું સદન છે રે,
તારૂં ચિબુકનું ટપકું ચોરે ચંત, મારી લાડસ. ૯
તારી ગ્રીવાએ કપોત કણ રેખા રાજે રે,
તારૂં ઉદર જાણે પોયણીનું પાન, મારી લાડસ ૫
હસ્ત મૃનાળ ને ચંપકકળી આંગળી રે,
તારી કટિ જાણે કેસરી સમાન, મારી લાડન.
જંઘા કદળી થંભ સરખી જાણે શોભતી રે,
પરમાનંદકંદ પાવન પંકજ પાય, મારી લાડસ
તારી નખશિખ શોભા તે શી વરણવું રે,
તારી સમોવડ કોઈએ નવ કહેવાય, મારી લાડસ. ૬
વ્રષીશેક સુંદર વપુ ચંપક વરણ છે રે;
એની ઉપમા આપું સૌમાં દીસે ખોડ મારી લાડસ.

જુવાનપાણું જુવતીમાં ખોયુ, ધનને અરથે ધાયો જી;
મનમાં સમજે મુંજ સરીખો, નથી જગતમા ડાહ્યો જી
વૃદ્ધપણામાં ચિંતા વાધી, હાથ પાય નવ ચાલે જી;
ઘરના માણસ કહ્યું ન માને તે દુખ અતર સાલે જી.
બાળે નહિ રોગે ભેળાણો, પડિયો લાબો થઇને જી;
જમના કિંકર ગરદન ઝાલી, ચાલ્યા જોરે લઈને જી
હાલો આવ્યો ભૂલો વૂઠ્યો, કાંય ન લૈ ગયો સાથે જી,
બ્રહ્માનદ કહે જમપુરિ કેરૂં, મહા દુખ લીધુ માથે જી

## ગરબી

ટેક ન મેલે રે, તે મરદ ખરા જગમાંહિ;
ત્રિવિધિ તાપે રે, કદીં અંતર ડોલે નહિ.
નિધડક વરતે રે, દૃઢ ધીરજ મનમાં ધારી;
કાળ કરમની રે, શંકા દેવે વીસારી.
મોડુ વેહેલું રે, નિશ્ચે કરી એક દિન મરવુ;
જગસુખ સારૂ રે કદી કાયર મન નવ કરવુ;
અતર પાડી રે, સમઝીને સવળી આંટી,
માથુ જાતાં રે, મેલે નહિ તે નર માટી.
કોઈની શકા રે કેદી મનમા નવ ધારે,
બ્રહ્માનદના રે, વાલાને પળ ન વીસારે

## ગરબી

પેટ કટારી રે. પેહેરી સનમુખ ઝાલ્યા,
પાછા ન વળે રે, કોઈના તે ન રહે ઝાલ્યા
આમા સામા રે, ઊડે ભાલા અણિયાળા,
તે અવસરમા રે, રહે રાજી તે મતવાળા.
સાચા શુરા રે, જેના વેરી ધાર વખાણે,
જીવત જૂઠુ રે, મરવુ તે મગળ જાણે
તેની પેરે રે, હરિજન પણ જોઇએ તીખા,
અતર શત્રુને રે, લાગે અતિવજ્ર સરીખા
માથુ જાતા રે, મુખનું પાણી નવ જાવે,
બ્રહ્માનદ કહે રે, તે સત હરિને મન ભાવે

રમતાં રમતાંમાં પરસ્પર પ્રેમ ઊપનો રે;
મુજને ઘણો વાહાલો લાગ્યો એ ગોપાળ; માતા પ્રત્યે.
એની કંઠે મેં પેરાવી સુવરણ સાંકળી રે;
એણે મુજને આરોપી મોતી માળ; માતા પ્રત્યે. ૬
એવું જોતાં જશોદાએ અમને ઘરમાં તેડ્યાં રે;
બન્ને બેસાર્યાં છે પોતાને ઉછંગ; માતા પ્રત્યે.
નંદજીને કહ્યું, જુઓ જોડી કેવી શોભે રે;
નંદે નીર્ખ્યાં અમને રાખી બેઉને સંગ; માતા પ્રત્યે. ૭
રોહિણીજી આદે અડોશી પાડોશી આવ્યાં રે,
સહુ કહે, એ કાનને કન્યા જુક્તિ જોડ; માતા પ્રત્યે.
ઉપનંદે કહ્યું, કહાવો વૃષભાનને રે;
ઘટીત છે એ વાત રખે કરતાં મોડ; માતા પ્રત્યે. ૮
નંદરાણિયે રૂદિયાશું અમને ચાંપિયાં રે;
મેવા મીઠાઈ આપી જોયા મારા હાથ; માતા પ્રત્યે.
રોહિણીજીયે મા મુજને હેતે ચુંબન કીધું રે;
વળી હું અહિં આવી સખિયો મારી સાથ; માતા પ્રત્યે. ૯
એવું સાંભળી કીર્તિએ વૃષભાન તેડ્યા રે;
સાંભળો, આ સહુ માંડી કીધી વાત, માતા પ્રત્યે.
વૃષભાને કહ્યું, મુજને પણ એ તો ગમ્યું રે;
નંદજીને હું બે સમોવડ વિખ્યાત; માતા પ્રત્યે. ૧૦
વર્ષે બે એક મોટી છે રાધા એટલું રે;
બાકી તો છે સઘળી હળતી મળતી રીત; માતા પ્રત્યે.
કીર્તિજી કહે, તેની નહિ ચિંતા આવી મળશે રે;
પણ છે પુત્રીની દયા પ્રીતમ શું પ્રીત. માતા પ્રત્યે. ૧૧

### પદ રાગ ખમાચી.

ગરબડાની ગાય થાય નહિ.

સાધુ શ્રમ ન કરશો રે, કોટી પ્રયત્ને ગર્ધવ થાશે નહીં ગાય;
કહણુ બોલી કાળજું બાળે હરિ ભજન ભુલાય; સાધુ શ્રમ. ટેક.
કાંબળાકેરી કાળપ સો મણ, સાબુથી નવ જાય;
શ્વાનની પુંછડી થાય ન સોધી, કરે અનેક ઉપાય; સાધુ.

ગુણ રૂપનો સમુદ્ર મારી રાધિકા રે,
નથી વિશ્વ મધ્યે વર કોઇ તારી જોડ, મારી લાડસ ૭
મુજને એ ચિંતા છે મોટી મારા મન મહિં રે,
તારી તુલ્યનો દેખું વર તો હરખે મન, મારી લાડસ.
એવું સુણી બોલ્યાં દાસ દયાનાં શામની રે,
હસેતાં મરખ્યાં થઈ ગર્ભિત વચન, મારી લાડસ. ૮

રાધિકા પોતાની માતાને કહે છે.

### ઘોળ ૨.

(રાગ ઉપર પ્રમાણે.)

હું તો આજ સખિયો સંગે રમતી ગોકુળ ગઈ રે,
ત્યાં મેં રૂડો દીઠો નંદનો કુમાર, માતા પ્રત્યે રાધા એમ બોલ્યા રે
માડી સ્વરૂપ તેનું તે તુજને શુંય કહું રે,
ઘણો ચતુર શિરોમણિ ગુણ ભંડાર, માતા પ્રત્યે ૧
માડી મુખડું, જાણે, શરદનો ચંદ્રમા રે,
ભાગ્યશાળી મોટું દીસતુ કપોળ માતા પ્રત્યે.
માડી રતનાળી રઢિયાળી મોટી આંખડી રે,
એના અધર અરૂણ રંગચોળ; માતા પ્રત્યે ૨
દીપક શિખા સરખી દીપે નિર્મળ નાસિકા રે,
દંતપંક્તિ, જાણે, દાડમના છે બીજ, માતા પ્રત્યે.
ચારૂ ચિબુક ઉરસ્થળ અનુપમ અતિ રે,
કુરકટ પદજોતા ઉપજે રીજ, માતા પ્રત્યે ૩
ઘનશ્યામ કાંતિ રવિ કરતા ઘણી રે,
કોટી કંદર્પ લજાવે નટવર વેષ, માતા પ્રત્યે.
મીઠા અમૃત કરતાં વચન સોહામણાં રે,
ઘુઘરવાળા મુખ ઉપર ઝુમે કેશ, માતા પ્રત્યે. ૪
મન મોહન છબીલી છબી છેલડી રે,
એની સામુ જોતાં સેજે ઉપજે વહાલ, માતા પ્રત્યે.
એવો જશોદાના આંગણિયામાં દીઠડો રે,
મુજને દેખી સંગે રમવા આવ્યો લાલ, માતા પ્રત્યે ૫

# કુમુદચંદ્ર.

## પુરૂષને શીખામણની

### સઝાય.

શુણ, શુણ કંથા રે, શીખ સોહામણી, પ્રીત ન કીજે રે પર નારીતણી.

ત્રુટક

પર નારી સાથે પ્રીત પિયુડા, કહો કેણિ પેર કીજીએ,
એક ઉંઘ વેચી આપણી, ઉજાગરો કેમ લીજીએ,
કાછડી છૂટો કહે લંપટ, લોકમાંહે લાજીએ,
કુળ વિષે ખાંપણ નિખર લાગે, સગામાં કેમ ગાજીએ.

ઢાળ.

પ્રીત કરતાં રે પેહેલાં બીજીએ, રખે કોઈ જાણે રે મનમાં ધ્રૂજીએ.

ત્રુટક.

ધ્રૂજીએ મનશું ઝૂરિયે, પણ જોગ મળવો છે નહી,
રાત દિન મન ઝુરતાં જાય, અવટાઈ મળવું છે સહી;
નિજ નારીથી સંતોષ ન વળ્યો, પર નારીથી શું હશે;
જો બર્યે ભાણે તમ ન વળ્યો, એઠું ચાટે શું થશે. ૧

ઢાળ

મૃગતૃષ્ણાથી રે તરસ નહીં ટળે, વેળુ પીલ્યે રે તેલ ન નીકળે. ૨

ત્રુટક.

નવ નીકળે પાણી વિલોવતાં, લેશ માંખણનો વળી;
બૂડતાં બાચક ભર્યો ફીણે, તર્યો વાત ન સાંભળી,
તેમ નારી રમતાં પરતણી, સંતોષ ન વળે એક ઘડી;
ચિત ચટપટી ઉચાટ લાગે, નેણે નાવે નિંદડી ૩

ઢાળ.

જેવો ચટકો રે રંગ પતંગનો, તેવો લટકો પર સ્ત્રી સંગનો.

કુલક્ષણથી શિથળ પચો, પુરૂષ પુરૂષ થાય
વ્યડળ મરદ હોય ન કદા, સો મણ પારો ખાય, સાધુ શ્રમ
કસ્તુરી કયારે વાવો તોપે, લસણ તો ગધાય,
ઓપડ આખડીં માનતા માને, વાંઝણીં કદી ન વાય, સાધુ શ્રમ
ફળે નહીં, ફૂલે નહિ નેતર, સુધા જો સિંચાય,
આઠે પ્રહર ઉકાળીંએ તોય, ગાગડુ નવ બફાય, સાધુ શ્રમ.
વાંસ એરંડો થાય ન ચદન, મળયાચળને વાય
જેને કાજે જે સરજયા છે, તે તેમા લોભાય, સાધુ શ્રમ.

* * * * * *

## પદ ૧૧ મું

મનજી મુસાફર રે, ચાલો નિજ દેશભણી,
મુલક ઘણા જોયા રે, મુસાફરી થઇ છે ઘણી ટેક
સ્વપુર જવાનો પથ આવ્યો છે, રખે ભૂલતા ભાઇ
ફરીને આ મારગ મળશે નહિ, એવી છે અવળાઇ,
મમજીને ચાલો સુધારે ન જાશો ડાબા કે જમણી, મનજી મુસા
વચે ફાંશિયા વાટ પાડવાને, બેઠા છે બે ચાર,
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહિ ભાર,
મળ્યો છે એક ભેદી રે, કહેલી ગતિ સઉ તેતણી, મનજી મુસા
માલ વહોરો તો વહોરો શેઠના નામનો, થાય ન કયાઇ અટકાવ,
આપણો કરતા જોખમ આવે, ફાવે ધણીનો દાવ,
એટલા સારૂ રે ન થાવુ વહોરતના ધણી મમજી મુસાફર
જો જો જુગતથકી જાવુ છે, કરજો સભાળીને કામ,
દાસ દયાને એમ ગમે છે હવા, જઇયે પોતાને ગામ
સુજે છે હવા એવુ રે, અવધ થઇ છે આપણી મનજી મુસાફરરે

ત્રુટક.

નિર્મળ ભાવે નેહે સમજી, પર વધુ સંગ પરિહરો;
ચાંપિયો કીચક ભીમસેને, શિલા હેઠે સાંભળ્યો;
રણ પડ્યાં રાવણ દશે મસ્તક, રવડતાં ગ્રંથે કહ્યાં;
મુજપતિ અતિ દુઃખ પામ્યો, અજશ જગમાંહે રહ્યાં. ૮

ઢાળ.

શીળ સલૂણા રે માનવ મોહીએ, વિણ આભરણે રે જગમન મોહીએ.

ત્રુટક.

મોહીએ સુર નર કરે સેવા, વિષ અમૃત સાયર ભરે;
કેસરીસિંહ શિયાળ થાય, અગ્નિ અતિ શીતળ કરે;
સાપ થાયે ફૂલમાળા, લક્ષ્મી ઘેર પાણી ભરે;
પર નારી પરહર શિયળ મનધરે, મુક્તિ-વધુ હેલા વરે. ૯

ઢાળ.

તે માટે હું રે વાલમ વીનવું, પાયે લાગી રે મધુર વચન ચવું.

ત્રુટક.

વચન મારું માનજો, પર નારીથી રહો વેગળા;
અપવાદ માથે ચડે કૂડા, નરકે થાયે દોહિલા;
ધન્ય ધન્ય તે નર નારી જગમાં, શિયળ પાળે ઊજળો;
તે પામશે જશ જગતમાંહે, કુમુદચંદ્ર કહે સમજ લો. ૧૦

---

# જશવિજય.

## પાપ સ્થાનની સઝાઓ.

### પ્રાણાતિપાત, પાપસ્થાન ૧ લું.

"કપુર હોય અતિ ઉજળો રે" એ દેશી.

પાપ થાનક પેહેલું કહ્યું રે, હિંસા નામ દુરંત;
મારે જે જગજંતને રે, તે લહે મરણ અનંત રે.
પ્રાણી જિન વાણી ધરો ચિત્ત. ૧
માતપિતાદિ અનંતનાં રે, પામે વિજોગ તે મંદ;
દારીદ્ર દોહગ નવિ ટળે રે, મળે ન વલ્લભ વૃંદ રે પ્રાણી. ૨

ત્રુટક.

પર સ્ત્રી કેરો સંગ પિયુડા રખે મન જાણે ખરો,
દિન ચાર રહેશે રગ રૂડો. પછે રહે નહિ નિરધરો,
જે ઘણાં સાથે પ્રીત માડે. છાડો તેશુ વાતડી,
એમ જાણિ નવિ કર નાહલા, પર નારી સાથે પ્રીતડી ૪

ઢાળ.

જે પતિ વહાલો રે છાડી પાપણી, પરશુ પ્રેમે રે રાચે સાપણી.

ત્રુટક.

સાપણી સરખી વેણુ નિરખી, રખે શીળથકી ચળે,
નયણ લટકે મુખને મટકે દેવ દાનવને છળે,
મને કાળી અતિ રસાળી, વાણી મીઠી શેલડી,
સાભળી ભોળા રખે ભુલો, જાણજો વિષવેલડી. ૫

ઢાળ

સગ નિવારો રે પર રામાતણો શોક, ન કીજે રે મન મળવાતણો.

ત્રુટક.

શોક શાને કરો ફોગટ, દેખવો પણ દોહલો,
ક્ષણ મેડીએ ક્ષણ શેરીએ, ભમતા તે લાગે સોહલો,
ઉસાસ ને નીસાસ આવે, અંગ ભાગે, મન ભમે,
વળી કામ વ્યાપે દેહ દાઝે, અન્ન દીઠું નવિ ગમે. ૬

ઢાળ.

એકલડો થઈ મન શુ કળપવે, ઉન્મત્ત થઇને રે વળિ અફળ લવે

ત્રુટક.

લવે એલફેર એમ અજાણે, મોહે ઘેલો મન રડે,
મદન વેદન કહિણ જાણે, મરણ વારુ ત્રેવડે,
દશ અવસ્થા કામ કેરી કથ કાયાને દહે
એમ જાણી નારી પારકી, જે તજે તે બહુ સુખ લહે. ૭

ઢાળ

પર નારીના રે પરભવ સાભળો, કથા કીજે રે ભાવશુ નિર્મળો.

ત્રુટક.

નિર્મળ ભાવે નેહે સમજી, પર વધુ સંગ પરિહરો;
ચાંપિયો કીચક ભીમસેને, શિલા હેઠે સાંભળ્યો;
રણ પડ્યાં રાવણ દશ મસ્તક, રવડતાં ગ્રંથે કહ્યાં;
મુંજપતિ અતિ દુઃખ પામ્યો, અજશ જગમાંહે રહ્યાં ૮

ઢાળ.

શીળ સલૂણા રે માનવ મોહીએ, વિણ આભરણે રે જગમન મોહીએ.

ત્રુટક.

મોહીએ સુર નર કરે સેવા, વિષ અમૃત આપરૂ ભરે;
કેસરીસિંહ શિયાળ થાય, અગ્નિ અતિ શીતળ કરે;
આપ થાયે ફૂલમાળા, લક્ષ્મી ઘેર પાણી ભરે;
પર નારી પરહર શિયળ મનધર, મુક્તિ વધુ હેલા વરે. ૯

ઢાળ.

તે માટે હું રે વાલમ વીનવું, પાયે લાગી રે મધુર વચન ચવુ

ત્રુટક

વચન મારૂં માનજો, પર નારીથી રહો વેગળા;
અપવાદ માથે ચડે કૂડા, નરકે થાયે દોહિલા;
ધન્ય ધન્ય તે નર નારી જગમાં, શિયળ પાળે ઊજળો;
તે પામશે જશ જગતમાંહે, કુમુદચંદ્ર કહે સમજ લો. ૧૦

---

# જશવિજય.

## પાપ સ્થાનની સઝાઓ.

### પ્રાણાતિપાત, પાપસ્થાન ૧ લું.

" કપુર હોય અતિ ઉજળો રે "એ દેશી

પાપ થાનક પેહેલું કહ્યું રે, હિંસા નામ દુરંત;
મારે જે જગજીવને રે, તે લહે મરણ અનંત રે.
પ્રાણી જિન વાણી ધરો ચિત્ત.
માતપિતાદિ અનંતનાં રે, પામે વિજોગ તે મંદ;
દારીદ્ર દોહગ નવિ ટળે રે, મળે ન સ્વજન વૃંદ રે

હોય વિપાકે દશગુણું રે, એકવાર કર્યાં કર્મ;
શત સહસ્ર કોડે ગમે રે, તીવ્ર ભાવના મર્મ રે. પ્રાણી. ૩
મેર કહેતાં પણ દુખ હોવે રે, માર્યે કિમ નવિ હોય;
હિંસા ભગની અતી બુરી રે, વિશ્વાનરની જોય રે. પ્રાણી. ૪
તેહને જોરે જે હુઆ રે, રૌદ્રધ્યાન પ્રમત્ત;
નરક-અતીથિ તે નૃપ હુઆ રે, જિમ સુભૂમ બ્રહ્મદત્ત રે. પ્રાણી. ૫
નૃપ વિવેક કન્યા ખિમા રે, પરણવે જશ સાય;
તેહથકી દૂર ટળે રે, હિંસ નામ બલાય રે. પ્રાણી. ૬

## મૃષાવાદ, પાપસ્થાન ૨ જું.

" લાછલદે માત મલ્હાર " એ દેશી.

બીજું રે પાપનું સ્થાન, મૃષાવાદ દુરધ્યાન; આજ હો;
છાંડો રે ભવિ માંડો રે, ધર્મશું પ્રીતડી જી. ૧
વૈર ખેદ અવિશ્વાસ, એહથી દોષ અભ્યાસ, આજ હો;
થાય રે નવિ જાય રે, વ્યાધી અપથ્યથી જી. ૨
રહેવું કાલિક સૂરી, પરિજન વચન તે ભૂરી, આજ હો;
સહેવું રે નવિ કહેવું જૂઠ ભયાદિકે જી. ૩
આસન ધરત આકાશ, વસુનૃપ હુઓ સુપ્રકાશ, આજ હો;
જૂઠેરે સુર રૂઠે, ઘાલ્યો રસાતળે જી. ૪
જે સત્યવ્રત ધરે ચિત્ત, હોય જગમાંહિ પવિત્ર, આજ હો;
તેને રે નવિ ભેદે, શુર વ્યંતર જક્ષથી જી. ૫
જે નવિ ભાખે અલીક, બોલે સાચું ઠીક, આજ હો;
ટેકે રે સુવિવેકે સુજશ ને સુખ વરે જી. ૬

## અદત્તાદાન, પાપસ્થાન ૩ જું.

" નિંદ્રડી વેરણ હુઈ રહી રે " એ દેશી.

ારી વ્યસન નિવારીએ, પાપસ્થાન કહ્યો ત્રીજું કહ્યું ઘોર કે;
હ ભવે પરભવે દુખ ઘણાં, લહે પ્રાણી હો, એથી અતિ જોર કે; ચોરી ૧
ાર તે પ્રાયે દરીદ્રી હોય, ચોરીથી હો, ધન ન રહે નેટ કે;
ારનું કોઇ ધણી નહીં પ્રાયે લુખ્ખું હે, રહે ચોરનું પેટ કે; ચોરી. ૨
ભ જળમાંહે નાંખિયું, તળે જાયે હો જળને અપગોળ કે;
ાર કઠોર કરમ કરી, જાય નરકે હો તિમ નિપટ નિરોળ કે; ચોરી. ૩

ગાંઠે પડ્યું વળી વીસર્યું, રખે રાખો હો થાપણ કર્યું જેહ કે;
તૃણ તુષ માત્ર ન લીજિયે, અણદીઠું હો કિહાં કોઈનું તેહ કે; ચોરી. ૪
દૂરે અનર્થ સકળ ટળે, મળે વહાલા હો સગળે જશ થાય કે,
સુર-સુખનાં હોય ભેટણાં, વ્રત ત્રીજું હો આવે જશદાય કે; ચોરી. ૫
તજી ચોરપણું દેવતા, હોય નિશ્ચે હો રોહિણીયા જેમ કે;
એ વ્રતથી સુખ જશ લહે, વળી પ્રાણી હો વહે પૂણયશું પ્રેમ કે, ચોરી. ૬

## અબ્રહ્મચર્ય, પાપસ્થાન ૪ થું

"તુમે બેહુ મીત્રી રે સાહીબા" એ દેશી.

પાપથાનક ચોથું વરજીએ, દુર્ગતિ મૂળ અબ્રમ;
જગ સવિ મૂંઝ્યો છે એહમા, છાંડે તેહ અચંભ; પાપ. ૧
રેટ્ટુ લાગે રે એ ધુરે, પરિણામે અતિ ક્રૂર,
ફલ કંઈપાકે તે સારિખો, વરજે સજ્જન દૂર, પાપ. ૨
અધર વિદ્રુમ સ્મિત પુલકા, કુચફળ કઠિન વિશાળ;
રામા દેખી ન રાચિયે, એ વિષયવેલી રસાળ; પાપ. ૩
પ્રબળ જ્વળિત અય પુતળી, આલિંગન ભલું તત;
નરક દુઆર નિતબની, જઘન સેવન દૂરંત; પાપ. ૪
દાવાનળ ગુણ વનતણો, કુલ મસિ કૂર ચક એહ,
રાજધાની મોહરાયની, પાતક કાનન મેહ; પાપ. ૫
પ્રભુતાયે હરિ સારિખો, રૂપે મયણ અવતાર;
સીતાએ રાવણ યથા, છાંડો પર નર નાર; પાપ. ૬
દશ શિર રજમાંહે રોળવ્યાં, રાવણ વિવશ અગંભ;
રામે ન્યાયે રે આપણો, રોપ્યો જગ જયથંભ; પાપ ૭
પાપ બંધાય અતી ઘણાં, સુકૃત સકળ ક્ષય જાય;
અબ્રહ્મચર્યે ચિંતવ્યો, કદિય સફળ નવિ થાય; પાપ. ૮
મત્ર ફળે જગ જશ વધે, દેવ કરે સાનીધ;
બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવનીધ; પાપ. ૯
શોક સુદર્શનને ટળી, શળી સિંહાસન હોય;
ગુણ ગાય ગગને દેવતા, મહિમા શીળનો જોય; પાપ. ૧૦
મૂળ ચારીત્રનુ એ ભલું, સમકિત વૃદ્ધિ નિદાન;
શીળ સલીલ ધરે જિકે, તસ હોય સુજશ વખાણ; પાપ. ૧૧

## પરિગ્રહ મમતા. પાપસ્થાન ૫ મું

"સુમતિ સદા દિલમેં ધરો" એ દેશી

પરિગ્રહ મમતા પરિહરો, પરિગ્રહ દોષનું મૂળ સલૂણે,
પરિગ્રહ જેહ ધરે ઘણું, તસ તપ જપ પ્રતિકૂળ સલૂણે. પરિગ્રહ. ૧
નહિ પલટાયે રાશથી, માર્ગે કદીય ન હોય સલૂણે;
પરિગ્રહ ગ્રહ છે અભિનવો, સહુને દુખ નિયે સોય સલૂણે પરિ ૨
પરિગ્રહ સદગુરૂપતણે, ભવમાંહિ પડે જંત સલૂણે;
યાનપાત્ર જિમ સાયરે, ભારક્રાંત અત્યંત સલૂણે. પરિ ૩
ગ્યાન ધ્યાન હય ગય વરે, તપ જપ શ્રુત પરિતંત સલૂણે,
છાંડે સમ પ્રભુતા લહે, મુનિ પણ પરિગ્રહવંત સલૂણે પરિ ૪
પરિગ્રહ ગ્રહ વશિ લિંગિયા, લેઈ કુમતિ રજ શીશ સલૂણે,
જિમ તિમ જગ લવતા ફરે, ઉન્મત્ત હોય નિશ દીશ સલૂણે. પરિ. ૫
તૃપતી ન જીવ પરીગ્રહે, ઇંધણથી જિમ આગ્ય સલૂણે,
તૃષ્ણા દાહ તે ઉપશમે, જળ સમ જ્ઞાન વૈરાગ્ય સલૂણે. પરિ ૬
તૃપતિ સગરસુત થઈ નુહીં, ગોધનથી કુચિકર્ણ સલૂણે,
તિલક શેઠ વળિ ધાન્યથી, કનકે નંદ સુકર્ણ સલૂણે પરિ ૭
અસંતુષ્ટ પરિગ્રહે ભર્યા, સુખીઆ ન ઇંદ નરિંદ સલૂણે
સુખી એક અપરીગ્રહ, સાધુ સુજશ સમકંદ સલૂણે પરિ. ૮

## ક્રોધ, પાપસ્થાન ૬ ઠું.

"રિષભનુ વંશ રયણાયરૂ" એ દેશી.

ક્રોધ તે બોધ નિરોધ છે, ક્રોધ તે સંજમ ઘાતી રે.
ક્રોધ તે નરકનું બારણું, ક્રોધ દુરિત પક્ષપાતી રે
પાપ સ્થાનક છઠ્ઠુ પરિહરો. ૧
પાપ સ્થાનક છઠ્ઠુ પરિહરો, મન ધરો ઉત્તમ ખતી રે,
ક્રોધ ભુજંગની જાંગુળી, એહ કહી જયવતી રે, પાપ ૨
પૂરવ કોડિચરણ ગુણે, ભાવ્યો છે આતમ જેણે રે,
ક્રોધ વિવશ હુતો દોય ઘડી, હારે ફળ સવિ તેણે રે. પાપ ૩
બાળે તે આશ્રમ આપણો, ભજના અન્યને દાહે રે,
ક્રોધ કૃશાનુ સમાન છે, ટાળો પ્રશમ પ્રવાહે રે, પાપ ૪

આક્રોશ તરજના ઘાતના, ધર્મભ્રંશમાં ભાવે રે;
અગ્નિ અગ્નિમ વિરહથી, લાભે તે શુદ્ધ સ્વભાવે રે પાપ. ૫
ન હોયને હોય તો થિર નહી, થિર રહેતો ફળ છે હો રે,
સજ્જન ક્રોધ તેણુ હવો, જે હવો દુર્જનને નેહો રે પાપ. ૬
ક્રોધી મુખે કટુ બોલણું, કટકીઆ કુટભાખી રે,
અર્દ્ધિ કલ્યાણ કરા કલા, દોયના તરૂ શત સાખી રે. પાપ ૭
કૂર ગડૂચો તપકરા, ચરિત સુણી મન આણો રે,
ઉપશમ સાર છે પ્રવચને, સુજશ વચન એ પ્રમાણો રે. પાપ ૮

---

# કવિના નામવિનાની કવિતા.

## સીતાજીની કાંચળી.

પંચવટીમાં સરોવર પાસે, રમતા સીતા શ્રીરામ રે,
કનકતણો કુરંગ રાવણનો આવ્યો તેણે ઠામ;
હો રમતા રઢ લાગી રાણીને ૧
સોનાનાં શૃંગ ને ત્વચા કનકની, નાભી કસ્તુરી બેહેકે રે,
ડમરો ચરતા દીઠો જાનકીએ, નાચે નૌતમ લેહેકે, હો રમતા ૨
સીતા.—તે દેખી સીતાને રઢ લાગી, રામ એ મૃગ મારી લાવો રે,
આપણે જ્યારે અયોધ્યા જઈશું, કાચલડી સીવડાવો, હો રમતા ૩
રામ—સરોવર તીરે મૃગલો ઊભો, દીસંતો ઘણો રૂડો રે,
ઘેલી સીતા ઘેલુ શુ બોલો, મૃગ છે હૈયાનો કૂડો, હો રમતા ૪
બ્રહ્માએ જ્યારે સૃષ્ટિ રચી ત્યારે, સોનાનો નથી ઊપજાવ્યો રે
નથી દીઠે નથી શ્રવણે સાંભળ્યો, કોઈક કારમો આવ્યો; હો રમતા ૫
સીતા.—પ્રત્યક્ષ પારખુ મારા પિયુજી સાચો હશે તો સહારો રે
કૂડ કપટથી આવ્યો હશે તો, હમણાં ફીટી જાશે, હો રમતા ૬
રામ.—સાચો હોય તેને કેમ હણિયે, ક્યાં ગયું? તમારૂં જ્ઞાન રે
પોતાના સ્વારથને માટે, લો છો પશુના પ્રાણ; હો રમતા ૭
સીતા.—સીતા કહે સાંભળો રઘુનંદન, વિદ્યા તમારી કાચી રે
જીવતો મારી લાવો મૃગને, તો જાણું, વિદ્યા સાચી, હો રમતા ૮
રામ—બીજાં વિદ્યાના કામ ઘણાં છે, શાખા પત્ર ફળ ફૂલ રે
પોતાનો સ્વારથ સરતો હોય તેમ, પાપ ન કરીએ મૂળ, હો રમતા. ૯

સીતા —સીતા કહે, એક મૃગને હણતા, શાનું બેસે કર્મ રે<br>
મહા રાજાને મૃગયા રમવુ, ખરો ક્ષત્રીનો ધર્મ, હો રમતા. ૧૦

રામ – મૃગયા માટે અમે નથી આવ્યા, અમને શાની આશ રે,<br>
જ્યા જેવે આશ્રમે રહેવુ, ત્યા તેવો અભ્યાસ હો રમતા ૧૧

સીતા —સાધુ પણા જ્યારે એવા આદર્યાં, ધનુષ બાણ શાને ઝાલો રે,<br>
સાધુ થઈને રહો એકાતે, ધર્મ પોતાનો પાળો, હો રમતા. ૧૨

રામ —રામ કહે એ રાજપુત્રને, લખિયાછે એંધાણ રે,<br>
કદાપી કોઈ બળિયો દુખ દે તો, તેના લેવા પ્રાણ હો રમતા ૧૩

સીતા.—શૂર્પનખા ભગની રાવણની, તેનો શો હતો વાક રે,<br>
વણ અપરાધે તે અબળાના છેદ્યા કર્ણ ને નાક હો રમતા ૧૪

રામ —શૂર્પનખા કહે મુજને પરણો, તે મારે મન નવ ભાવે રે<br>
એકથકી અમે વાજઆવ્યા, તોબીજીને કોણ લાવે, હો રમતા ૧૫

સીતા —સંસારમા જ્યારે રહેવુ કંથજી, કાયર થયે કેમ ચાલે રે,<br>
સસારનો લાવો મારા કથજી, નારી માગે તે આલે, હો રમતા ૧૬

રામ —ઘેર બેઠા માગો તે આલું, કાયર થાઊં કયમ રે,<br>
વનમા આવીને લેવા રૂપણા, નહિ સતીનો ધર્મ, હો રમતા ૧૭

સીતા —એવો કમખો મેં નથી પેહેર્યો, કોઈ ઉપાયે કંથ રે,<br>
જાત ભલી ને ભાત અનુપમ, ઉજ્વળ અગ અનંત, હો રમતા ૧૮

રામ —એથી રૂડો કમખો શીવડાવુ સોનાના તાર-નંખાવુ રે,<br>
વારૂ ફૂલ ઉપર વેલ ફરતી, વચ્ચે મોતી ટંકાવુ, હો રમતા ૧૯

સીતા —નીપજાવી જે વસ્તુ નીપજે, તેમા તે શી વડાઈ રે<br>
અણનીપજી ને અમૂલ્યક જેની, જગમા દીસે જુગતાઈ હો રમતા ૨૦

રામ —એવા સ્વાદ હતા જ્યારે તમને, શીદ આવ્યા હતા સાથે રે<br>
ઘેર બેઠી નવ રહી રે ઘેલી, ઓઢન પહેરત ખાતે હો રમતા ૨૧

સીતા —પતિવ્રતા મારૂં વ્રત પાળવુ, પિયુ વિના કેમ રહેવાય રે,<br>
એક ઘડી જો નવ દેખું તો, બ્રહ્માંડ વહીને જાય, હો રમતા ૨૨

રામ —પતિવ્રતા જે હોય પ્રેમદા, પિયુનું માને વચન રે,<br>
સુખ ન માગે હૈયામા દાઝે, ધીરજ રાખે મન હો રમતા ૨૩

સીતા —સીતા કહે, સાભળો મારા પિયુજી, ઝાઝૂ કહે શુ થાય રે,<br>
જે આને માન નહિ પિયુનું તે, વાગે લીધી જાય હો રમતા ૨૪

દેખ્યા પાખે શાનું દાઝે, નજર પડે મોહ લાગ્યો રે;
થોડું કામ ને આળસ કરવું, હજી નથી ગયો આઘો; હો રમતાં. ૨૫
રામ.—એ અણુસરજ્યું દુખ કોણ ભોગવે, થોડા સુખને વાસ્તે રે;
બ્યાજ વધારતાં જાય મુળગા, ત્યારે રહિયે હાથ ઘસતે; હો રમતાં ૨૬
સીતા.—વસ્તુ રાખીને દામ આપીએ, ત્યારે જાયે કયમ રે;
રળીયે તો મળીએ મેહનજી, નિષ્ફળ ન હોય ઉદ્યમ; હો રમતાં ૨૭
રામ.—ઓછું હોય તે ઉદ્યમ માડે, આપણે સરવે સુખ રે;
જળ કાંઠે રહીને જે કુવો, ખોદે તે મૂરખ; હો રમતા, ૨૮
સીતા.—સરિતાનાં જળ હોય તીરે ને, કૂપનાં ઉત્તમકારી રે;
ગહ્યા જોગિયે મૃગત્વચા ગ્રહી, જો દીઠી કાંઈ સારી, હો રમતાં ૨૯
રામ.—તેને તે વસ્તુ વારૂ વિનતા, જેને જે આવે ભોગ્ય રે;
ગૃહસ્થને રાજ રિદ્ધિ રૂડી ને, જોગીને રૂડો જોગ; હો રમતાં. ૩૦
સીતા.—ભલી ભુંડી અમારે ભાગ્યે તે, જેવી શરીરે સોહિયે રે,
એવી કંચુકી આજ ન મળે, તે માટે મન મોહિયે; હો રમતાં. ૩૧
રામ.—એવડો મોહ ન ધરીએ માનની, મનમાં સંતોષ સાહીએ રે;
જ્યારે જેવું મળે તે અનુભવીએ, ઝાઝાને નવ ધાઇએ; હો રમતા. ૩૨
સીતા.—સીતા કહે શા માટે ન કરીએ, સ્વાદ નવા નવો લેવો રે;
જોબનનો લાહો જગજીવન, દિવસ ચારનો છે મેવો; હો રમતાં ૩૩
રામ.—અવસર કાંઈ ઓળખતી નથી, જેવો વેષ તેવું રમવું રે;
આપણે રાજ્યનાં રિદ્ધિ તજીને, આજ આ વનમાં ભમવું, હો રમતાં ૩૪
સીતા.—દુખના દિવસ કાલે વહી જાશે, વહાણે પામશો રાજ્ય રે;
સવેળાનું સંઘર્યું હોય તો, અવસરે આવે કાજ; હો રમતા. ૩૫
રામ.—રાજ્ય બેશીશું ત્યારે મળશે, જેવી જોઇયે તેવી જાત રે;
ચૌદ વરસ વનમાં ભમવું તો, ગત આડીની શી વાત; હો રમતાં. ૩૬
સીતા.—સીતા કહે, શા માટે ન માગું, તમ સરખો પિયુ જ્યારે રે;
લક્ષમણ સરખો દિયર મારે, લાડ કરૂં પછે ક્યારે; હો રમતાં ૩૭
રામ.—રામ કહે, તને એ શી લલુપતા, અબળાનો અવતાર રે;
વનમાં રહીને જે લોભ કરવો, ન હોય એ ધર્મ લગાર; હો રમતાં ૩૮
સીતા.—સીતા કહે, સાંભળો મારા પિયુજી, જે ઝું કહે શું થાય રે;
જે સ્ત્રીને નહિ માન પિયુનું, તે પાએ લીધી જાય; હો રમતાં. ૩૯

સીતા—ભક્તિ કરે, તે મુજને ન ભાવે, મીઠું બોલે નહિ મીઠું રે,
મુજ દુઃખનો વિશ્રામ ન કરિયે, આજ પરખ્યું દીઠું, હો રમતા ૫૫
લક્ષ્મણ—ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવો પ્રમાણો રે
રાત દિન મેં સેવા કીધી, એ ગુણ નવ જાણ્યો હે રમતા ૫૬
સીતા—સીતા કહે તારા ગુણનું લક્ષણ, પડી વેળા પરમાણ્યું રે,
માઠ સાંભળીને સાંસો કીધો, ત્યારે હેત જાણ્યું હો રમતા ૫૭
સીતા કહે, તને શાનું દાઝે, વાલા નહિ શ્રીરામ રે,
બાંધવ હોય તો, રણમાં દોડે, કરવાને સંગ્રામ, હો રમતા ૫૮
લક્ષ્મણ—તમને અહિયાં મેં સારુ મેલુ, સામો કરું છું તેથી રે
તમને જો લાંછન લાગે તો, વગતા મરીએ મેહેણે હે રમતા ૫૯
સીતા—તેના બોળાં અમે નહિ દિયરિયા, મન વશિયા મહારાજ રે
અવર પુરૂષ સાથે બોલું તો, લાગે કુળને લાજ હો રમતા ૬૦
લક્ષ્મણ—કેટલું બળ તમ અબળા કરે [illegible] તાન તે હેના રે
ગળ્યુ ધાન્ય ને પેમદા સરખી, વણસતાં નહિ વેળાં હો રમતા ૬૧
સીતા—સીતા કહે, તું શું સમજાવે સાસુ તણા સુત કાલા રે
એકનો ઊજડમાં શાને જાએ, પ્રાણ તને તારા વાલા હો રમતા ૬૨
લક્ષ્મણ—મુજને પ્રાણ જો વાલા હોય તો શીદ જાઉં હું વન રે
ફળ ફળ મેવા વીણી લાવુ છુ મેહા કરોછો ભોજન હો રમતા ૬૩
સીતા—સીતા કહે તું શું દિયરિયા, મુજને રાખે વારી રે
તું જાણે છે રામ પડે તો હું ભોગવું આ નારી હો રમતા ૬૪
લક્ષ્મણ—ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવું ન કહીએ રે,
એક દહાડે હશે હું તો, સર્વે સાચું લહિયે હો રમત ૬૫
સીતા—કપટી હોય તે કોઈ હશે નહિ, રાખે મનમાં જાણી રે
જળ કાંઠે બગ ધ્યાન ધરે તે, મચ્છને લેવા તાણી હો રમતા ૬૬
કવિ—વચનબાણ લાગ્યા લક્ષ્મણને તાપ ઊપનો તનમાં રે
બહુ એ પેર પડી લક્ષ્મણને, ઝૂરણ લાગી મનમાં હો રમતા ૬૭
ત્રિમુખ રેખા કીધી લક્ષ્મણે, દીધી રામની આણ રે
કૂડે કપટે જે કોઈ આવે, તેના જાશે પ્રાણ હો રમતા ૬૮
એમ કહી લક્ષ્મણજી ગયા, તારૂણીને લાગ્યો તાપ રે
કઠણ વચન કહ્યાં દિયરને, તેનું લાગ્યું પાપ હો રમતા

લાગ જોઈ લંકાપતિ આવ્યો, પાપીએ ચલાવ્યાં ચરણ રે;
પરદારાને હરવા કારણ, માથે લાવ્યો મરણ, હો રમતાં. ૭૦
ભગવાં વસ્ત્ર ને ભેખ સંન્યાસી, કરમાં કમંડળ ધરિયું રે;
ક્ષુધાર્તાને ભિક્ષા આપો, આવી એમ ઉચરિયું, હો રમતાં, ૭૧
આવો પ્રભુજી બેસો રૂષિજી, અમૃત બોલ્યા વાણી રે,
ઊઠીને આસન ત્યાં આપ્યું, ધર્મગૃહસ્થનો જાણી, હો રમતાં. ૭૨
રાવણ--કોણ પિતા કોને ઘેર પરણ્યાં, કોણ તમારો કંથ રે,
ઊજડમાં એકલડા મેલીને, કયાં ગયા બળવંત, હો રમતાં. ૭૩
સીતા – જનક પિતા ને દશરથ સસરો, કૌશલ્યાજી સાસૂ રે,
તાતતણાં વચન પાળવાને, અમે ત્રણે વન વાસ્યું હો રમતાં
સોનાના શૃંગનો મૃગ આવ્યો તો, કંચુકીની થઈ અભિલાખા રે,
મૃગલો મારવા પિયુજી ગયા છે, કરીને શિલિમુખ રેખા, હો રમતા ૭૫
કવિ.--શિલિમુખરેખા ઉપર મેલી પાવડી, પાપી બોલે મર્મ રે;
એ પર પગ મેલી ભીખ આપો, રહેશે તમારો ધર્મ, હો રમતા. ૭૬
પાપીનો પરપંચ ન પ્રીછ્યો, ભામિની થઈ હઈયે ભોળી રે,
પોતાની વાત જે પરને કહેશે, તે રહેશે આંખો ચોળી, હો રમતાં. ૭૭
સીતાએ સીતાફળ આપ્યાં, પગ પાવડીએ ધરિયો રે,
ઊપાડી લીધી અબળાને, હરણ કરી સાચરયો, હો રમતા. ૭૮
ત્યારે તરૂણીને ત્રાસજ પડ્યો; ધાજો લક્ષ્મણ રામ રે,
આ પાપી કોઈ હરી જાય છે, કરીને દુષ્ટનું કામ, હો રમતાં ૭૯
તે શબ્દ સાંભળી પંખી આવ્યો, દશરથનો તે મિત્ર રે,
સીતાને મૂકાવા કારણ, માંડ્યું જુદ્ધ વિચિત્ર, હો રમતા. ૮૦
રાવણે એક કપટજ કીધું, પર્વત પાછળ રહીને રે,
રૂધિરાળા પાષાણ ગીરાવ્યા, ભારે પડિયો થઈને, હો રમતા ૮૧
લાવી રાવણ લેઈને ગયો, લંકાના ગઢમાંય રે,
મૃગ મારીને રામજી વળિયા, જે જે રાઘવરાય, હો રમતાં ૮૨
નથી રે સીતા નથી રે સીતા, નથી રે મઢૂલી માંય રે,
કાગારોળ ત્યાં થઈ રહ્યો છે, ચકડોલ વાતે ત્યાંય, હો રમતાં ૮૩
પગને પગલે શોધતા તેને, ગયા તે બેઉએ ભાઈ રે,
રૂષિમુખ પર્વત આદિ પહોચ્યા, જ્યાં છે વાદરનો રાય, હો રમતાં. ૮૪

સુગ્રીવ સાથે કરી મૈત્રી, વાલીને નાંખ્યો મારી રે,
વલીનું રાજ્ય સુગ્રીવને આપ્યું, ઉપર આલી નારી; હો રમતાં. ૮૫
નર વાંદર એકઠા કરીને, સાગર બાંધી પાજ્ય રે;
રાવણને મારી કરીને, વિભીષણ આપ્યું રાજ્ય; હો રમતાં ૮૬
જુદ્ધ કરી સીતાને લાવ્યા, ઢોલ નિશાન વજડાવી રે;
સીતાજીનાં લાડ પાળ્યાં ને, કાંચલડી શીવડાવી; હો રમતાં. ૮૭
જે કો ગાએ ભણે સાંભળે, તેહતણાં દુખ વામે રે;
ધર્મ અર્થ ને કામ મુક્તિ ફળ, ચાર પદારથ પામે હો રમતાં. ૮૮

## સુભદ્રાની કંકોતરી.

### રાગ ધોળ.

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કહાવે સુભદ્રા બેહેન, વીરા વેહેલા આવજો.
શ્રીકૃષ્ણ બળદેવ બે બંધવા, તમ આવ્યે થશે સુખચેન, વીરા. ૧
ભાઈ ભત્રીજા સરવે શોભાવે છે, છે પવિત્ર પિતા વાસુદેવ; વીરા
જગતજનેતા દેવકી ને રોહિણી, આવજો સરવે મળી તતખેવ; વીરા. ૨
પનોતો પીયર પરિવાર છે, જોતાં વાધે છે ઝાઝો સ્નેહ, વીરા
દુખ જાશે સૌ દેહનાં દેખતાં, દેશ દેશમાં વખાણાશે તેહ; વીરા ૩
ભયભંજન મારી રે ભાભીઓ, સોળ સહસ્ર એકસો આઠ, વીરા
રૂડી રૂકમીણી ને રે રેવતી, જુઓ ઠાકોરજી કેરો ઠાઠ; વીરા. ૪
વેદવંતા વિપ્ર સાથે લાવજો, બીજી વરણ ઉત્તમ તે અપાર; વીરા.
સગે જાદવ સરવેને લાવજો, ભવજળના તારણ તરનાર; વીરા ૫
મેં તો પ્રેમેશું પગરણ માંડિયાં, રૂડો જગન રચ્યો રાજભોગ, વીરા
પાચ પાંડવ છે વીરા તમતણા, તેનું જેમ કલ્યાણ જ હોય, વીરા. ૬
તમ વગર મારે તો કોઇ નથી, ધર્મવતને ગુણના છો ધામ; વીરા
વીરા વેગે વેલેરા પધારજો, તમ આવેથી સરશે કામ વીરા. ૭
એક જિવ્હાએ કેમ કરી વરણવું, શેષ સરખા ન પામે પાર; વીરા.
ઝાઝું કહાવ્યું ઘણું કરી માનજો, છો છો નોધારાંના આધાર, વીરા. ૮
વાચી પત્રિકા વેહેલા પધારજો, કોડે કુટુંબ લેઈને સાથ; વીરા.
કંકોતરી લખીને કાગળિયું, આપ પવિત્ર છો વિશ્વના નાથ, વીરા. ૯
મારા સસરાને ડગલા ને ડોકીઓ, મારી સાસૂને દખણીનાં ચીર, વીરા
મારા જેઠને લાવે જોડ ધોતીઆં, જેઠાણીને ચાદરનાં ચીર, વીરા. ૧૦

મારા દિયરને લાવે વીરા પામરી, દેરાણીને છાયલની જોડ, વીરા.
મારી નણુદીને લાવે વીરા ચુદડી, નણુદોઇને પેહેરવા ઝુલ; વીરા. ૧૧
મારી ધેડીને લાવે વીરા ઢીંગલાં, કુંવરિયાને રાતડી મોળ; વીરા.
મારા કુટુંબને લાવે વીરા કાંચળી, પાડોશીને નાળિઅર જોડ; વીરા. ૧૨
મારે અરથે લાવે ઘરચોળડા, માથે બતરીસ બમરીનો મોડ; વીરા
વીરા ઘરમા ધણીને ઘોડો હંસલો, જેનાં મોતીડે જડિત્ર પલાણુ; વીરા. ૧૩
વીરા એટલી સપત હોય તો, આવજો, નહિતો રેહેજો તમારે ઘેર, વીરા
મારા જેઠ આવ્યા રે જેઠાણી સોતા, એક નાવ્યો માડી જાયો વીર; વીરા ૧૪
હું તો ઊચી ચઢું, ને હેઠી ઊતરૂં, હું તો જોઉં મારા વીરાની વાટ; વીરા
વીરો ક્યારે ગાજ્યો ને કયા ગરગડ્યો, ક્યાં વરશ્યો અશાડો મેહ; વીરા ૧૫
મારી નણુદી તે મમરકાં બોલિયાં, ભાભી નાવ્યો તમારો વીર, વીરા
મારો દિયર વધામણી લાવિયો, ભાભી આવ્યો તમારો વીર, વીરા ૧૬
વીરો દ્વારકા ગાજ્યો ને ગોકુળ ગરગડ્યો, હસ્તિનાપુર વરશ્યો મેહ, વીરા.
હવે રણુમા તે ભાલા ઝળકિયા, વળી ઝળકયાં ધોરીડાનાં શીંગ, વીરા ૧૭
હવે ઝળકયાં વીરા માથે મોળીઆ, હવે ઝળકી ભાબી માથે છાબ, વીરા.
વીરો આવ્યા, ને વાડીએ રે ઊતર્યા, મારી બેહેનીને તેડવા જાઓ, વીરા ૧૮

## રનાદેનુ ધોળ.

શીરોઈના રે સુલતાન, પાટણુના રે પરધાન,
ઓરશીઓ ઘડી લાવ્ય રે, આરસપાણુનો રે ૧
એરે ઓરશીએ રે, સવામણ સુખડ, અધમણ કેસર,
રાણી રે રનાદેનાં વરને છાંટણાં રે. ૨
રાણી રે, રનાદે રે હાર સોવરાવો રે,
તમ પેઉડો લાલ છડે રમે રે ૩
લાલ છડે રમતા રે, પામલા હાલ્યા રે,
રતન કચોળે દીવડો ઝગમગે રે. ૪

## વધાવાનું ધોળ

ભમરા પેહેલો વધાવો મારે આવિયો, મેં તો મોકલ્યો મારા દાદાને દરબાર રે;
વાડીના ભમરા દ્રાખ મીઠી રે ચાપાનેરની.
મારી માતાએ હરખે વધાવિયો, મારા દાદાએ ઝાલ્યા પાલવ છેડા રે, વાડી. ૧
ભમરા બીજો વધાવો મારે આવિયો, મેં તો મોકલ્યો મારા વીરાને દરબાર રે; વાડી
મારી ભાભીએ હરખે વધાવિયો, મારા વીરાએ ઝાલ્યા પાલવ છેડા રે, વાડી ૨